# પુરૂષ શાસ્ત્ર

# MASCULINOLOGY

## OR

## THE MYSTERIES OF MAN.

લેખક—ડી. એન. પટેલ.

ઇ. બી. વી. સી.



"The benefit which is derived from literature will depend not so much upon the literature itself, as upon the skill with which it is studied."

**Buckle's Civilization, 1,247 (1858).**

આવૃતી પેહલી.

પ્રગટ થઇ.

જુન—૧૯૧૮.

---

કિંમત. રૂ૦ ૨—૮—૦.

---

મુંબઈ.

*What God, in the might of His wisdom and the greatness of his love has created, no man or woman need be ashamed to read, talk of, learn and know.*

*For it can not be that He has so ordered it that things essential to the well-being of mankind can be destructive to real purity.*

# પુરુષ-શાસ્ત્ર.



## MASCULINOLOGY.



અત્યાર આગમચ કરતાએ પ્રગટ કરેલાં પાંચ સંસાર ઉપયોગી પુસ્તકોની હારમાળાથી આ પુસ્તક જો કે જુદુ પડે છે, પણ એમાં સમાયેલું સાહિત્ય કોઇબી રીતે તેથી જુદું પડી શકે એમ નથી.

સ્ત્રી-પુરૂશોના દુનિયવી સંસારની તવારીખ અને બહેતરીને લગતી બાબદો વિશે, સુધરેલા જમાનાના વૈદકશાસ્ત્ર, અને વૈદકશાસ્ત્રની સાથ ઘાડો સંબંધ રાખતી બીજી વિદ્યાઓની શાખાઓ-ફિઝીયોલોજી અને સાઈકોલોજી-ના સાહિત્યમાંથી મલેલા પ્રસંગોપાત બાબદો, આ પુરૂશ શાસ્ત્રમાં થોડીક સમાવી છે, પણ હેજી બીજી બેશુમાર બાબદો રહી ગઇ છે.

કોઇબી ઠેકાણે. કોઇબી બાબદમાં, કોઇબી પ્રસંગે, કરતાએ પોતાના વિચાર કે પોતાનું મત, કે પોતા તરફના ટિકા બિલ્કુલ દર્શાવ્યા નથી. ફક્ત વિદ્વાનોની શોધ-ખોલ, અને તેમના અવલોકનનું સાહિત્ય, ગુજરાતી વાંચકોની જાણમાં લાવવાની કરતાએ ખાસ મતલબ રાખી છે, કે જે વાંચ્યા અને જાણ્યાથી અજ્ઞાનતાનો અંધકાર દુર થવાનો મોટો સંભવ રહે છે.

કરતાનાં સઘળાં પુસ્તકો 'સૅમી-મેડીકલ' રૂપમાં પ્રગટ થયાં છે. આ નવું પુસ્તક પણ તેજ રૂપમાં પ્રગટ થયું છે.

સઘલાં પત્રો સાદી સમજના વાંચકોની માહિતી માટે, સરલ અને સાદી ઇબારતમાં લખ્યાં છે. કેટલીક બાબદો ઘણીજ જરૂરતની હોવા છતાં, ચોકસ સબબને લીધે કરતાએ ખાંનગી રાખી છે, કે જેથી તેનો ગેરઉપયોગ થતો અટકી શકે. દલગીરી સાથ કરતાને લખવું પડે છે, કે તેના એક આગલાં પુસ્તકમા લખાયલી કેટલીક બાબદોનો કેટલેક ઠેકાણેથી ગેરઉપયોગ થયો છે. કરતાના અમુક પુસ્તકમા છપાયલાં લખાણોનો જાહેર ખબર તરીકે ઉપયોગ થતો કરતાના વાંચવામાં આવ્યો છે. તેજ કારણે કરતાને આ પુસ્તકમાં કેટલાક ઉપયોગી અને અસરકારક દવાના નુસ્કા (પ્રિસ્ક્રીપશન) પ્રગટ કરતાં અચકાવું પડયું છે.

ડા. જામાસ્પજી ખરશેદજી નવરોજજી

સંસારનું સાચું સ્વર્ગ.



# MASCULINOLOGY.



# પુરૂષ–શાસ્ત્ર.



## MYSTERIES OF MAN.



## પત્ર ૧ લું.

### ઓ મર્દ !

**મારા પરમ સ્નેહી મીત્ર.**

આપ જાણતા હશો, કે છેલ્લાં આઠ વરસની મુદત દરમિયાંન (૧૯૦૭ થી ૧૯૧૬ સુધીમા) સ્ત્રી–સંસારને લગતી વૈદક બાબદો ઉપર મેં [1]પાંચ પુસ્તકો લખ્યાં છે. હજી મારૂં અદના મત એવું છે, કે તે પાંચ પુસ્તકો છપાયા ઉપરાંત, સ્ત્રી–જાતને લગતી હજી અસંખ્ય નવી નવી બાબદો પ્રગટ થવાની રહી ગઇ છે. ઘણાંક કારણોને લીધે તે સાહિત્ય હું પ્રગટ કરી શકયો નથી, એ મારી દલગીરી છે. આ પ્રસંગે મે મારાં વાંચકોને આપેલી કબુલાત પ્રમાણે પુરૂશને લગતાં સાહિત્યને વૈદક શાસ્ત્રને આધારે પ્રગટ કરવાની હું તજવિજ કરૂ છુ.

---

૧. એ પાંચ પુસ્તકો; ૧, સ્ત્રીનો સાચો સલાહકાર (૪ આવૃતી,) ૨, સ્ત્રી–ભવસાગર, (૨, આવૃતી). ૩, સ્ત્રી–દર્પણ. ૪, જીવન શાસ્ત્રના ગુપ્ત ભેદ, અને ૫, સ્ત્રી–શાસ્ત્રને નામે પ્રગટ થયાં છે.

જગત કર્ત્તાંએ વસ્તીના વધારા માટે નર અને નારીને પેદા કરી આ જગતને શણુગારી છે. પરમેશ્વરની પેદાયેસ મધે વસ્તું માત્રમા, સઘળે ઠેકાણે એજ ભેદ દેખાયે છે. નર–નારીની ઉતપતિથીજ જગત વસાઇ છે. એ બંને તત્વોમા 'નર' સર્વથી ઉત્તમ પ્રકારની શક્તિ ગણાયે છે. એટલું છતાં આ સવાલ સંસારમા હંમેશાં ઉભો રહે છે, કે–'જગતમાં સરસ કોણ? નર કે નારી?'

એ તકરારી સવાલનો ફડચો કરવા આ પુસ્તક લખવું નથી. એટલે એ સવાલને અત્રેજ પડતો મુકી આગળ ચાલશું. તોપણ નર અને નારી વચ્ચે થતો એક રમુજી સંવાદ અતરે નોધી લેવાની હું મારી લાલચ અટકાવી શકતો નથી.

## [૧]સંસારમા નર અને નારી વચ્ચે એક રમુજી સંવાદ.

### કોણ સરસ? ... ... ... નર કે નારી?

| (નરનો સવાલ.) | (નારીનો જવાબ.) |
|---|---|
| નરથી છે સઘળો સંસાર,<br>નર વંન નારી થાયે ખ્વાર.<br>નર નારીનો છે શંણુગાર,<br>નર નારી પર રાખે પ્યાર. ૧ | નર દોષિત છે, રહે નહિ શાંક.<br>નારીથી છે નરનુ નાક.<br>નારીને છે હરદમ કાંક,<br>નરનો હરદમ રહે છે વાંક. ૧ |
| નારી ના કંઇ રાખે ભેદ,<br>નારીથી નર જાયે કેદ.<br>નારીથી છે નરને ખેદ,<br>નર કરે નારીની વેહ. ૨ | નર નારીને છોડે છે,<br>નારી નરની જોડે છે.<br>નર પ્રિતને તો તોડે છે,<br>પરનારી પર દોડે છે. ૨ |

૧. કરતાની લખેલી વેલાતના કાળાં મેંઢાંવાલી વારતામાથી ઉતારો.

નારીમા રહે કમ અક્કળ,
વહેમ, અદેખાઇ, પુશ્કળ.
પડે જરા કમતી એક તલ,
જાય લેવા જબરૂ [1]હાબલ. ૩

નારીથી દીપે છે કુળ,
નારી છે ગૂલાબી ગુલ.
નારી વંન છે સર્વ ધુળ,
નારી નરના સૂખનુ મુળ. ૩

નર વન નારી તો રંડાય,
નર સંગ નારી શોભા પાય.
નર વંન નારી ધક્કા ખાય,
નરથી નારી ઇજ્જત પાય. ૪

નારીથી નર રાજી છે,
નારી નરનો કાજી છે.
નર તો હરદમ પાજી છે,
એ વાત જગતમા તાજી છે. ૪

ધન પર નારી પ્યાર કરે,
ધન વંન નારી [2]જાર કરે.
તે નારી પર ફિટકાર પડે,
ધન ખાતર જે પ્યાર કરે.

લાજવાબ.

## જન્મ લીધેલો ફોકટ ક્યારે જાયે છે ?

મીત્રો, એક મહાંન વિદ્વાંન લખી ગયો છે, કે:—

"Better to be unborn than untaught: for ignorance is the root of misfortune" Plato.

વિદ્વાંન પ્લેટોના એ શબ્દો છે. "આ જગતમા જન્મ લેઈ અજ્ઞાંન રહેવા કરતાં, જન્મ લેવોજ નહી, એ બહેતર છે: કેમકે અજ્ઞાંનતા એ કમનસીબીનુ મુળ છે." આ વાત હવે છુપી રહી નથી, કે આદમી જાતે પોતાની ઓલાદને સુધારવા માટે, સંસારી જ્ઞાંનનો અભ્યાસ અને અનુભવ મેળવવો જોઇયે છે. જ્યાં સુધી કુદરતના નિયમોને મરદો તેમજ ઓરતો પીછાંનતાં શીખશે નહી, ત્યાં સુધી તેઓ કદીબી પોતાની ધાર્મિક અને સંસારી હાલત સુધારી શકનાર નથી. અજ્ઞાંન હાલતમા વસી જીવ્યાથી, આદમી પોતાનો સંસાર

૧. હુંલ્લડ. ૨ કુકર્મ.

કદીબી સુધારી શકતું નથી; પોતાની હાલત તેમજ પોતાની ઓલાદને પણ તે સુધારી શકતું નથી; ટુંકમા આ જગતમા તેણે લીધેલો જન્મ ગોયા ફોકટ જાય છે.

ઓરત તેમજ મરદને માટે નેમાયલા કુદરતના નિયમોની નેમ, એકજ શુભ પરીણામ લાવે છે. તે નિયમો તોડયાથી કુદરત તેમને મદદ કરતી નથી. પરીણામ દુઃખ, વિપ્તી, અને દલિદ્રતામા આવે છે.

તન સુખ તેમજ મન સુખ માટે જે જ્ઞાંન ઓરતે જાણવું જરૂરનુ છે, તેમજ તે મરદને માટે પણ તેટલુ જ કિમતી છે.

## મરદને ઓરતની કેટલી જરૂર છે ?

હે નાર! હોશ પકડ! અજ્ઞાંતાની નિંદ્રામાથી તું જાગ્રુત થા. તારી આંખ્યો સાંમે તારે માટે જ્ઞાંન અને કેળવણીનો પ્રકાશ દીપી રહ્યો છે, તેનો તું ઉપયોગ કર. જગતમા શુર વીરોનો દુકાળ પડયો છે; પ્રમાણિક નરોની ખુટ પડી છે; સ્વાર્થિક આદમીઓ કદમ–કદમ પર નજરે પડે છે; ધાર્મિક વાતાવરણમા અધર્મનો અંશ વિશેશ પ્રગટી રહ્યો છે.

એ સઘળુ કયારે સુધરશે ? ખચીત ભવિશની ઓલાદ તરફ જ આપણ આશાભરી નજર કરી શકીયે. જેમ એક મોટી ઇમારત ઉભી કરવા માટે મજબુત પાયાની જરૂર છે, તેમ આદમીનો સંસાર સુખી કરવા માટે અજ્ઞાંનપણું દુર થવાની મોટી જરૂર છે. નારી! મરદથી તું કોઇબી પ્રકારે ચઠીયાતી નથી તો શું થયું? તોપણ તારી કિમત, તારૂ મુળ, મરદથી સેહેજ બી ઓછું અંકાતું છે જ નહી. જેટલી જરૂર બળતી બતીને તેલની છે; જેટલી જરૂર આદમીની

આંખોને દિપતા પ્રકાશ અને રોશનીની છે; જેટલી જરૂર જગતને સુર્યની છે; તેટલી જ જરૂર જગતમા નરને નારીની છે.

ઓ નર! હે મહાપ્રતાપી નર ! જબરી જાતી, અને જોરાવર કાઠીના મરદ, તું સાંભલ ! ઓરતનુ અજ્ઞાંનપણુ દુર કરવાની ફરજ તારે કપાલે ચોંટી છે. ત્યાં સુધી તું તારી ફરજ પરીપુર્ણ કરી શકયો છે, એમ કહેવાશે નહી. જ્યાં સુધી સ્ત્રી–પુરૂશનુ જાતી વિશેનુ અજ્ઞાંનપણુ દુર થશે નહી, ત્યાં સુધી ઇનસાંનની ઓલાદ કદીઅી સુધરનાર નથી. કુદરત વિશાળ છે. તેના ભેદ અને તેના ભરમ અસંખ્ય છે. તે ભેદોને પોંહોચી વળવા આપણી નજર લાચાર છે. તોપણુ વિદવાંનોનો અનુભવ જ્યારે આપણી મદદે આવ્યો છે, તો તેવી તકને જવા દેવી, એ પણુ એક અજ્ઞાંનપણુ કહેવાય. માટે આ આઇતો લાભ લેવામા ઢીલ થવી ન જોઇએ.

શારિરીક વૈદક જ્ઞાંનની બાબદો, સામાન્ય વાંચક વર્ગ આગલ રજુ કરતાં મરીયાદાનો ભંગ ન થાય, તેની પ્રથમથીજ હું સાહુચેતી રાખતો રહ્યો છુ. આ પુસ્તકમા તો મને તે માટે એવડી સાહુચેતી રાખવી પડશે, કેમકે એમા જો કે મરદો માટેજ લખાંણ કીધું છે, છતાં સ્ત્રી–જાત માટે પણુ ઘણીક બાબદો આવી ગઈ છે, અને તેથી એ પુસ્તક તેમના હાથમા પણુ જઇ પડવાનો મોટો સંભવ હું કલ્પી શકુ છુ. ફરી ફરી કહેવાની જરૂર નથી, કે સંસારની બહેતરી, ઓલાદની બહેતરી, અને સુખનો સેહલ માર્ગ વૈદક શાસ્ત્ર શીખવે છે. એક વિદવાંન લેખક કહે છે, તે બેશક ખરૂ છે, કે :—

**"If it is possible to perfact mankind, the means of doing so, will be found in the medical science" Descartes.**

આ પુસ્તકમા સમાયેલાં પત્રો વાંચી ભલે તમો શકમંદ થાઓ, પણ તેમાં સમાયેલી બાબદો માટે તમો પુરતી જુસ્તજુ કીધા વગર રહેતા ના. તેમ કરતાંજ તમારી ખાતરી થશે, કે એ પત્રોમાં સમાયેલી બાબદો કેટલી અને કેવી વજુદ ધરાવે છે. ભલે એ લખાંણને બેવજુદ ગણજો, પણ અપક્ષપાત નજરથી તેમા સમાયેલી વિગતોને જોવાની પ્રમાણિક તજવિજ કરજો. તમારાથી બનતી દરેક પ્રમાણિક કસોટી ઉપર આ પત્રોમા સમાયલી બાબદોને કસી જોયા પછી જ, તમો તેનું વાજબીપણુ વિચારજો.

લા૦ દુવાગીર

D. H. P.



# પત્ર ૨ જું.

## અંધકારમા આદમી !



### મુર્તીપુજક જમાનો.

**મારા માનવંત મીત્ર**

થોડાક વિદ્વાંનોજ નહિ પણ સઘળા વિદ્વાંનો એક મતે એવું કહે છે, કે જે જે દુઃખ અને દરદો માણુસ જાતને લાગુ પડે છે, તેનું મુળ કારણ તેમનું "અજ્ઞાંનપણુ" હોય છે.

બહુ પુર્વ કાળમા દુનિયામા જ્યારે જંગલી જમાનાંનુ જોર પ્રબળ હતું, તે વખતની તવારીખ ઉપર નજર કરશું, તો માલમ પડે છે, કે ઇનસાંન પોતાની અજ્ઞાંન હાલતને લીધે, તે વખતે કેવા કેવા વિચીત્ર રેવાજોને શરણુ થઈ પડયુ હતું. તે જંગલી જમાનો પુરો થવા છતાં, અને દુનિયા સુધારા અને કેળવણીમા આગળ વધતી જતી હોવા છતાં, હજી અજ્ઞાંનપણું આદમીઓના અંતરમાથી ગયું નથી. સદીઓ આગમચ વિદ્વાંન પ્લેટો કહી ગયો, તે બેશક ખરૂં છે, કેઃ—

"**Ignorance is the root of misfortune.**" ઇનસાંનની દેહને લાગુ પડતાં દરદોનો મોટો ભાગ, એ અજ્ઞાંનપણુાના મુળમાથી ફુટી નિકળે છે. ખાધા–પીધામા, ફરવા–હરવામા, પેહરવા–ઓઢવામા, રહેવા–વસ્વામા અને સંસાર વહેવારમા, જે જે દુખ દરદ અને પીડાકારીઓ આદમીને વેઠવી પડે છે, તેનુ મુળ કારણુ અજ્ઞાંનપણું છે.

## એક ભયંકાર મરજ! અજ્ઞાનપણું.

અજ્ઞાંનપણું એ એક ભયંકાર મરજ છે, એમ જો કહીશું તો તે કદીબી ખોટું કહેવાશે નહી. કેમકે અજ્ઞાંનપણાથી જે જે દુખ દરદો આદમીના શરીરમા ઉતપંન થાય છે, તેમા સ્ત્રી તેમજ પુરૂશોનુ પોતાના જનંન શરીર સંબંધી અજ્ઞાંનપણુ ઘણુંજ નુકસાંનકારક ગણાય છે. શરીર રચનાના જ્ઞાંનથી, તેમજ શરીરની અંદર આવેલાં સઘળાં અવયવોના ગુણદોષના જ્ઞાંનથી જેટલું આદમીને વાકેફ થવાની જરૂર છે, તે કરતા હજાર ગણી વધારે જરૂર આદમીને—સ્ત્રી તેમજ પુરૂશને—પોતાના જનંન શરીરની રચના, તેની બનાવટ, અને તેના ગુણ-દોશથી માહિતગાર થવાની જરૂર છે. એટલુંજ નહી પણ ફરજ છે. કેમકે એવાં જ્ઞાંન વીના આદમી પોતાનું શરીર સેંકડો પીડાકારી અને બલાગતથી બચાવી શકે એમ નથી; એટલુંજ નહી પણ એવાં જ્ઞાંન વીના, આદમી પોતાની ભવિષની ઓલાદને નિરોગી અને આબાદ બનાવી શકે નહી.

સેંકડો અનીતી અને બદીઓ જેમા ઇનસાંન ફસે છે, તે તેના ‘અજ્ઞાંનપણાને’ લીધેજ હોય છે. હલકા વર્ગમા અનીતી અને બદી જે મોટે ભાગે નજરે પડે છે, તેનું કારણ એજ. માટે એટલાંજ કારણે એ અજ્ઞાંનપણાને જેમ બને તેમ નાબુદ કરવું ઘટે છે.

કુદરતે નિર્માંન કરેલા કાયેદાની સાથે આદમીના શરીરની તંન્દરોસ્તી જે રીતનો સંબંધ રાખે છે, તે જોતાં આદમી સંપૂર્ણ સુખ અને પુર્ણ આરોગ્યતા ભોગવી શકે, એ અશકય છે. વૈદક શાસ્ત્ર હજી એવી સંપુર્ણતાની ટોંચે પોંહોચ્યું નથી, કે જેની મદદ વડે, હવાની અંદર થતા નાશકારક ફેરફારોની અસર, આદમી પોતાના શરીર અંદર થતી અટકાવી શકે, અને તેમ કરી પોતાના તન બદનને દુખ દરદથી નિરોગી રાખી શકે. હજી સુધી આદમી મોતને અટકાવી

શકયું નથી, છતાં જીવન શક્તિને જાળવી રાખવા, દુઃખ દરદોને દુર કરવા, જવાંનીને નિભાવી રાખવા, અને ઘડપણનો અટકાવ કરવાની યોજના, વિદ્યા–હુન્નર અને વૈદક શાસ્ત્રને આધારે, કાળાં માથાંનું આદમી યોજતુજ રહ્યું છે.

એ સઘળું કયાં થાય છે? એ સઘળી ચળવળ અને ચટપટ પશ્ચિમ તરફ ચાલુ થઇ રહી છે, અને તે મહાંન કાંમને પોંહોંચી વળવા ત્યાંનીજ પ્રજા જન્મ પાંમી છે, એમ કહેવું જરાબી ખોટું કહેવાશે નહિજ.

## આદમી જાતનાં જનંન અવયવો દુનિયામા કેવી રીતે હિંનપસ્તીમા આવી પડયાં.

વાંચક મીત્ર, આદમી–જાતના જનંન અવયવો તરફ ધિક્કાર અને હિંનપસ્તીના નજરે શા કારણથી જેવામાં આવે છે, એ એક બહુ પુરાણો સવાલ છે.

દુનિયાની શરૂઆતના જંગલી જમાનામા, માનસ–જાતનાં શરીરના ગુપ્ત ભાગો—જનંન અવયવોની—પ્રજા ઉતપંન કરવાની અજાયેબ જેવી શક્તિને લીધે, તે કાળમા વસ્તી જંગલી પ્રજાઓ, શરીરના એ ભાગો તરફ ઇશ્વરી માનથી જેતાં હતાં, અને દુનિયાના તે જંગલી મુર્તીપુજક જમાનામા, તેમની મુર્તીઓ બનાવી તેઓ આરાધતાં હતાં. આ બાબદ નિચલા શબ્દોમા એક વિદવાંન લેખકે રજુ કરી છે:—

"*In the early history of the world, the people of pagan nations, struck with the mysterious powers of the procreative organs to

*Home Cyclopedia. By E. B. Foote, M. D.

produce human beings, defied them—made idols in their image, and worshipped."

બહુ પુર્વ કાળના મુર્તીપુજક જમાનામા, એક વખત એવો હતો કે, આદમીના જનંન અવયવોની મુર્તીઓ ( idols ) પુંજવામા એક જાતનો ધર્મ ગણાતો હતો. આ ધર્મને ઇંગ્રેજી ભાશામા phallic worship ને નામે ઓળખાવ્યો છે. આ ધર્મ હાલમા જણાયલા સર્વ ધર્મની આગમચ દુનિયામા હસ્તી ધરાવતો કહેવાય છે. પ્લેટો, પીથેગોરસ અને એરીસ્ટોટલના જમાનાની બહુ આગમચ આ ધર્મ હતો, એમ જણાવવામા આવે છે. પાછલા જમાનામા Isernia (નેપલ્સ) મધે આવી જાતની મુર્તી પુંજા થતી હતી, કે જે મુલક ઇ૦ સ૦ ૧૮૦૫ મા થયલા ભયંકાર ધરતીકંપથી નાશ પામ્યો હતો. અજબ જેવું તો એ છે, કે હાલના જમાનામા જાપાંન દેશના અમુક ભાગમા હજી એવી મુર્તીપુંજા ચાલુ રહી છે. એક મુસાફ્રર જણાવે છે કે:—"જાપાનીસ લોકો અનેક દેવતાઓને માને છે, અને તેમની મુર્તીઓને આરાધે છે. એવી જાતની મુર્તીઓ માહેલી એક તરીકે પુરૂશ લિંગને પણ તેઓ પુંજે છે, અને વાંઝણી સ્ત્રીઓ સંતાંનની ઉમેદમા તેમને આરાધતી કહેવાયે છે. આવી પુંજા મોટે ભાગે નિચલા વર્ગના અજ્ઞાંન અને વહેમી જાપાનીઓ કરતા કહેવાય છે."

## આદમીએ શરીર ઢાંકવા માટે પ્રથમ કપડાં પહેરવાં કેમ શરૂ કીધાં?

એ રેવાજનો નાશ કરનાર ખ્રીસ્તી પ્રજા હતી, એમ બાઇબલનો અભ્યાસ કરતાં માલમ પડે છે. ખ્રીસ્તી પ્રજાએ એ રેવાજને નાબુદ કરવા મજબુત હાથે લડત ચલાવી હતી, અને રફ્તે રફ્તે તે રેવાજ નાબુદ થયો હતો, અને આદમીના શરીરના ગુપ્ત ભાગો ત્યાર પછી રફ્તે રફ્તે ધિક્કાર અને હિનપસ્તીમા આવતા ગયા, અને મજકુર રેવાજ અંતે

નાશ પામ્યો. પાછળથી એ રેવાજ આખરે એટલી હદ સુધી નાબુદ થયો, કે સ્ત્રી તેમજ પુરૂશો પોતાના શરીરના એ ભાગોને છુપાવવાની તજવિજ કરવા લાગ્યાં.

અને એ રીતે શરીરના એ ભાગોને છુપાવવાનો અને તેને 'ગુપ્ત શરીર' તરીકે ગણવાનો રેવાજ ચાલુ થયેલો કહેવાય છે. સુધારા અને કેળવણીના વધારા સાથે આ નવો રેવાજ રફતે રફતે એટલો તો જડ ઘાલતો ગયો, કે અમુક પ્રજાઓમા સ્ત્રીઓ પોતાના આખાં શરીર તેમજ ચેહરાને છુપાવવામા નીતીનું ધોરણ સમજવા લાગી, અને એવી રીતે સંસારમા વર્તવાનું ધાર્મિક ફરમાન પાછળથી આમેજ થતું ગયું.

લા૦ દુવાગીર

D. H. P.



# પત્ર ૩ જું.



## આદમીના હાડકાંનો માળો !



**HUMAN SKELETON.**



( ચીત્રો સાથે. )

**મેહરબાંન મીત્ર**

તમો જાણો છો? આપણું આખું શરીર કેટલાં હાડકાનુ બનેલું છે? કદાચ તમો કહેશો, કે તે સઘળાં વિશે જાણી શું કરવું છે? પણ આ વાત તમો ભુલી જાઓ છો, કે ઘણીક વાર એકાદ અકસમાત પ્રસંગે જ્યારે શરીર માહેલું કોઇ હાડકું ભાગી જાયે છે, ત્યારે શરીર માહેલાં હાડકાં વિશેના જ્ઞાનનો જો મેહેજ઼બી ખ્યાલ હોય, તો તેવે વખતે તે ખરેખર ઘણુજ કાંમનુ થઇ પડે છે. માટે એ હાડકાંઓને લગતો કાંઇક ખ્યાલ આપવાની હું તજવિજ કરૂં છું. અલબત્તાં મારે કાંઇ તમુને 'હાડવૈદ' બનાવી દેવા નથી, કે આદમીના શરીર માહેલાં દરેક હાડકાંની બારીક વિગત અતરે દર્શાવવાની તજવિજ કરૂં.

### આદમીના શરીર માંહેલાં હાડકાંની વિગત.

આદમીના શરીર માહેલાં હાડકાં કાંઇ એકજ ઘાટના હોતાં નથી. વિદવાંનોએ શરીરના સઘળાં હાડકાંને ચાર ભાગમા વેંહચી નાખ્યાં છે. (૧) લાંબા હાડકાં—(૨) ટુકાં હાડકાં—(૩) પોહોળાં યાને ચપટાં

હાડકાં–(flat bones)—અને (૪) અનિયમિત આકારના હાડકાં (irregular bones)—હોય છે. આદમીના હાડપીંજર વિશે મારાં આગળાં પુસ્તકોમા હું જુદે જુદે પ્રસંગે લખી ગયો છુ, પણ આ પ્રસંગે અધુરી રહેલી કાંઈક વિગતો, ઉપર ટપકેથી દર્શાવવવા ધારૂં છુ. એકંદરે આપણું શરીર નીચે જણાવ્યા પ્રમાણે ૨૦૦ હાડકાંનુ બનેલું છે.

| | | |
|---|---|---|
| બરડાના કાંઠાના. (Spine) ... ... ... | ૨૬ | હાડકાં. |
| માથાંની ખોપરીના. (Skull) ... ... ... | ૮ | ,, |
| મોહડાં યાને ચેહરાના. (Face) ... ... ... | ૧૪ | ,, |
| પાંસળી અને છાતીના. (Ribs and Breast bones) | ૨૬ | ,, |
| થાપાથી પગનાં આગલાંના. (Lower extremities) | ૬૮ | ,, |
| ખભાંથી હાથના આંગલાંમાં. (Upper extremities) | ૬૨ | ,, |
| | જુમલે ૨૦૦ | હાડકાં. |

## સ્રી અને પુરૂશના હાડકાંમા કુદરતે રાખેલા ભેદ વિશે.

બાળપણમા તેમજ જવાંનીમા શરીરના હાડકાં મોટે ભાગે મુલાએમ અને નરમ હોય છે. પણ જેમ જેમ માનસ મોટું થતુ જાયે છે. તેમ તેમ શરીર માહેલાં હાડકાં જડ થતાં જાય છે. કેટલાંક હાડકાં જે જવાંની દરમિયાંન શરીરમા છુટાં અને હિલી શકે તેવાં હોય છે. તે ઘડપણમા એક બીજા સાથ જોડાઇ જાયે છે. અને તેમની ખાસિયત એવી તો બદલાઇ જાય છે, કે સેહેજ અકસ્માત થતાંજ તે ભાગી જાયે છે.

શરીર માહેલાં દરેક નાંહનાં કે મોટાં હાડકાંને વૈદક શાસ્ત્રમા જુદાં જુદાં નામે ઓળખાવ્યાં છે. એ સઘળાં બસો હાડકાંની વિગતમા હાલ જવાની જરૂર નથી. પણ મુખ્ય હાડકાંના નામો જાણેલા ઠીક થઇ પડશે.

## હાડપિંજરની ઓળખ !

સામે આપેલાં ચીત્રમા દર્શાવેલી નિશાણી પ્રમાણે જોતાં તમો તે ઓળખી શકશો. દાખલા તરીકે માણસનુ માથું અનેક જુદાં જુદાં હાડકાંનુ બનેલું છે. સઘળાં મળી આંઠ હાડકાંના જોડાંણથી આદમીનુ માથું બનેલું છે. માથાંના આગળા ભાગને "ફ્રૉન્ટલ" (Frontal) અને પાછલા ભાગને "પેરાયટલ" (Parietal) કહે છે. માથાંની ખોપરીનો એ ભાગ, ચીત્રમા *1* અને *2* વાલી નિશાણીઓ દેખાડે છે. નંબર *7* વાલું હાડકું નિચલું જડબું, "લોઅર- જૉ" (Lower Jaw) છે.

નંબર *14* પેહલ્લી પાંસળીનુ હાડકું (First rib) છે. એ પેહલ્લાં નંબરની પાંસળીથી ગણુતાં, નંબર *15* વાલું હાડકું, તે આંઠમી પાસળી છે. નંબર *17*, છાતીનું હાડકું છે. એ હાડકું "સ્ટરનમ" (Sternum) ને નામે ઓળખાયે છે. નંબર *18*, *19* અને *20* વાલાં હાડકાંના ભાગથી, કેડ, ઠાપો, અને પીકુ બને છે. એ હાડકાં, 'ઇલિયમ, પ્યુબિસ,' અને 'ઇસ્કિયંમ' ને નાંમે ઓળખાય છે.

હવે ખભાં તરફ નજર કરશો, તો *21* નંબરવાલું જે હાડકું દેખાય છે, તે હાંસડીનું હાડકું છે. એ હાડકું તબિબી ભાશામાં "કલેવિકલ બોન" (Clavicle bone) ને નામે જણાયલું છે. ઘણાકો એને "કૉલર-બોન" ને સાધારણ નામે પણ ઓળખે છે. નંબર *22*, વાલું હાડકુ પીઠ પાછલ આવેલું છે. એ ખભાંનુ હાડકું છે. એ હાડકું "સ્કેપ્યુલા" (Scapula) ને નામે જણાયેલું છે. એ પછી બાજુ યાને દંડવાલું હાડકું નંબર *25* વાલું છે, જેને "હ્યુમરસ" (Humerus) કહે છે. એ "હ્યુમરસ" ને નિચલે છેડે હાથની કાંડીના બે હાડકાં જોડાયલાં છે, જે *31* અને *33* નંબર દેખાડે છે. એ બે હાડકાં

આદમીના હાડકાંનો માળો.—હાડપીંજર.



*31* "રેડીયસ" (Radius) અને *33*, "અલ્ના" (Ulna) ને નામે ઓળખાયે છે. આ બે હાડકાંને છેડે આપણાં હાથની પોંહોંચીના આઠ નાહનાં નાંહનાં હાડકાં કેવી રીતે ગોઠવાયલાં છે, તેનું ચીત્ર ઉપલાં ચીત્રની જોડમા અલાહેદું જુદુ આપ્યું છે.

પીડું તથા કેડના હાડકાં તરફ હવે આપણુ નજર કરશું, તો જાંગ, ઘુંટણુ, પગનો નળો, અને પગની પાતલીની રચના નજરે પડે છે. નંબર *63* એ જાંગનું હાડકું છે. એ હાડકાંને તબીબો "ફીમર" (Femur) ને નામે ઓળખે છે. સાધારણ રીતે એ "થાઇ-બોન" (Thigh bone) યાને જાંગનુ હાડકું, એવે નામે જણાયલું છે. એ "ફીમર" હાડકાંનો ઉપલો છેડો, ગોળ અને ઘણો મજબુત હોય છે, અને તે પીડુવાલાં હાડકાંના એક ગાળામા એવી રીતે ગોઠવાયલો હોય છે, કે એક મીજાગરાંની મિસાલ તે દરેક રીતે સેહલથી હિલી શકે છે.

આ જાંગના હાડકાંનો એક છેડો, ઉપરથી જ્યારે પીડુંના હાડકાંમા મીજાગરાની માફક જોડાયલો છે, ત્યારે તેનો બીજો છેડો, પગના નળાવાલાં હાડકાં સાથે જોડાયલો છે. આ બે લાંબાં હાડકાંના જોડાંણુથી પગનું ઘુંટણ બને છે. પણ ઘુંટણુને બચાવવા માટે, કુદરતે એક બતાંસા જેવા ઘાટનુ હાડકું, તેના દર્શનમાજ ગોઠવેલું છે, જે હાડકાંને "પટેલા" (Patella) કહે છે. ચીત્રમા આ હાડકું નંબર *68*, અંકવાલું છે. સાધારણ રીતે એ હાડકું "ની-કૅપ" (knee-cap) ને નામે ઓળખાયે છે.

જાંગના હાડકાંના નીચલા છેડા સાથ નળાનું હાડકું જોડાયલું છે, જે હાડકાંને તબીબો "ટિબીયા" (Tibia) કહે છે. આ નળાના હાડકાં સાથ એક બીજુબી લાંબુ અને પતલું જેવું હાડકું જોડાયલું છે, જેને "ફિબ્યુલા" (fibula) કહે છે. એ હાડકું *74* નંબરવાલું

છે. આ "ફિબ્યુલા" પગની બાહારની બાજુએ આવેલું છે. આપણા પગની બાહારની "ઘુંટી" આ "ફિબ્યુલા" ના છેડાની બનેલી છે. "ટિબીયા" અને "ફિબ્યુલા" ના બને નિચલા છેડાના જોડાંણથી, આપણા પગની ઘુંટીનો સાંધો રચાયલો છે.

આપણા પગના સાંધાની રચના લગાર ગુચવાડા ભરી છે. તેની રચનામા કેટલાંક નાંહનાં હાડકાંઓ આવેલાં છે, જેનું ચીત્ર ઉપલાં ચીત્રની જોડમા નંબર ( *II* ) વાલું ચિત્ર જોયાથી અટકળી શકાશે. આ સાંધાની રચનાની બારીકીમા ઉતરવાની ઝાઝી જરૂર જણાતી નથી.

એવી રીતે આદમીના હાડકાંનુ ખોખું બનેલું છે. જ્યાં જ્યાં સાંધાઓ આવેલા છે, ત્યાં ત્યાં તે હાડકાંઓનું જોડાંણ "સંધી બંધન" ( ligaments ) અને એવીજ બીજી ખાસ જોગવાઇથી કુદરતે કરેલું છે, કે જેથી જોઇતી દરેક જરૂરી હિલચાલ આદમીથી થઇ શકે.

કુદરત કદી પણ પક્ષપાત નથી. જગતની વૃધી કરવા જગપતીએ નર અને નારીનાં જોડાં પેદા કરયાં, અને પ્રત્યેકને સંસાર વેહવારમા જુદી જુદી ફરજો બજાવવા સરજ્યાં, તો તે ફરજોના કાર્ય પ્રમાણે તેમના શરીરની રચનામા પણ કાંઇક ગુપ્ત ભેદ એવો રાખ્યો, કે જેથી તેઓ પોત પોતાની ફરજો આસાંનીથી બજાવી શકે.

ત્યારે એક હાથ ઉપર મરદ, અને બીજા હાથ ઉપર ઓરતની શારિરીક રચના વચે કેવા અને શું શું ફરક છે, તે જાણવા જરૂરના છે. જગતમા બંનેની ફરજો જુદા જુદા પ્રકારની છે. બંનેની ખાસિયતો અને ખવાસો પણ જુદા પ્રકારના છે. બાહારથી નજર કરતાં, અને સાદી નજરથી જોતાં જો કે કાંઇબી તફાવત હોય એવું આપણને દીસતું નથી, પરંતુ બંનેની શારિરીક રચના વચે મહાંન તફાવત અને મોટા ફરક રહ્યા છે, એમા તો જરાએ શક નથી.

કદમા અને બાંધામા પુરૂશ મોટો અને જબરી જાતીનો દેખાય છે, એમા તો શક નથીજ. તેના શરીરના હાડકાં દેખઇતાંજ મોટાં હોય છે; તેના શરીર ઉપર માસના લોચા "મસ્લ્સ" (muscles) સારી રીતે ખિલી રહેલા દેખાય છે; અને તેની આંખો માહેલાં તેજની ચમકથી તેનો ચેહરો દિપી રહેલો જણાય છે.

ઓ નાર! એવા જબરી જાતીવાલાની સાથે સરખાવતાં તું કેવી લાગે છે? તું નાજુકાઇનો એક નાદર નમુનો છે. મરદની સાથ સરખાવતાં કદમા અને બાંધામા તુ થોડી કે ઘણી નાંહની અને નાજુક બનેલી દેખાય છે. તારા શરીરના હાડકાં પુરૂશ જેવાં દલદાર દેખાતાં નથી; તેમજ તારાં શરીર ઉપરના "મસ્લ્સ" પણ પુરૂશ જેવા ભરેલા હોતા નથી, જો કે તારા 'મસ્લ્સની' બનાવટમા નાજુકાઇ અને ખુબસુરતી દેખઇતી વધારે મોહક, અને રોણકદાર જણાઇ આવે છે.

વાચનાર આ એટલાજ ફરક પુરૂશ અને સ્ત્રી જાત વચ્ચે હોય છે, એમ તુંએ કદીબી સમજવુ નહી. આખું શરીર અને તે શરીરના ભીતરમા સમાયલાં કિમતી અવયવોની તપાસ કરતાં, જે જાણવા જોગ ફરક બંને જાતી વચ્ચે કુદરતે રાખેલા છે, તે માહેલા થોડાક વિશે જાણવું ઠીક થઇ પડશે.

લા૦ દુવાગીર

D. H. P.



# પત્ર ૪ થું.



## માનસનું માસ-મંદીર.

(ચીત્રો સાથે.)



**માનવંત રફીક**

મરદના આખાં શરીરમા આવેલાં હાડકાનો હિસાબ ગયા પત્રમા દેખાડ્યા પછી, હવે માસ અને લોહીનું બનેલું આદમી કેવી રીતે પોતાની જીંદગી દરમિયાંન શારિરીક હિલચાલ કરે છે, તેનો ઉપર ટપકેનો ખ્યાલ આપવાની કાંઇક તજવિજ હું કરૂ છુ.

માણુસના શરીરના સઘળાં હાડકાં ઉપર 'મસ્લ્સ' યાને માસના લોચા બંધાયલા છે. એને હાલ તુરત આપણુ 'મસ્લ્સ' ના નામેજ ઓળખીશું. આગળ જણાવ્યું તેમ આખુ શરીર ૫૦૦) મસ્લ્સનું બનેલું કહેવાય છે. આ 'મસ્લસ' અનેક આકારના હોય છે. જેવાં આકારના હાડકાં હોય છે, તેને અનુકુળ થઇ પડતા ઘાટના લાંબા કે ટુંકા, જાડા કે પતલા તથા પોહોળા પંખા જેવા ઘાટના મસ્લ્સ હોય છે. તે સઘળા એવી રીતે શરીરમાં ગોઠવાયલા હોય છે, કે તેથી આખાં શરીરનો ઘાટ ઘડાઇ રહે છે.

હાથ તેમજ પગ ઉપર આવેલા કેટલાક 'મસ્લ્સ' ને 'ફ્લૅક્સોર્સ' (flexors) કહે છે, કેમકે તેવા 'મસ્લ્સ' ની મદદથી, હાથ તેમજ પગ વાળી શકાય છે. તેમજ કેટલાક 'મસ્લ્સ' ને

'ઍક્સટૅન્સોર્સ' (extensors) કહે છે, કેમકે હાથ તેમજ પગ તેથી લાંબા અને સિધ્ધા થઇ શકે છે.

શરીરને રંગ, રૂપ, અને ઘાટ ઘટમ આપવા માટે પરમેશ્વરે આ 'મસ્લ્સ' ની રચના કરી છે. એ 'મસ્લ્સ' ને આપણ માસના લોચાને નામે ઓળખ્યે છીયે.

આખાં શરીરમા એ મસ્લ્સની સંખ્યા આગળ કહ્યું તેમ પાંચ-સોની છે. દરેક મસ્લ્સની જોડ (pair) હોય છે, અને શરીરની ડાબી અને જમણી બાજુ, તે એકએકની સામસામા ભાગમા આવેલા હોય છે. મસ્લ્સની રચના કેવી રીતે શરીર અંદર થઇ છે, અને હાડકાં ઉપર તે કેવી રીતે ગોઠવાઇ ગયા છે, તે આ સાથ આપેલાં ચીત્રને તપાસી જોતાં, વાંચકને તેનો કાંઇક ખ્યાલ આવી શકશે.

આ મસ્લ્સની બનાવટની બારીકીમા ઉતરવાની કાંઇબી જરૂર, સાધારણ વાંચકોને હોય એમ લાગતું નથી, એટલે તે વિશે વધુ લંબાણ કરવાની જરૂર નથી. પણ એટલું જાણવું જરૂરનું છે, કે આં મસ્લ્સના છેડામાથી દોરડાં જેવા મજબુત સનાયું નિકળે છે, જે હાડકાં સાથ મસ્લ્સને મજબુત બાંધી લીયે છે. તબીબો એને 'ટૅન્ડન' (tendon) કહે છે. કોઇ વખત એ 'સિન્યુસ' (sinews) ને નામે પણ ઓળખાયે છે.

ખરેખર આ 'ટૅન્ડન' શરીરમા એક મજબુત દોરડાં સમાન કાંમ કરે છે. શરીરમા કોઇ કોઈ ઠેકાણે એ 'ટૅન્ડન' દોરડાં જેવું આપણા હાથને પણ લાગે છે. દાખલા તરીકે હાથના આંગલાંના 'ટૅન્ડન' તેમજ પગની એડીની ઉપર આવેલું દોરડાં જેવું 'ટૅન્ડન' છે, જે 'ટૅન્ડો–એકિલીસ' ને નામે ઓળખાય છે. એવાંજ મજબુત અને જાડાં 'ટૅન્ડન' પગના ગુઠનની પછવાડે આવેલાં છે, જે ગુઠન વાળીને તપાસતાં તુરતજ માલમ પડે છે.

મોટે ભાગે શરીર માહેલાં 'મસ્લ્સ' ને છેડે, 'ટૅન્ડન' હોય છે, પણ કેટલાક એવાંબી 'મસ્લ્સ' છે, કે જેને છેડે 'ટૅન્ડન' બિલ્કુલ હોતાં નથી. વળી કોઇક 'મસ્લ્સ' એવાબી છે, કે જે હાડકાં સાથ બંધાયલા હોતા નથી. એ સઘળા માટે વિગતવાર બયાંન કરવાની કસ્સી જરૂર જણાતી નથી, પણ ફ્કત વાંચકની જાણ માટેજ અતરે તે વિશે ઇશારો કરવો જરૂરનો છે.

## શરીરનો પાછલો નગ્ન ભાગ.

### ( ચીત્ર સાથે. )

સામે આપેલું ચીત્ર જુવો. એક મરદના આખાં શરીરનો તે પાછલો ભાગ છે. શસ્ત્ર વૈદોએ આદમીના શરીર ઉપરથી ચાંમડી કાહાડી લીધા પછી નજરે પડતા 'મસ્લ્સ' નો દેખાવ રજુ કરનારૂં એ ચીત્ર છે. શરીરના પાછલા ભાગ ઉપર આવેલા થોડાક બાહારના મસ્લ્સ વિશે જાણવું જરૂરનું છે. તબીબી ભાશામા દરેક 'મસ્લ્સ' ને નામથી ઓળખાવ્યાં છે. તે નામથીજ આપણ એ માસના લોચાને ઓળખીશું. ચીત્રમા આપેલાં અંક પ્રમાણે જુવો.

2. સ્ટરનો-મૅસ્ટૉઇડ મસ્લ્સ. ( Sterno-mastoid.)
3. ત્રેપિઝીયસ મસ્લ્સ. ( Trapezius.)
4. ડેલ્ટૉઇડ. ( Deltoid. )
5. ટ્રાઇસૅપ્સ. ( Triceps. )
9. લેટિસીમસ ડોરસાઇ. ( Latissimus dorsi.)
10. ગ્લુટીયસ મૅક્સીમસ. (Gluteus maximus.)
11. વાસ્ટસ ઍક્સ્ટરનસ. (Vastus externus.)
12. બાઇસૅપ્સ-ફૅમોરીસ. (Biceps femoris.)
13. ગૅસ્ટ્રોકનિમીયસ. ( Gastrocnemius.)

માનસનું માંસ-મંદીર.—શરીરનો પાછલો ભાગ.



ધ્યાંન રાખવું કે ચીત્રમા જે 'મસ્લ્સ' દાખવ્યા છે, તેટલાજ 'મસ્લ્સ'થી કાંઇ શરીરનો પાછલો ભાગ બનેલો નથી. ચીત્રમા દાખવેલા 'મસ્લ્સ' ની હેઠળ વળી બીજાબી 'મસ્લ્સ' આવેલા છે, જે એ મસ્લ્સની હેઠળ ઢંકાઇ ગયલા છે. આદમીના શરીરની પ્રત્યેક હિલચાલ પ્રત્યેક 'મસ્લ્સ'ની ખેંચતાંણુને આભારી હોય છે. આખાં શરીરના સઘળા મસ્લ્સ માટે અતરે લખવા જેટલી જગ્યા નથી.

## મસ્લ્સના પરાક્રમ.

એં માસના લોચા—'મસ્લ્સ'—બારીક બનાવટ વિસ્તારવાની આ પુસ્તકમા જરાએ જરૂર જણાતી નથી.

બાલ જેવા બારીક દોરાને એકઠા કરી તેમાથી જેમ દોરડાં બનાવવામા આવે છે, તેમ આદમીના માસના મસ્લ્સની બનાવટ પણ મોટે ભાગે તેવીજ હોય છે. તાર જેવા બારીક માસના હજારો રેસા (fibres) ભેગા મલ્યાથી આપણા 'મસ્લ્સ' બને છે.

પગના હાડકાંઓ ઉપરના મસ્લ્સની મદદથી આપણુ બેસી, ઉઠી, અને ચાલી, દોડી, તેમજ કુદી શકીયે છીયે. લાત મારવામા, પણ એજ મસ્લ્સની મદદ લેવી પડે છે.

હાથના હાડકાં ઉપરના મસ્લ્સની મદદથી આપણુ કામ-કાજ, અને ધરી પકડી, તેમજ લખી શકીયે છીયે. ઠોસાબાજી, છાપટ અને સલાપ, કે તમાચા મારવામા એજ મસ્લ્સની મદદ લેવી પડે છે.

ઢડ ઉપરના મસ્લ્સથી આપણુ ખડા તતાર ઉભા રહી શકીયે છીયે. છાતી ઉપરના મસ્લ્સથી આપણુ શ્વાસો શ્વાસ લઇ શકીયે છીયે. આંખોની આસપાસ આવેલા અતી નાજુક મસ્લ્સથી, આપણી આંખોને આપણુ જીવ ચાહે તેમ જુદી જુદી તરફ જેવા માટે ફેરવી શકીયે

છીયે. ચેહરાની ઉપર આવેલા મસ્લ્સ વડે જુદા જુદા મનના જુસ્સા ચેહરા ઉપર આપણુ દરશાવી શકીયે છીયે. દાખલા તરીકે ગુસ્સો, ધિક્કાર, દલગીરી, અદેખાઇ કે ખુશાલી, તેમજ અજાયેબી, ધાસ્તી અને ફિકર વિગેરે જુસ્સા આપણુ દાખવી શકીયે છીયે. એ અને એના જેવાં બીજાં સંખ્યાબંધ કાર્યો, જીવતી જીંદગી દરમીયાંન આદમી જે બજાવી રેહ્યું છે, તે એ મસ્લ્સના પ્રતાપ છે.

## જગતમા મસ્લ્સ વિનાનુ આદમી !

ખ્યાલ કરો મીત્ર, એ મસ્લ્સ જો કુદરતે આદમીને બક્ષેલા નહિ હોત, તો આદમીની હાલત જગતમા કેવી થાત ? એ સવાલ સેહેજમા કોઇબી ઉઠાવી શકે એવો છે. અને તેનો જવાબ અતરે આપવો ઠીક થઇ પડે એમ છે.

જગતમા આદમીની હાલત મસ્લ્સ વીના જંગલમા ઉગેલાં એક ઝાડના જેવી થઇ પડતે, એમ નક્કી જાણવું. જે રીતે જમીનમા બીજ નાખ્યાં પછી ઉગી નિકલેલું ઝાડ, જમાનાઓ સુધી જ્યાંનુ ત્યા સ્થીર હાલતમા પડી રહે છે, તેવી સ્થીર સ્થીતીમા આદમીને પ્રથ્વી ઉપર વસ્વાટ કરવો પડતે.

## ઇચ્છા-મંછાનો ધણી.

### (મીત્ર સાથે.)

શરીર વિદ્યાના વિદ્ધાંન અભ્યાસીઓના જણાવ્યા પ્રમાણે, આદમીની દરેક હિલચાલ અને ઇચ્છા-મન્છા ઉપર તેનું ભેજું અમલ ચલાવે છે. આદમીનુ ભેજું તેનો 'ગવરનર' છે, અને તેની જે ઇચ્છા હોય, તે પ્રમાણે આદમી વર્તી શકે છે. એ ભેજાંની બનાવટ, અને બારિકી વિશે અત્યાર આગમચ મારાં આગળાં [1]પુસ્તકમા

૧. જુવો મારૂં આગલું પુસ્તક શ્રી દરપણ.



જ્ઞાંનતંતુઓ શરીરમા કેવી રીતે ફેલાઈ ગયાં છે,
તેનો દેખાવ.

ઘણું લખાઇ ગયુ છે, એટલે ફરી લંબાણુ કરવાની જરૂર નથી. એ ભેજાંની બનાવટમાથી જે ૧૨, બારીક તારની જોડી, આદમીના બરડાની કરોડના હાડકાંમાથી બાહાર પડી, શરીરની બંને બાજુ અંદર ફેલાઇ ગઇ છે, તેનો ખ્યાલ સામેનું ચીત્ર આપે છે.

એ પ્રમાણે આદમીના શરીરનો રાજા તેનું ભેજું છે, અને એ ભેજાંમાથી નિકલેલાં જ્ઞાનતંતુ, જે ' નર્વ ' (nerve) ને નામે જણાયલાં છે, તે આખાં શરીરમા, તેમજ શરીર માહેલાં અવયવો મધે, બાલ જેવા બારીક તારના આકારે, કરોળીયાના જાળાં મિસાલ ફરી વળેલાં હોય છે. ઇચ્છા પ્રથમ આદમીના ભેજાંમા પ્રગટ થાય છે, અને જેટલી ઝડપથી તે પ્રગટ થાય છે, તેટલીજ ઝડપથી તે ઇચ્છાને શરીર અમલમા મુકે છે. કોઇબી પ્રકારની ગતી, કોઇબી પ્રકારની ખાએશ, કોઇબી પ્રકારની લાગણી, કોઇબી પ્રકારની મંન્છા પ્રથમ મગજ યાને ભેજાંમા પ્રગટ થાય છે, અને શરીર તે કાર્ય 'નર્વ' મારફતે વીજળીની ઝડપથી બજાવે છે.

## મરદ અને ઓરતોના ભેજાં.

આ તકે જાણવું જરૂરનું છે કે, સ્ત્રી તેમજ પુરૂષના ભેજાંની બનાવટ જો કે એક સરખીજ હોય છે, પણ વિદવાંનોએ શોધ ખોલ કીધા પછી એવું જાહેર કીધુ છે, કે મરદોના ભેજાં ઓરતોના ભેજાં કરતાં વજનમા વધારે ભારી હોય છે, અને મરદના ભેજાંના ચોકસ ભાગો ઓરતના ભેજાં કરતાં વધારે ઓછા ખીલેલા માલમ પડયા છે. દાખલા તરીકે બુધ્ધી અને વિચાર કરવાની શકતી, ઓરતોમા મરદો કરતાં જે ઓછી માલમ પડે છે, તેનું કારણ ઓરતના ભેજાંનો તે ભાગ, મરદ જેટલો ખીલેલો નહિ હોવાને લીધેજ હોય છે. જોકે કેટલીક વાર કેટલીક ઓરતો, મરદોની બુધ્ધી અને વિચારને બાજુએ બેસાડે એવી હોય છે, પણ તેવા બનાવ અપવાદ તરીકેજ ગણાય છે.

## સ્ત્રીની જાંગ સાથ મરદના ભેજાંનો મુકાબલો.

આપણા દેશમા સ્ત્રી તેમૈંજ પુરૂશના ભેજાંની વચ્ચે શું શું ફરક છે, કેવા પ્રકારના ફરક છે, અને જો કાંઇ ફરક હોય, તો તેનુ શું પરીણામ આવે છે, તે જાણવા માટે કોઇએબી શોધખોળ આજ સુધી કીધેલી જાહેર થઇ નથી. પણ યુરોપિયન વિદ્વાંનોએ એ બાબદને હાથ ધરી તેનો મોટો અભ્યાસ કરયો છે. તેઓએ સાબેત કીધું છે, કે પુરૂશોના ભેજાં સ્ત્રીઓ કરતાં (જુજ અપવાદે) મોટાં હોય છે. કેટલાક વિદ્વાંનો આદમીની ઉંચાઇના પ્રમાણને ધ્યાંનમા લઇ ભેજાંની ગણત્રી કરે છે.

એવી ગણત્રી થઇ છે, કે મરદના ભેજાંનું વજન ઓરતના ભેજાં કરતા એક ઔંન્સ વધારે ભારી રહે છે. સ્ત્રી અને પુરૂશની શરીર રચના વચે જે જે જાણવા જોગ ફરક રહે છે, તે માહેલો એક મુખ્ય ફરક એ હોય છે, કે સ્ત્રીની જાંગનો ઘેરાવો, હંમેશાં મોટે ભાગે પુરૂશની જાંગના ઘેરાવા કરતાં મોટો હોયે છે. એ જાંગના ઘેરાવાના પ્રમાણ સાથ ફ્રેન્ચ વિદ્વાંનોએ સ્ત્રી-પુરૂશના ભેજાંની તપાસ ચલાવી, સ્ત્રીના ભેજાં માટે એવાં સેવટ ઉપર આવ્યા છે, કે સ્ત્રીનું ભેજું પુરૂશ કરતાં જોકે નાંહનું છે, પણ સ્ત્રી–પુરૂશની જાંગના ઘેરાવાના પ્રમાણને ધ્યાંનમા લઇ જો ભેજાંનો મુકાબલો કીધો હોય, તો ખચીત સ્ત્રીનું ભેજું પુરૂશ કરતાં મોટું છે, એમ સાબેત થઇ શકે છે.

પુરૂશના શરીરના જુદા જુદા ભાગો સાથ સ્ત્રી અંગનો મુકાબલો કોઇ કોઇ બાબદમા ઘણોજ જાણવા જોગ છે. એ ફરક અને તફાવત રાખવામા, કુદરતે પોતાની મતલબ છુપાવી રાખી છે. પણ વિદ્વાંનોના અવલોકનથી તે જાહેર થઇ જાય છે. પુરૂશની જાંગનો ઘેરાવો ઘટમ ઘાટમા, સ્ત્રીની જાંગથી જુદો પડે છે. એટલુંજ નહિ, પણ સ્ત્રીની

તનદરોસ્ત તન અને મન.







સંપુર્ણું શારિરીક બંધન.

જાંગનો ઘેરાવો પુરૂશ કરતાં હંમેશાં કાંઇક મોટોજ હોય છે. જોકે ઘણીક સ્ત્રીઓ એવીબી હશે, કે તેઓ ઘણાક પુરૂશ સાથ એ મુકાબલામા નિભી શકે નહિ. પણ સ્ત્રીઓની તેવી હાલત, કાંઇક જાહેર કે ખાનગી કારણ કે સબબોનેજ આભારી હોવી જોઇએ, કે જે કારણથી કુદરતના નિયમનું ખંડણ થયું હોય. બીજાં અનેક કારણોને બાજુએ મુકતાં, થોડાંક કારણો વૈદક નજરથી જોઇશું, તો ૧, ભુખમરો, ૨, પુષ્ટી નહિ આપે એવો ખોરાક, ૩, મુફલેસી, ૪, દલિદ્રતા, ૫, વસ્વાટને લાયક નહિ એવાં મકાંનમા વસ્વાટ, ૬, ગર્ભસ્થાંનની અમુક પીડાકારી, ૭, ધાતુ ક્ષય, યાને લાંબા વખતનો લ્યુકોરીયા, ૮, શરીરને તાવી નાખે એવી કોઇ પીડાકારી, ( wasting disease. ) ૯, ખહી, વિગેરે દરદોથીબી બંને જાતીમા એ ફેરફાર થવાનો નક્કી સંભવ રહે છે.

## સ્ત્રી અને પુરૂશની ખુબસુરતી છિપાવનારા શરીરના ભાગો.

સ્ત્રી-અંગને પુરૂશ સાથ સરખાવતા શારિરીક ફેરફારોમાં એક બીજો જાણવા જોગ ફેરફાર સ્ત્રી જાતમા થવાની જે વળાંણ રહે છે, તે એ છે, કે સ્ત્રી મોટી (adult) થતાંજ તેણીના બાજુ-દંડ અને હાથના કાંડાં, તેમજ છાતીનો બાંધો ચરબદાર બની ભરાઇને એવાં શોભાયમાંન બનવા માંડે છે, કે જેથી સ્ત્રીની જનક-શક્તિ, અને ખુબસુરતીમાં તેથી વધારો થતો જણાંય છે. એજ વખતે "ગ્લુટીયસ મેકસીમસ" ને નામે ચીત્રમા દેખાડેલાં મસ્લ્સ, (જુવો ચીત્રમા નંબર 10) અને 'બાઇસેપ્સ ફેમોરીસ' (જુવો ચીત્રમા નંબર 12) પણ ચરબીના ગંઠાવાથી ભરાવદાર થવા માડે છે. એવા ફેરફાર પુરૂશ અંગમા મોટપણમા થવાનો સંભવ રહેતો નથી, અને જો થાય છે, તો તે જુજ પ્રમાણમાજ થાય છે.

આંગ ફેલાઇ જવાની સરેરાસ વળાંણુ પુરૂશો કરતાં સ્ત્રીઓમાં વધારે હોય છે. વળી એવુંબી નક્કી ઠર્યુ છે, કે પુરૂશ ચાલીસ વરસની ઉમર સુધી વજનમા વધે છે, ત્યારે સ્ત્રી જાત કોઇ કોઇ વખત લગભગ પચાસ વરસ સુધી વજનમા વધતી જાય છે.

**સ્ત્રી અને પુરૂશનાં વજન વધવાની મુદત.**

* * *

મીત્ર મેહરબાંન, માફ કરજો. 'મસ્લ્સ' અને 'નર્વ' વિશે બોલતાં, હું તમુને જુદી બાબદ સંભલાવવા લાગ્યો.

શરીરની ઉપર આવેલા "મસ્લ્સને" માટે બોલ્યા પછી, શરીરની ચાંમડીની સાથે લાગેલા ચોકસ જાતના 'મસ્લ્સ' માટે કાંઇકિ જાણવું જરૂરનું છે. ઘોડા, બલદ વિગેરે ચોપગાં જાનવરોમા એવા 'મસ્લ્સ' હંમેશાં ઘણાજ મોટાં પ્રમાણમા ખીલેલા હોય છે.

એ 'મસ્લ્સ' એટલાંજે માટે કેટલાંક જાનવરોને કુદરતે બક્ષેલા હોય છે, કે જેની મદદથી તેઓ પોતાના મોહોડાં કે બદન ઉપર જો માખ કે એવાંજ બીજાં જંતુ યા જાનવરો બેસે, યા કોઇબી વસ્તું શરીર ઉપર ચિટકી બેઠી હોય, તો શરીરના તે ભાગ ઉપરની ચાંમડીને મરજી ચાહે તેટલી જોરથી તે હિલાવી શકે, કે જેથી ચાંમડી ઉપર જે કાંઇ લાગેલું હોય તે નિકલી જાય, યા કોઇ જંતુ કે જાનવર બેઠું હોય, તો તે ઉડી જાય. આ 'મસ્લ્સ' ને તબીબી ભાશામાં "પેનિકયુલસ-કારનોસસ" કહે છે. વાચા વગરના જાનવરોને કુદરતે આવી બક્ષેસ કરી, તેમનુ રક્ષણ કરવાનું હથીઆર તેઓને સપુરદ કીધું છે.

માનસમા એ જાતનું 'મસ્લ્સ' એટલી બધી હદ સુધી હોતું નથી, કેમકે માનસ કાંઇ જાનવરની પેઠે પોતાના શરીરની ચાંમડી

હિલવી શકતું નથી, અને શરીરની ચાંમડીને હિલવવાની કસ્સી જરૂર આદમીને પડતી પણ નથી, સબબ આદમી પોતાના હાથોનો ઉપયોગ કરી શકે છે. તોપણ આદમીના ચેહરા ઉપર કુદરતે એવા 'મસ્લ્સ'ની બક્ષેસ કરેલી છે, જેથી આદમી પોતાના ચેહરાની ચાંમડીને કાંઇક દરજ્જે હિલવી શકે છે. આ 'મસ્લ્સ' આંખોની બાજુએ, ગાલોની ઉપર, તથા કપાલ ઉપર આવેલા છે, જેથી આદમી ચાહે તે વખતે પોતાની મરજી પ્રમાણે પોતાના ચેહરાને, તેમજ કપાલને હિલવી કે કરચલી ચડાવી શકે છે.

લા૦ દુવાગીર

D. H. P.



# પત્રં ૫ મું.



## મરદની જીંદગીના છ તબક્કા.



**સદા મેહેરબાંન રફીક**———

આદમીના શરીરની રચના, એટલે શરીર માંહેલાં હાડકાં, અને માંસના લોચાની રચનાનો ઉપર ટપકેનો ખ્યાલ મે રજુ કીધો છે. પણ હાડકાં અને માંસના લોચાથી બનેલું આદમી, એ એ તત્વોની મદદથી જ જીવી શકતું નથી. હજી તો શરીરની અંદર આવેલાં અવયવો, શરીરમા ફરતાં લોહી, અને શરીરમા ફેલાયેલાં ગ્નાંન તંતુ વીશે કાંઇક જાણવાનું રહ્યું છે. તે સઘળાં વિશે હું મારાં આગલાં [1]પુસ્તકોમાં લંબાંણથી લખી ગયો છું, એટલે તે વિશે ફરી લખવાની હવે જરૂર રહી નથી. હવે આ પત્રમા મરદની જીંદગી અને તેના જમાના વિશે કાંઇક ખુલાસો કરી આપણ આગળ ચાલશું.

ઘડપણ આવતાંજ આદમીના—સ્ત્રી કે પુરૂશના—હાડ ધ્રુજવા માંડે છે. કારણ ?

કારણ, હવે મોત તેને ઘસડી જશે ! હવે તેને મરવું પડશે ! અને ખચીત હવે તે મરવાનુંજ ! દુનિયાનો એજ એક રસ્તો છે. નામ તેનો નાશ નક્કી તો છેજ, પણ મોતનો ત્રાસ ઘણોજ ભયંકાર લાગે છે ! તેના નામથીજ આદમીના હાડ ધ્રુજે છે !

---

૧ જુવો મારૂ પુસ્તક સ્ત્રી ભવસાગર. બીજી આવૃતી.

સર એડવર્ડ કોક જ્યારે વૃધ અવસ્તાને સબબે ઘણોજ નબળો થઇ પડયો, ત્યારે તેના અંગત મીત્રોએ બે ત્રણ વિદ્વાંન તબીબોને બોલાવી મંગાવ્યા, અને સર એડવર્ડ કોકની તબીયત માટે ચાંપતા ઇલાજ લેવા તેમને ઘણોજ આગ્રહ કીધો. સર એડવર્ડ કોકે પોતાના તબીબો આગળ ધ્રુજતે અવાજે કહ્યું કેઃ—"ડાકટર, મેં જન્મ લીધો ત્યારથી તે આજની ઘડી સુધી એકબી વખત જુલાબ લીધો નથી, અને હવે તે લેવાની મને જરાબી જરૂર નથી; કેમકે મને એક એવું દરદ લાગું પડયું છે, કે જે આખાં અશિયા ખંડની જડબુટ્ટીથી, આખાં આફ્રિકા ખંડના સુંનાની, અને આખાં અમેરિકાના રૂપાંની મદદથી, તમો આખાં યુરોપ ખંડના નામીચા વિદ્દવાંનોને ભેગા કરશો, તો તેઓથીબી મારૂં દરદ તમો અટકાવી કે સાજું કરી શકશો નહી. તે દરદનુ નામ 'ઘડપણ' છે!"

મીંત્રો, આદમીની જીંદગીનો જમાનો જુદા જુદા ભાગોમાં વેંહચાઇ ગયલો છે. જીંદગીનો દરેક તબકકો તેની નિશાંણીઓ ઉપરથીજ જણાઈ આવે છે. આ નિશાંણીઓ શરીરની ઉપર પ્રગટ થાયેલી આપણ બાહારથી જોઈ શકીયે છીયે, પરંતુ શરીરના ભિત્તરમા થાયેલા ફેરફારોને તે નિશાંણીઓ આભારી હોય છે.

## સ્ત્રી–પુરૂશની જીંદગીના છ તબકકા.

દરેક સ્ત્રી પુરૂશની જીંદગીને છ તબક્કામાથી પસાર થવું પડે છે. બાળક જન્મ લેવા આગમચ નવ માસ સુધી પોતાની માતાના પેટમા વસ્વાટ કરતું હોવાને લીધે, કેટલાક વિદ્દવાંનો બાળકની જીંદગીનો સર્વથી પેહેલો તબકકો, તે પ્રસંગને ગણે છે, જેથી છને બદલે સાત તબક્કામા આદમીનો ભવસાગર વેંહચાયલો ગણાય છે.

૧. બાળપણુ. 'ઇન્ફન્સી.' ( Infancy. )
૨. બચપણુ. 'ચાઇલ્ડહુદ.' ( Childhood. )
૩. છોકરવાદી. 'બૉયહુદ.' ( Boyhood. )
૪. જવાંની. 'ઍડોલેસન્સ' ( Adolescence. )
૫. મરદ વેશ. 'મેનહુદ.' ( Manhood. )
૬. ઘડપણુ. 'ઓલ્ડ એજ.' ( Old age. )

આ ૭ તબક્કા માહેલા પેહલા ચાર તબક્કાની મુદત, ઉમરને આધારે નક્કી થઇ ગઇ છે. દરેક સ્ત્રી તેમજ પુરૂશને આ નિયમ એક સરખી રીતે કુદરતે લાગુ પાડયો છે. દરેક તબક્કા વચ્ચે ચોકસ વરસનો ગાળો મુકરર કરેલો હોવાને લીધે, એક તબક્કો પુરો થાય તે આગમચ, શરીરના ભિત્તરમા જે માર્મિક ફેરફારો થવાને સરજાયલા, તે ફેરફારો પુરા થતાંજ તેની નિશાંણીઓ, સ્ત્રી તેમજ પુરશના શરીર ઉપર આપોઆપ પ્રગટી નિકલે છે, એટલે જીંદગીનો બદલાયલો તબક્કો જાહેર થાય છે.

દાખલા તરીકે, બાળપણુનો તબક્કો તપાસો. બાળપણુનો તબક્કો જન્મથી શરૂ થાય છે. એ તબક્કો બાળક બે વરસનું થાય છે ત્યાં સુધી ગણાય છે, જે વખતે બાળકને દાંત ફુટવા માંડે છે. ત્રીજે વરસથી બચપણુનો તબક્કો શરૂ થાયલો ગણાયે છે, તે સાતમા કે આઠમા વરસ સુધી ચાલું રહે છે, જે મુદત દરમિયાન બચાંના દુધીયા દાંત નિકલી જઇ કાયમના દાંત આવી ગયલા હોય છે.

છોકરવાદી તબક્કો સાતમા કે આઠમા વરસની આખરી થતાં શરૂ થાય છે, અને તે જવાંનીની શરૂઆત સુધી ચાલુ રહે છે. આ તબક્કો દેશ, સ્થીતી અને કાળ પ્રમાણે મોડે કે વેહલે શરૂ થાય છે. ઠંડા મુલકોમા છોકરીઓની જવાંની ૧૨ થી ૧૪ વરસની ઉમરે શરૂ થાય છે, અને છોકરાઓ ૧૪ થી ૧૬ વરસની ઉમરે જવાંનીમા આવવા માંડે છે.

સ્ત્રીઓની જવાંની અને જોબનના જમાનાનો તબકકો ૧૨ થી ૧૪ વરસે શરૂ થાઇ ૨૦ થી ૨૨ કે ૨૪ વરસે સંપુર્ણ થઇ રહે છે, અને પુરૂશોમા ૨૪ થી ૨૫ વરસે સંપુર્ણ થાય છે. અલબતાં ઠંડા તેમજ ગરમ મુલકોની આબોહવાની અસર, સ્ત્રી-પુરૂશની જીંદગીના આ તબક્કા ઉપર હંમેશ થતી રહે છે.

એ ઉંમર પછી એક જવાંન, પુરૂશ વેશમાં આવેલો કહેવાય છે. આપણુ તેને 'માટીડો' યાને ભાગેડો કહીયે છીયે. એને ઇંગ્રેજીમા "મૅનહુડ" કહે છે. ચોવીસ કે પચીસ વરસની ઉમરે છોકરો માટીડો યાને પુરૂશ ગણાય છે. છોકરો માટીડા તરીકે એક વખત ઓળખાવા લાગ્યો, એટલે તેનું ઘડપણ કયારે આવશે, તે કયારે ઘરડો થશે, અને ઘડપણની નિશાંણીઓ કયારે દેખાશે, તેની અટકળ કાંઇબી નકકી કરી શકાતી નથી. કેમકે પુરૂશ વેશ કયારે પુરૂ થશે, અને ઘડપણ કયારે શરૂ થશે, તે દરેક માનસની પ્રકૃતિ અને તબેહ ઉપર આધાર રહે છે.

ચોકસ રીતે જીંદગીને વળાંણ આપ્યાથી ઘડપણને ઘણા વરસો સુધી અટકાવી શકાય છે. દરેક આદમીની જન્મ ખાસીયત ઉપર પણ ઘડપણ મોડે કે વેહલે આવવાનો આધાર રહે છે. બાળપણ તેમજ બચપણના તબકકા દરમિયાંન, બાળકની માહવજત કુદરતના નિયમો પ્રમાણે કરયાથી; તેમજ ખાધ ખોરાકી; કસરત, ધંધો રોજગાર, વિગેરે બાબદો ઉપર કુદરતે નીરમાન કરેલા નીયમ પ્રમાણે અમલ કીધાથી, ઘડપણ ઘણાક વરસો સુધી આવતું અટકાવી શકાય છે.

**જુદી જુદી અવસ્થા અને તેની ઉમર.**

ઉપર દાખવ્યા પ્રમાણે માનસ જાતની ઉમરના પ્રમાણમા જુદી જુદી અવસ્થા આપણુ જોઇ શકીયે છીયે. આ અવસ્થાના સવાલને જરા વધારે બારીકીથી તપાસીશું, તો માનસની જુદી જુદી અવસ્થા નિચે જણાવેલી ગણત્રી પ્રમાણે, સ્ત્રી તેમજ પુરૂશ અનુભવે છે.

**૧, બાળ અવસ્થા.**
**૨, કુમાર અવસ્થા.**
**૩, પ્રૌગંડ અવસ્થા.** પાંચથી દસ વરસ સુધી.
**૪, કિશોર અવસ્થા.** દસથી પંદર વરસ સુધી.
**૫, યૌવંન અવસ્થા.** પંદરથી ત્રીસ વરસ સુધી.
**૬, પ્રૌઢ અવસ્થા.** ત્રીસથી પચાસ વરસ સુધી.
**૭, વૃદ્ધ અવસ્થા.** પચાસથી વધુ વરસ.

## THE YOUNG OLD PERSONS.

કુદરતે નિર્માંન કરેલા નિયમ ઉપર જેઓ અમલ કરે છે, તેઓ પોતાનું ઘડપણ લાંબો વખત સુધી જાહેર થતું અટકાવી શકે છે. ઘણાકોએ જોયું હશે, કે કેટલાંક મરદો, તેમજ ઓરતો, પચાસ વરસની ઉમરે સીતેર વરસ જેવાં ઘરડાં થઈ ગયેલાં દીસે છે, અને કેટલાંકો સાઠ વરસની ઉમરે પુગેલાં હોવાં છતાં પીસ્તાલીસ વરસ જેટલાં મોટાં લાગે છે. એવાં આદમીઓ સો વરસની ઉમરે લગભગ એંસી વરસના ઘરડાં દેખાય છે.

એ રીતે આપણ જોઇ શકીયે છીયે કે, ત્રીસ ચાલીસ વરસથી ઘડપણ સુધીની મુદત કેટલી છે, તે બરોબર નક્કી કરી શકાતું નથી. તબીબી દફતરે, કવખતે ચહડી આવેલાં ઘડપણના એવા ઘણા દાખલા નોધાયા છે. એક દાખલામા એક વિદવાંન તબીબ પાસે સારવાર કરાવનાર મરદ, બીલકુલ ઘરડો થઇ ગયેલો જણાયો. તેના મોહડામાં દાંતનો મોટો ભાગ પડી ગયેલો, તેના માથાંના બાલ સુફેદ થયેલા, તેનો ચેહરો ફુગાઇ ગયેલો, શરીરના માસના લોચા ઝુલાઇ પડેલા, વિગેરે દેખાવ ઘડપણની દરેક નિશાંણી દેખાડતો હતો, પણ તલાશ કરતાં તેની ઉમર ફકત પચીસ વરસની જણાઇ હતી.

આવું કુવખતનું ઘડપણ, જીંદગી ગુજારવાની રીતને મોટે ભાગે આભારી હોય છે. આજના વખતમા મોજીલી જીંદગી ગુજારવાના, અને હરાંમ ઇલ્લતની ખાસિયતોને વસ થઇ પડવાના એવાંજ અચુક પરીણાંમ હોય છે. જવાંન ઉમરમા સાંધાઓનું અકડી જવું; અવાજનું નબળુ પડી જવાથી ધ્રૂજવું; માથાંના બાલનું પાકી જવું; યાદશકિતનું નબળુ પડી જવું; સેહજ સેહજમા ઠાક ચહડવી; છાતીમા ઢપકારા થવા, માથાંમા ધુમરી આવવી, નજરે ચકરી આવવી, એ સઘળી કુવખતના પણની નિશાંણીઓ છે.

**કુવખતના ઘડપણની નિશાંણીઓ.**

## ઘડપણમા લાગુ પડતી પીડાકારીઓ. તેના ઇલાજો.

વૃધ્ધ ઉમરે પોંહોચેલાં મારાં વાંચકો, જેઓ પોતાની જીંદગીને લંબાવવા ચાહતાં હોય, તેમની જાણ માટે થોડોક ઈસારો આ પ્રસંગે કરવો પ્રસંગોપાત છે, કે જેથી તેઓ પોતાની જઇફ જીંદગીના થોડાંક વરસો આસાંનીથી પસાર કરી શકે. જઇફીમાં શારિરીક દુર્બળતા કેવી રીતે થવા માંડે છે, અને શરીર કેવી રીતે નબળું થતું જાય છે, તે દેખાડયાથી તે દુર્બળતા કેવી રીતે દુર કરી શકાય તે જણાઇ આવશે.

## ઘડપણમા દાંતની પીડા. દાતનું પડવું.

દાંત જેવી બેમુલ બક્ષેસ જીવન માટે બીજી એકે નથી. ઘડપણની શરૂઆત આગમચ દાંતોને સડો કે કોહવાટ લાગ્યાથી, કે કોઇક કારણે તે પડી જવાથી, ખાધેલો ખોરાક હોજરીમા બરોબર હજમ થઇ શકતો નથી, કેમકે ખોરાક બરોબર ચાવવા માટે મોટી મુશ્કેલી પડે છે. આ વાત ધ્યાંનમાં રાખવી જરૂરની છે, કે હોજરીમાં ખોરાક જઇને પડે, તે આગમચ તે મોહોડાંની અંદર દાંતો વડે ચવાઇને બારીક થવો જોઇયે છે.

સારે નસીએ દાંતના ડાકટરો એવી વખતે આદમીજાતના રક્ષણ માટે તેમની મદદે આવે છે. કોહી ગયલા દાંતને તેઓ સાફ કરી પોતાની કુશળતાથી સોના રૂપાંથી પુરી એવા બનાવે છે, કે તેઓ કુદરતી દાંતોની ગરજ સારે છે. વળી પડી ગયેલા દાંત કે દાઢની જગ્યાએ નવા દાંત મુકી આપે છે, જેથી ખોરાક ચાવવાનું કાંમ સેહલ થઈ પડે છે.

## દાત વગરના માનસોએ કેમ ખોરાક ખાવો?

જો દાતના તબીઓની મદદ મળી શકે નહિ, અથવા તો દાંતના તબીઓની મદદ કોઈથી લેવાઇ શકાતી ન હોય, તો દાંત વગરના આદમીઓએ, દરેક ખાધાની વસ્તુના, મોહોડાંમા લીધા આગમચ, ઘણાજ બારીક ટુકડા કરાવી, અને જો બની શકતું હોય તો ખોરાકને બારીક કુટાવ્યા પછી, ચાવીને હમેશાં ખાવા. ધ્યાંન રાખવું કે ખોરાક મોહોડાંમા મુકી કદીઓ ગળી જવો નહિ, પણ સારી રીતે ચાવી વગોળીને પછીજ ગળી જવો.

## જઇફીને બે બોલ.

જઇફીની શરૂઆત થયા પછી, જેબી જાંણવા જોગ ફેરફાર શરીરમા થાય છે, તે એ કે ધીમે ધીમે લાગુ પડતી નબળાઇને લીધે, દરદીથી ખુલ્લી હવામા જોઇયે તેટલો વખત ફરી-હરી શકાતું નથી. જઇફી દરમિયાંન ખુલ્લી હવામાં ફરવા-હરવાની નિયમીત જરૂર છે. ઘટિત કસરત કરવાંની જો ગફલતી થાય છે, તો કોઈ વાર ઘડપણમાં આંગ ફેલાઇ જાડું થઇ જાય છે. ખાધ ખોરાકીની બરોબર દરકાર જો ઘડપણમાં થતી નથી, તો ઘણીક વાર શરીર માહેલી રગો અનેક રીતે જોખમાવાનો સંભવ રહે છે. રગોને લાગુ પડતી એ બિમારીને તબીઓ, Calcareous, or chalky degeneration of the arteries કહે છે.

## FAILURE OF MUSCULAR POWER.

## ઘડપણમા શરીરનુ શક્તિહીન થવું.

ઘણીક વાર ઘડપણમા હાથ અને પગ ઉપરના મસ્લ્સ નબળા પડી ઝુલાઇ પડે છે, યા તો ચીમરાઇ જાય છે. બાજુના ખીલેલાં ગોટલાં, જાંગના ખીલેલાં મસ્ત મસ્લસ, પગના ભરાવદાર ટેટાં, એ સઘલાં ઝુલાઇ પડી હિચકા ખાતાં હોય એમ હિંડોળાતાં દેખાય છે, અને હાથને રૂ જેવાં પોચાં લાગે છે. એક કદાવર આંગના અને મજબુત બાંધાના મરદને તેના ઘડપણમા એવી રીતે બદલાયેલો જોવો, એ બેશક ઘણોજ દલગીરી ઉપજાવે એવો બનાવ છે. પણ એમા કસુર તે કદાવર મરદનોજ છે, કેમકે કુદરતના નિયમોને અનુસરી જો તેણે પોતાની જીંદગીના નિભાવ માટે ખાદ્ય ખોરાકી ઉપર જોઇતું ધ્યાંન આપ્યુ હોત, તો ઘડપણમા તે આવી હાલતે પુગતે નહિ.[૧]

## ઠંડા હાથ–પગનો ઇલાજ.

વળી શરીરના જુદા જુદા અવયવો અને મસ્લ્સો જેમ ઘડપણમા નબળા પડી જાય છે, તેમ 'હાર્ટ' પણ ઘડપણમા નબળું પડતું જાય છે. હાર્ટ નબળું પડયાથી શરીરમા ફરતાં લોહીની ગતી પણ નબળી પડે છે, અને એજ કારણથી ઘડપણમા હાથ, પગ, હંમેશા ઠંડા રહે છે. ઘરડાં માનસોના હાથ પગ જ્યારે હાર્ટની નબળાઇથી ઠંડા લાગે છે, ત્યારે પરવારતાંઓ તેમને સલાહ આપવા બાહાર પડે છે, કે ગરમ લુગડાં કે મોજાં પહેરવાથી આંગમા ગરમી આવશે. પણ ગરમ કપડાં કે મોજાં પેહડયાથી કદાબી ઠંડા પડતા હાથ પગ ગરમ થઇ શકતા નથી, એ ધ્યાંનમા રાખવું.

---

૧ ઘડપણ ઉપર વધુ લંબાણ હકિકત માટે જુવો મારૂં જીવન શાસ્ત્ર નામનું પુસ્તક.

એના ઇલાજ તરીકે આ નિયમ હંમેશાં યાદ રાખવો, કે ઠંડી તેમજ સરદીની મોસંમમા ઘરડાંઓએ હંમેશાં ઘરમા રહી આંગમા ગરમી લાવવા માટે સઘડીનો ઉપયોગ કરવા ભુલવું નહી. ઘણાક જઇફો જેઓ ઠંડી કે સરદીની મોસમ દરમિયાંન, શરીરને ગરમ રાખવા માટે એવા ઇલાજો અખત્યાર કરતાં નથી, તેઓ ખાંસી (બ્રોન્કાઇટિસ) ન્યુમોનિયા, (ફેફસાં ઉપર સોજો) યા હાર્ટની ઉપર સોજો (કાર્ડાઇટિસ) થયાથી મરી ગયેલાં જણાયાં છે.

**ઘડપણમાં કબજી-આતનો મરજ.**

વળી એ ઉપરાંત ઘડપણમા આતરડાં ઘણીક વાર નબળાં પડી જાય છે. જવાંન ઉંમરમા ખોરાકને હજમ કરવા માટે જે શક્તી આતરડાંમા હોય છે, તેટલી શક્તી ઘડપણમા રહેતી નથી. એનુ પરીણાંમ એ આવે છે, કે વૃધ ઉંમરે કબજીઆતનો મરજ લાગુ પડે છે.

વૃધ ઉમરે લાગુ પડેલી કબજીઆતના ઇલાજ ઘરગતું કરવા જતાં, નફા કરતાં નુકસાંન થવાનો સંભવ મોટો રહે છે.

દાખલા તરીકે ઘડપણમા લાગુ પડેલી કબજીઆતની બિમારી મટાડવા ઘણાક તબીબો કબજીઆતને તોડે એવો યાને જુલાબ લાવે એવી ખાસિયતનો ખોરાક લેવાની, તેમજ ઝાડો લાવવા માટે સફરામા આપવામા આવતી પીચકારી, તથા નરમ પ્રકારનો કોઇબી જુલાબ દરદીને આપવાની વિરૂધ વિચાર ધરાવે છે.

**ઘડપણમા થતાં બીજાં દરદો.**

'લીવર' યાને કલેજાંની બિમારી, હરસ–મસા, ઘુંમરી યાને ચક્કર, તેમજ ઝાડા પ્રસંગે કાંસ્યાંથી થતી ચક્રીની બિમારી, વીગેરે દરદો જવાંનીમા તોડેલા કુદરતના નિયમોની ગુનેહગારીના દંડ સમાંન દરદીને ભોગવવાં પડે છે.

## DETERIORATION OF BRAIN AND NERVE STRUCTURE.

## ઘડપણમા મન અને મગજની બગડતી હાલત.

ફકત શરીર માહેલાં અવયવો અને મસ્લ્સો ઘડપણમા નબળાં થઇ આદમીની એવી હાલત કરે છે, એમ નથી. કોઈ વખત એ બિમારીઓની સાથે ભેજાં અને જ્ઞાનતંતુની હાલત પણ તેવીજ નબળી થઇ જાયે છે. ઘડપણમા જ્યારે ભેજાંને નબળાઇ લાગુ પડે છે, ત્યારે દરદી મોટે ભાગે ભાંન ભુલો બને છે. તેની યાદદાસ્ત શક્તિ બરોબર કાંમ કરી શકતી નથી, અને પોતાનુ બોલેલું, કે કહેલું તે જરાબી યાદ રાખી શકતો નથી. તેનો સ્વભાવ બિલ્કુલ બગડી જાયે છે, અને જે કાંઇ તે કરે છે, તેની જોખમદારીનું તેને સેહેજબી ધ્યાંન રેહેતું નથી. આ ફેરફાર પેહલાં ઘણોજ ધીમે ધીમે, કોઇનુબી ધ્યાંન ખેંચાયે નહિ એવી રીતે શરૂ થવા માંડે છે, અને છેવટે તે એકદમ પ્રગટી નિકળે છે. અનુભવી તબીબો આ ફેરફારને ઘણી વખત શરૂઆતમાજ પારખી કાહાડે છે.

**ઘડપણની પીડાકારીના ઇલાજો.**

મગજ અને જ્ઞાનતંતુની ઉપર દરશાવેલી ઘડપણની પીડાકારી જો કે બિલ્કુલ સાજી થઈ શક્તી નથી, પણ લાયેક સારવારથી જીંદગી બેશક લંબાવી શકાય છે. દરદી અગર જો નોકરી ધંધો કરતો હોય, તો તેના મનને શાંતી આપવા માટે હવાનો ફેરફાર કરવા માટે કોઈ લાયેક જગ્યાએ તેને લેઇ જઇ રાખવો. મુસાફરી કે સેહલગાહ કીધાથી તેના મગજ ઉપર થાયેલી અસરમા કાંઇક સુધારો થવાનો મોટો સંભવ રહે છે. યાદદાસ્તની ખરાબી, સમજશક્તિનુ બગડી જવું, એ સર્વે હાલત એવા ઉપાયો લીધાથી સુધરવા માડે છે, અને દરદીની જીંદગી લાંબી થઇ શકે છે.

જેમ જેમ પોતાનુ બુધ્ધી બળ બગડતું જાય છે, પોતાની ચંચળાઇ અને ઝેન તથા સમજશક્તિ ઓછાં થતાં જાય છે, અને પોતાનુ

આખું શરીર બિલ્કુલ નિર્બળ અને સુસ્ત થઇ પડેલુ જ્યારે દરદીને લાગે છે, ત્યારે તે નિરાસ થઇ, ભાંનભુલો બની, એક ખુંણે પડી રેહવાનું તે વધારે પસંદ કરે છે. પોતાની ખરી હાલત તે હવે સમજે છે, અને જો કોઇ તેને પજવે કે ઉસ્કેરે છે, તો તેના બકારા અને ગુસ્સાનો પાર રેહતો નથી.

ચંચલ ઝેન, બુધ્ધી બળ, સમજશક્તિ, એ સર્વેની ઘડપણમા કેવી બુરી હાલત! જે જાહેરમા જાણીતાં, પંચમા માનીતાં, અને લોકપ્રીય, તેની ઘડપણમા આ કેવી દયાજનક હાલત!

શાંતીની સર્વથી પેહલી જરૂર એવાં દરદીને હોય છે. બાગ બગીચાના ઝાડો કે ફુલોની ઘટા વચ્ચે ફરવા–હરવાનુ નિયમીત ચાલુ કીધાથી, જરપત થાય એવો હલકો ખોરાક લીધાથી, દીલ કે મન ઉસ્કેરાય નહિ એવી ચોપડીઓના વાંચણથી મન વેહરાય, એવી સારવાર ચાલુ રાખ્યાથી મોટો ફેરફાર થાય છે. ઘડપણમા પોતાના નાંહનાં દીકરા દીકરીઓ, કે દીકરા દીકરીના છોકરાંઓ, સરવેથી વાહલાં સાથી અને અંગત રફિકો થઇ પડે છે. તેમની સંગતમા ઘડપણ નવેસરથી રમુજ મેળવી શકે છે, કેમકે તેમને જોઇ દરદીને પોતાની જવાંનીના અને બચપણના દીવસોની યાદ પાછી સજીવંન થાય છે.

## કોઇબી આદમી લાંબી જીંદગી ગુજારશે કે નહિ, તે પીછાનવાની રીત.

આ વાત છુપી નથી, કે "લાંબી જીંદગી" યાને જેને ઇંગ્રેજીમા લૉન્જૅવિટી કહે છે, તે મોટે ભાગે ઓધે ઉતરતું આવે છે. અનુભવી વિદ્વાંનોએ એવું અવલોકન કરી જાહેર કીધું છે, કે નિચલી શારિરીક ખુબીઓ જેઓમા હોય છે, તેઓ મોટે ભાગે ઘણુ કરી લાંબી જીંદગી ભોગવનારાં હોય છે.

૧,—મા કે બાપ, અથવા તો તેમના મા—બાપના મા—બાપ, યા બંનેમાથી એક જંન લાંબી જીંદગી ભોગવી ગયાં હોય.

૨,—પોતે શાંત સ્વભાવનો, સંતોશી, અને ખુશ મિજાજનો હોય.

૩,—શરીરના સઘળા ભાગો સંપુર્ણ ખિલેલા અને એકાકાર હોય. છાતી ખિલેલી, હાથ પગનો બંદોબસ્ત સંપુર્ણ, ફરાખ ગરદન, અને શરીરના પ્રમાણમા મોટી પેશાંની હોય.

૪,—જાડો નહિ હોય; માસના લોચા ઢીલા નહિ હોય; ઝેન ચંચળ હોય; અવાજ મોટો અને મજબુત હોય; રંગે ઘણો ગોરો નહિ તેમજ કાળો પણ નહિ હોય.

૫,—હંમેશાં ઘણું ઉંઘતો હોય, અને ખુશ નિંદ કાહાડનારો હોય.

લા૦ દુવાગીર

D. H. P.



# પત્રં ૬ ઠું.



## MAN AND WOMAN.



## સ્ત્રી અને પુરૂશ.



મારા પરમ કૃપાળુ મીત્ર—

મરદની જીંદગી જેહમત અને જંજાલથી ભરેલી. છે. પણ તેટલા માટે મરદ કોઇબી રીતે જગતમા સ્ત્રીજાત ઉપર સરસાઇ ભોગવવાનો હક ધરાવતો નથી. નર અને નારીમા કોણ સર્વોપરી છે, તેનો નિવડો કરવો બિલ્કુલ બિનજરૂરી છે. કેમકે. મરદ જેમ સ્ત્રીથી ચહડતો પુરવાર થતો નથી, તેમ સ્ત્રી પણ મરદથી ચહડીયાતી છે, એમ સાબેત થઇ શકતું નથી.

શું આ હકિકત ખોટી છે, કે:—

*"They say that man is mighty,*
*He governs land and sea,*
*He wields a mighty sceptre*
*O'er lesser powers that be;*
*But a mightier power and stronger*
*Man from his throne has hurled,*
*For the hand that rocks the cradle*
*Is the hand that rules the world."*

**Wallace.**

મરદના કરતા કદમા ઓરતનો બાંધો ઉંચાઇમા સેહજ ઓછો હોય છે. અમેરીકંન મરદોની સરેરાસ ઉંચાઇ પાંચ ફીટ અને આંઠ ઇન્ચ જેટલી, અને તેમનું વજન એક સો પીસતાલીસ રતલ હોય છે. અમેરીકન ઓરતોની ઉંચાઇ સરેરાસ પાંચ ફીટ ત્રણ ઇન્ચ, અને વજનમા સરેરાસ એક સો પચીસ રતલ હોય છે. ખ્યાલ કરો મીત્રો, સ્ત્રી–પુરૂશના શરીરના આવા બાંધા સાથ, આજના વખતના વકટ–લેન જમાનાના આપણાં સ્ત્રી–પુરૂશોને શું સરખાવી શકાશે?

## સ્ત્રી અને પુરૂશના લોહી વચ્ચે કેવો ફરક હોય છે?

સ્ત્રી પુરૂશને લગતી થોડીક અગત્યની બાબદો, જે સાદી નજરથી જોનારને કદાચ બિલ્કુલ નજીવી જેવી લાગતી હોય, પણ જીંદગીની સાથ જે નિકટ સંબંધ રાખે છે, તેવી બાબદો અતરે નોધવાની ખાસ જરૂર છે. દાખલા તરીકે પુરૂશના શરીરમા ફરતું લોહી, સ્ત્રીના શરીર અંદર ફરતાં લોહીથી કાંઇક દરજ્જે તેની બનાવટમા જુદું પડે છે. કેવી રીતે પુરૂશનુ લોહી સ્ત્રીના લોહીથી જુદું પડે છે, તે સમજાવવા માટે લોહીની બનાવટવાલી બાબદમા ઉતરવાની જરૂર નથી.

## શરીર માહેલુ લોહી લાલ શાથી બને છે?

મીત્રો, આપણા શરીરમા ફરતું લોહી રંગે લાલ છે. એ લોહીનુ એકજ ટીપું અગર તમો સુક્ષમદર્શક યંત્ર (માઇક્રોસ્કોપ)ની કાચની પટી ઉપર મુકી જો તપાસ કરશો, તો તેમા ગણી નહિ શકાય એટલા બધા ગોળ ઝીણા રાઇને આકારના દાણા તમુને દેખાશે. એ દાણાને તબીબો 'કોર્પસ્કલ્સ' (corpuscles) ને નામે ઓળખે છે. એ કૉર્પસ્કલ્સ બે જાતના હોય છે. (૧) રાતાં, અને (૨) સુફેદ. આપણુ લોહી જે કિરમજી રંગ જેતું લાલ દેખાય છે, તે આ લાલ રંગના

'કૉર્પસ્કલ્સ' ના પ્રતાપ છે. સુફેદ રંગના 'કૉર્પસ્કલ્સ,' રાતાં કૉર્પસ્કલ્સ કરતાં લોહીમા વધારે ઓછાં પ્રમાણમા હોય છે. આ કૉર્પસ્કલ્સ ગોળાકાર હોય છે. માનસનુ લોહી પાંણી કરતા વધારે ભારી હોય છે.

## જાનવર અને માનસના લોહી વચેનો ફરક પીછાનવાની રીત.

આદમીનુ લોહી જો તાજું હોય, તો તે તેના વાસ ઉપરથી, અનુભવીઓ તુરત પીછાની શકે છે. કોઇબી જાનવરનું લોહી, વાસમાં માનસના લોહી જેવું હોતું નથી. ઘણું કરી જાનવરનું લોહી, તેના શરીરના વાસ જેવું હંમેશાં વાસ મારતું હોય છે. ગાયના લોહીમાંથી તેના શરીરના જેવો વાસ આવે છે. બકરી અને વાઘના લોહીમાથી તેમના શરીરના જેવોજ વાસ આવે છે.

પણ એ ઉપરાંત સુક્ષમદર્શક યંત્ર, લોહીની પરીક્ષા કરવામા ઘણુજ ઉપયોગી થઇ પડે છે. ઘણાક કરપીણ ગુનેહગારો ખુન કરી, પોતે નિર્દોશ છે એવું જણાવે છે. તેઓ પાસથીં મળી આવેલી છુરી ઉપર પડેલા લોહીના ડાઘો માટે તેઓ બચાવમા કહે છે, કે તે છુરી વડે તેઓએ એક મુરગી કાપી હતી! તે મુરગીનુ લોહી છુરી ઉપર લાગ્યુ છે! આ તેમનો બચાવ સુક્ષમદર્શક યંત્ર તુરતજ તોડી નાખે છે. કેમકે તે છુરી ઉપરના લોહીના ડાઘને પાંણી વડે ધોઇ, જો સુક્ષમદર્શક યંત્રમા કોઇ તબીબ તપાસે છે, તો તે લોહી માહેલાં કૉર્પસ્કલ્સ ઉપરથી તુરત જણાઇ આવે છે, કે છુરી ઉપર લાગેલું લોહી મુરગીનું નહી, પણ આદમીનું છે. કેમકે આગલ કહ્યું છે, તેમ આદમીના કૉર્પસ્કલ્સ ગોળાકાર હોય છે. મુરગીના લોહીમા કૉર્પસ્કલ્સ ઇંડાંકારના (oval) હોય છે.

## આદમીના લોહી ઉપરથી તેની ખાસિયત જાણવાની રીત.

આ રાતા દાણા (કૉર્પસ્કલ્સ) જે બેસુમાર સંખ્યામાં લોહી અંદર હોય છે, તે બેશક શરીરને જીવનશક્તિ આપનારૂ મુળ છે. વિદ્વાંનોનું કેહવું એવું છે, કે જેમના શરીરમા મજકુર કૉર્પસ્કલ્સની સંખ્યા થોડાં પ્રમાણમા હોય, અને કદમા જો તે મોટાં હોય, તો તેવાં આદમીઓની ખાસિયત અભ્યાસી અને સુસ્ત હોય છે. પણ તેથી ઉલટી રીતે જેઓના લોહીમા મજકુર લોહીના કૉર્પસ્કલ્સનુ કદ નાંહનુ, અને સંખ્યા વધારે પ્રમાણમા હોય, તો તેવા આદમીઓ ચંચળ ચેનના, અને ચપળ હોય છે.

## આદમીના લોહીનો ગુણ જાણવાની રીત.

આદમીના શરીર માહેલા લોહીના ગુણનો અડસટો તેની "સ્પેસિફીક–ગ્રેવિટી" જાણ્યાથી થઇ શકે છે.

આ વાત જાણીતી છે, કે પુરૂશાના લોહીની 'સ્પેસિફીક–ગ્રેવિટી' સ્રીના લોહી કરતાં વધારે હોય છે.

આ બાબદનો ખાસ અભ્યાસ કરી, લોઇડ જોન્સ નામના વિદ્વાંને એવું અવલોકન કર્યું છે, કે આદમીની દેહ પ્રમાણે તેના લોહીના ગુણમા ફરક પડે છે. કાળી ભંમર જેવી આંખો અને કાળા બાલવાલાં આદમીઓના કરતાં ખુલ્લા રંગના બાલવાલાં અને સાંમલા રંગના આદમીઓના લોહીની સ્પેસિફીક ગ્રેવિટી વધારે ઓછી હોય છે.

સ્રી અને પુરૂશની રગોમા દોડતાં લોહી વચ્ચે કેવી જાતનો ફરક છે, તેની તપાસ વિદ્વાંનોએ ચલાવી હતી. અવલોકન કરતાં વિદ્વાંનોને એવું માલમ પડયું છે, કે પુરૂશના લોહીમા પાણીનો

ભાગ, સ્ત્રીના લોહી કરતાં ઓછો, અને લાલ કૅાર્પસ્કલ્સનો ભાગ વધારે પ્રમાણમા હોય છે. આ સબબને લીધે સ્ત્રીના લોહી કરતાં, પુરૂશના લોહીની 'સ્પેસિફીક ગ્રેવિટી' પણ વધારે હોય છે. આ બીના તો ખચીત જાણીતી છે, કે શરીરનો બાંધો જો સુખવાસી, તંન્દરોસ્ત અને મજબુત હોય છે, તો તેવાં આદમીના લોહીની 'સ્પેસિફીક–ગ્રેવિટી' પણ વધારે હોય છે. જો બાંધો નબળો હોય છે, તો લોહીની સ્પેસિફીક–ગ્રેવિટી પણ ઓછી હોય છે. સ્ત્રી–પુરૂશના લોહી વચેનો આ ફરક ખચીત જાણવા જોગ છે,- કેમકે નબળી દેહ અને કાયનાતની તે કાંઇક કસોટી સમાંન થઇ પડે છે.

## શરીરમા બગડેલું લોહી સાફ કરવાના ઇલાજો.

લોહી, એ માનસનું ખરેખર જીવન છે, એમ સમજવું ખોટું નથી. કેટલાક ભયંકર રોગો જે મરદ કે ઓરતને એક સરખી રીતે લાગુ પડે છે, તેમા મોટે ભાગે શરીર માહેલાં લોહીમા તેનો ચેપ લાગુ પડેલો હોવાને લીધે હોય છે. એવી પીડાકારી પ્રસંગે તબીબો લોહી સાફ કરવાની તજવિજ કરે છે.

ધ્યાંન રાખવું કે પેટની વેઠ કરવા બેઠેલા ઉંટવેદો જો તમુને એવું સમજાવે, કે અમુક દવા પીધાથી, કે અમુક વસ્તુનો પાક, કે ખાક ખાધાથી લોહી માહેલો ચેપ નિકલી જઇ તે સાફ થશે, તો તે વિચાર ખોટો છે, એમ નક્કી જાણજો.

**ડાકટર બેકનની લોહી સાફ કરવાની એક નવી શોધ.**

ઘણાક વરસોની મુદત ઉપર ડાકટર બેકને એવી દલીલ રજુ કીધી હતી, કે દરેક જને પાનખર રૂતુની મોસંમમા ફસ ખોલાવી સંધરા મુકાવવી, અને જુલાબ લેવા, કેમકે ઠંડીની મોસમમા માનસના શરીર માહેલું લોહી ઘણુંજ ઝેરી બની જાય છે, માટે તેને સુધારવા અને સાફ કરવાનો એજ એકલો ઇલાજ છે.

આ દલીલ ગમે તેવી હોય, તે વિશે અતરે કાંઇબી મત રજુ કરવું નામુનાસેબ છે. પણ એ ઇલાજ જો એક મજબુત બાંધાના કદાવર આદમી ઉપર અજમાવ્યો હોય, તો બનવા જોગ છે કે તેને કાંઇ નુકસાંન થાય નહિ; પણ કોઇ નબળાં આદમીને આવો ઇલાજ બેશક મોટું નુકસાંન કરે, અને તેની શકતીમા મોટો ઘટાડો થઇ જાય. કેમકે શરીરમાંથી નિકલી ગયેલાં લોહીની ખુટ પુરવી કેવળ મુસ્કીલ થઇ પડે.

**'એન્ટીડોટ' વડે લોહી સાફ કરવાના ઈલાજ.**

આધુનીક વિચારો એવા છે, કે શરીર માહેલું બગડેલું લોહી, શરીરમા 'એન્ટીડોટ' દાખલ કરી તે વડે સ્વચ્છ કરવું. દલીલ એવી થઇ શકે છે, કે બગડેલાં લોહીને સ્વચ્છ કરવા માટે શરીરની અંદર અસ્વચ્છ વસ્તુ દાખલ કરવી, એ બિલ્કુલ બેહુંદો ઇલાજ છે. લોહીને સ્વચ્છ કરવા માટે કોઈ એવો ઇલાજ કરવો ઘટે છે, કે લોહીમાં જે મલીનતા હોય, તે તેમાંથી બાહાર નિકલી જાય.

**લોહી માંહેલું ઝેર શરીર બાહાર કાહાડી નાખવાના પાંચ રસ્તા.**

લોહીમા જો ઝેર જેવું કાંઇબી હોય, તો તે કાહાડી નાખવા માટે કુદરતે પાંચ દરવાજા આદમીના શરીરમાજ બક્ષેલા છે. એવુ કોઇબી ઝેરી તત્વ લોહીમા અગર જો આમેજ થયું હોય, તો તે પાંચે દરવાજા તુરતજ ખુલ્લા કરવાની તબીઓ શરૂઆતથીજ તજવિજ કરે છે, કે જેથી શરીર માહેલાં લોહીમા આમેજ થયેલું કાતીલ તત્વ બાહાર નિકલી જાય. એ પાંચ દરવાજા જે કુદરતે આદમીને અર્પણ કર્યા છે, તે ( ૧ ) ફેફસાં( Lungs ) ૨, કલેજું, ( Liver ) ૩, ગુરદા, (Kidneys) અને ૪, આંતરડાં (Bowels) તથા ૫, ચાંમડી છે. આદમીના લોહીની અંદર ઉતપંન થતી કોઈબી પ્રકારની મલીનતા, શરીરમાથી બાહાર કાહાડી નાખવાનો જે

ખરો અને એકલો ઇલાજ, તે એજ છે. આદમીના શરીરમા એ પાંચે અવયવો, શરીર માહેલી મલીનતા દુર કરવા માટેજ સરજાયલાં છે.

ધારો કે એક આદમીનુ લોહી બગડી ગયું છે, અને તેથી તેને એક યા બીજી જાતની પીડાકારી વેઠવી પડે છે. એનુ કારણ શું? એનુ કારણ એટલુંજ, કે મજકુર પાંચ અવયવો બરોબર કામ કરતાં ન હોવાથી, એ પીડાકારી દરદીને વેઠવી પડે છે.

એવી પીડાકારીને દુર કરવાના ઇલાજ તરીકે સર્વથી પહેલાં, લોહીનો બગાડો જે કારણે થતો હોય, અથવા તો અમુક પ્રકારનો ખોરાક ખાધાથી જો લોહીના બિગાડામા વધારો થતો હોય, તો તે ખોરાક એકદમ બંધ કરવો. તરેહવાર જાતના ભારી અને સ્વાદીષ્ટ પકવાંનો, મોઘાં દારૂ, અને એવાંજ બીજાં કેફી પીણાં અને તંબાકુ ફુંકવાનુ ચાલુ રાખવાનુ એકદમ બંધ કરવું, કેમકે એ સઘળાંથી લોહીના બિગાડામા મોટો વધારો થતો રહે છે.

આળસુ જીંદગી ગુજારવાથી, તેમજ ખાટલે કે ખુરસી યા કોચ ઉપર આખો દાહાડો અઇયારી બની પડી રેહાથી પણ લોહીમા મલીનતાનો વધારો થતો જાય છે. ખુલ્લી હવામા ફરવા–હરવાની કસરત કીધા વગર પણ લોહીમા બગાડો થાય છે. લોહીના બિગાડાના ઘણા ખાસ કારણોમા આ કારણો ઘણાજ જાણીતાં અને જગજાહેર છે.

## બગડેલું લોહી સ્વચ્છ કરવાના ઘરગતુ ઇલાજો.

એટલાં માટે મજકુર પાંચે અવયવોની ચલવલ વધારવાની ખાસ જરૂર છે, કે જેથી લોહી માહેલી મલીનતા એ પાંચે રસ્તે નિકલી જાય, અને લોહી સ્વચ્છ બને. એ કેવી રીતે બને?

(૧) પેહલાં હું ઘરગતું ઇલાજો સુચવું છુ. તબીબી ઇલાજો, તબીબોનેજ માટે અલગ રાખેલા ઠીક થઇ પડશે. પ્રથમમા ચાંમડીની ચલવલ જો અટકી પડી હોય, તો તે વધારવી. તે કેમ?

રોજ ગરમ પાણી વડે ¹અંઘોળ કરવી. 'ટરકિશ-બાથ' ને નામે જણાયલી અંઘોળ જો લેવાઇ શકાતી હોય, અને દરદીના શરીરનો બાંધો તે અંઘોળ સહન કરી શકે તેવો હોય, તો તે અંઘોળ ચાલુ રાખવી. તેમ જો ન બને, તો "બાફની અંઘોળ" Vapour-bath- લેવાની તજવિજ કરવી. આવી જાતના એક યા વધુ ઇલાજની અસર એ થશે, કે ચાંમડીમાથી પરસેવો બાહાર પડશે, અને લોહી માહેલી મલીનતા પરસેવાની સાથ શરીરમાથી બહાર નિકલવા માંડશે, અને રફતે રફતે લોહીની હાલત સુધરતી જશે. એવે સમે કોઇબી રીતે પરસેવો જેમ બને તેમ વધારે પાડવાની તજવિજ કરવી. અંઘોળ લીધા પછી, ગરમ પાણી થોડુક પીઇ, ગરમ કપડાંમા ડપટાઇ થોડાક વખત સુઇ રેહાથી ચાંમડીની ચલવલમા વધારો થવાનો મોટો સંભવ રહે છે.

(૨) બીજો ઇલાજ ફેફસાંમા જેમ બને તેમ સ્વચ્છ હવા જાય, એવી તજવિજ ચાલુ કરવી. ખુલ્લી જગ્યા યા દરિઆ કિનારે, જો એક માનસ એક કલાકના ત્રણ માઇલ જેટલી ઝડપે ચાલે, તો એક આદમી ઘરમા કે બાહર બેસી રહીને જેટલી હવા પોતાના દમમા લીયે, તેના કરતાં ત્રણ ગણી વધારે ચોખી હવા, તે પોતાના દમમા લઇ શકે છે. જો એક કલાકમા ત્રણ માઇલ ચાલવા જેટલી શકતી દરદીમા હોય નહી, તો જેટલું ઓછું તે ખુલ્લી હવામા ચાલશે, તેટલાં પ્રમાણમા, દરદી પોતાના દમમા ચોખી હવા લેઇ શકશે, અને પરીણામમા તેટલી ચોખી હવાથી તેના શરીર માહેલું બગડેલું લોહી સ્વચ્છ થશે. દરદીએ જેમ બને તેમ વધારે સ્વચ્છ હવા દમમા લેવાની હંમેશાં તજવિજ કરતાં રહેવું. એવી રીતે ચાલુ કીધાથી શરીરમા રફતે રફતે તાકાત વધતી જાય છે, શરીરની તેમજ ચેહરા પરની ચાંમડી વધારે સફાઇદાર બને છે, અને મનને તાજગી મળે છે.

---

૧. જુદી જુદી જાતની અંઘોળો માટે જુવો મારૂં જીવન શાસ્ત્રના ગુપ્ત ભેદવાળું પુસ્તક.

(૩) ત્રીજો ઇલાજ, લીવર યાને કલેજાંની ચલવલ વધારવાનો છે. અને તેજ રીતે (૪) ચોથો ઇલાજ આંતરડાં અને (૫) મો ઇલાજ ગુરદાની ચલવલ વધારવાથી થાય છે. આ ઇલાજો અગર જો ઘર મેલેજ કરવા હોય, તો દરદીએ જેમ બને તેમ ગરમ પાંણી પીવાનુ ચાલુ કરવાથી થઇ શકે છે. પણ એ ઇલાજ સાથ કોઇ કાબેલ તબીબની સલાહ લીધાથી મોટો લાભ થવાનો સંભવ રહે છે.

**લોહી સાફ કરવાનો એક જરમન ઇલાજ.**

આગળા વખતના જરમન તબીબો, પાણી વડે દુખ—દરદ સાફ કરવા માટે આ ઉપલો ઇલાજ અમલમા મેલતા હતા, અને તેથી દરદીની હાલતમા મોટો ફેરફાર થતો હતો, એમ જણાવવામાં આવે છે. ડાકટર પ્રેસનીઝ ભાર મુકી એવી રીતે કહે છે, કે લોહી સ્વચ્છ કરવા માટે, આખા દીવસમા ઓછાંમા ઓછાં બાર, અને વધતાંમા વધતાં વીસ ગ્લાસ પાંણી પીવાથી ફાયેદો થવાનો સંભવ રહે છે.

હોજરી, કલેજું, અને ગુરદાને સાફ કરવા માટે પાણીનો ઇલાજ ઘણોજ ભલાંમણ કરવા જોગ છે.

'બ્લડ—પ્યુરીફાયર,' તેમજ 'ટૉનિક' ને નામે જણાયલા સઘળા પેટંન્ટ દવાવાલા ઇલાજો ખરચાલા હોવા ઉપરાંત ભરૂસેદાર હોતા નથી, એ ધ્યાંનમા રાખવું.

લા૦ દુવાગીર

D. M. P.



# પત્ર ૭ મું.



**MAN AND WOMAN.**



## સ્ત્રી અને પુરૂશના બાલ, ગળાં, અને અવાજ વિશે.



**માનવંત મીત્ર.**

મારાં આગલાં પુસ્તક સ્ત્રીનો સાચો સલાહકારમા બાલ માટે મેં બે પત્રો લખ્યાં, ત્યારે મને સેહજબી એવો ખ્યાલ નહિ હતો, કે સ્ત્રી અને પુરશની શરીર રચનામા જે જે અવસ્થાભેદ કુદરતે સમાવ્યાં છે, તેમાં બાલ જેવી અમુલ્ય બેક્ષેસમા પણ કુદરતનો અનદીઠ હાથ, કાંઇક ભેદભરી રીતે કામ કરી રેહ્યો છે.

આદમીના બાલ, બાલના રંગ, અને આદમીનુ શરીર, એ ત્રણેની વધને એક બીજા સાથ ઘાડો સંબંધ હોય છે. જાનવરી દુનિયા તરફ નજર કરતા તો માલમ પડે છે, કે બાલવાલાં જાનવરોમા તેમના બાલના રંગ, જાતી ભેદ દેખાડવા માટેજ સરજાયલા છે.

## બાલની વધ, અને તેની અજાયબીઓ!

નર જાનવરોના શરીર ઉપરના બાલ મોહટે ભાગે તેમની માદા કરતા વધારે ચળકતા રંગના અને ભરાવદાર હોય છે. પણ માનસ જાતમા

તેવું કસ્સું હોતું નથી. ખરી વાત છે કે પુરૂશના ચહેરા ઉપર બાલની વધ ચોકસ ઉમરે થવા માંડે છે. પણ બીજા હાથ ઉપર સ્ત્રીના માથાં ઉપરના બાલની વધ પુરૂશ કરતા અતિશય વધારે મોહટી હોય છે. સિલોનના વતનદારો–સિન્ગાલીસ લોકો–મા પુરૂશો આપણા દેશની સ્ત્રીઓ જેવા લાંબા બાલ માથા ઉપર રાખી, તેના અંબોરા વાળી તેની જતનથી જાળવણી કરે છે; પણ તેમની સ્ત્રીઓના માથાંના બાલ તેમના પુરૂશો કરતાં પણ વધારે લાંબા હોય છે.

પોતાની ઉત્તર હિન્દુસ્થાંનની મુલાકાત દરમ્યાંન આ અદના લખનારને એક જાણીતી ગાયક સ્ત્રીનુ સંગીત સાંભલવાની તક મળી હતી. આ સ્ત્રી કદમા લગભગ પાંચ ફીટ જેટલી ઉચી હતી. તેણી પોતાના માથાંના લાંબા બાલ માટે તે શેહરમા ખાસ કરી જાણીતી હોવાને લીધે, તેણીના બાલ જોવાની ખાએશ દેખાડતાં માલમ પડયું હતું, કે તેણીના બાલ, તેણીના પગની એડીથી સુમારે બે કે ત્રણ ઇન્ચ ઉંચે રેહતા હતા. સ્ત્રીઓમા એટલા લાંબા બાલ જવલેજ જોવામા આવે છે.

પુરૂશોને માથે ટાળ પડવાની જે તબેહ હોય. છે, તેવી તબેહ સ્ત્રીઓમા મોહટે ભાગે હોતી નથી. બનવા જોગ છે, કે સ્ત્રીઓને માથેના બાલ એક યા બીજાં કારણે ખરવા માંડે છે, પણ પુરૂશોને માથેથી જેમ બાલ ખરી જાય છે, અને જેને તબીબો 'એલોપેશીયા' (Alopecia) કહે છે, તેવી પીડાથી ઓરતો ઘણી જવલેજ હેરાંન થાય છે. શરીર ઉપર ઉગતા બાલની વધ તરફ જોતાં માલમ પડે છે, કે પુર્વ દેશના પુરૂશોના શરીર ઉપર બાલની વધ ખાસ કરી વધારે હોય છે, પણ ત્યાંની સ્ત્રીઓના શરીર ઉપર ઉગતા બાલોની વધ, પુરૂશોના કરતાંબી વધારે હોય છે. એ રીતે બાલની વધમા સ્ત્રી–પુરૂશ વચે પડતો ફરક, જાતી ભેદ દેખાડે છે.

મરદનો ચેહરો જેટલો મુછ અને દાઢી કે ઠેબીયાથી શોભે

છે, તેટલો એક બરમુછીયો મરદનો ચેહરો શોભતો નથી. ગુજરાતમા એક કહેવત છે, કે

"મરદ મુછાળો—બલદ પુંછાળો."

એટલે મરદની શોભા અને મરદી તેની મુછમા છે, અને બલદની શોભા તેની પુછડીમા છે. જાતી ફરક દેખાડવા માટે કુદરતે કેવી એમુળ બક્ષેસ આદમીને કરી છે!

એક દાઢી કે મુછવાલી સ્ત્રી, નહિ મરદ કે નહિ ઓરત જેવી એરોળ લાગે છે. તેમજ એક મુછ કે દાઢી વગરનો મરદ શું એક બાયલા જેવો નથી લાગતો? ગમે તે હોય, પણ મરદની મરદી અને શોભા તેની મુછમાજ સમાયલી છે, એમા તો જરાબી શક નથીજ.

**બાલના જુદા જુદા રંગ અને જુદી જુદી જાત.**

આપણા દેશમા એકજ જાતના રંગના બાલ, સ્ત્રી તેમજ પુરૂશને માથે જણાય છે. આ દેશમા કાળા બાલ દરેક જનને માથે હોય છે. કવચીતજ તે આછા—કાળા હોય છે. પણ યુરોપીયન પ્રજામા બિલ્કુલ કાળા બાલ ઘણાજ ઓછા, બલકે જવલેજ હોય છે. તેમના બાલ કાળા હોતા નથી, પણ અનેક રંગના હોય છે. લાલ—ઘેરા (Chestnut), ભુરા (Brown), બદામી (Tawny), સનને રંગના (flaxen) વિગેરે હોય છે. એ માહેલા કેટલાક રંગ આંખોને કચવાટ ઉપજાવે એવા હોય છે. લાલ—ઘેરા રંગના બાલ, જે ઘણાજ ઓછા પ્રમાણમા જણાયે છે, તે મોટે ભાગે આંખ્યોને ઘણાજ અનગમતા હોય છે. એવા રંગના બાલમાથી નિકલતા અમુક વાસને લીધે, તે ઘણાજ અનગમતા થઇ પડે છે.

**આદમીઓની જુદી જુદી જાતમા બોડકાંપણુ.**

પચાસ વરસની ઉંમરે પુગતાં ઘણીક વાર બાલ ખરવા માંડે છે, અને પુરૂશનુ માથું બાજે વખત બોડકું થવા માંડે છે. પણ બાલ જો જતનથી રાખ્યા હોય, તો ઘડપણ સુધી તે જેવા 'ને તેવા રહી શકે છે.

સિધીઓ અને અમેરીકનો જવલેજ બોડકા હોય છે, પણ યુરોપીયનો તો ઘણીકવાર ત્રીસ'વરસમા બાલ ખરી જવાથી બોડકા થઇ જાય છે. યુરોપીયન પુરૂશો જો કે બોડકા બને છે, છતાં આ વાત જાણવા જોગ છે, કે યુરોપીયન સ્ત્રીઓ જવલેજ બોડકી બને છે. એકજ દેશની આબોહવામા જન્મી, વસી, અને મોહટાં થયલાં સ્ત્રી પુરૂશો વચે કેવો ફરક !

**મરદમા મરદીની નિશાંણી.**

મરદોમા મુછ જેમ મરદીની નિશાંણુ છે, તેમ મરદીની નિશાંણુ તરીકે કુદરતે એક બીજી બક્ષેસ મરદને જે કરી છે, તે દાઢીના બાલ છે. કોઇબી સ્ત્રીને કુદરતે દાઢીના બાલ બક્ષવા ના પાડી છે. તોપણ દુનિયાના ઘણાક મુલકોમા મરદોને બિલ્કુલ દાઢી ઉગતીજ નથી! ઓસ્ત્રેલીયનોમા તેમજ આરીયન અને સેમાઇત પ્રજામા દાઢીની વધ ઘણીજ વિશેશ હોય છે.

મંગોલીયન અને કેટલીક અમેરીકન પ્રજાઓના લોકોને દાઢી જવલેજ ઉગે છે. વળી કેટલાક મુલકોમા મરદોને ફક્ત મુછજ ઉગે છે, પણ દાઢી જેવું જરાએ ઉગતું નથી.

રૂશીયનો, ઇરાંનીઓ, અને સ્કેન્ડીનેવિયનો, એ ત્રણે પ્રજાઓના મરદોને ઘણીજ સુંદર, અને રોણકદાર દાઢી હંમેશાં ઉગે છે. મરદને દાઢીની બક્ષેસ કુદરતે તેના દમામ અને દરજ્જન માટે કરી છે. મરદનો ચેહરો દાઢીથી જેટલો દમામદાર દેખાય છે, તેટલો સ્ત્રીનો ચેહરો દાઢીથી હાંસી કરવા જોગ થઇ પડે છે. તેથીજ સ્ત્રીઓ ઝંખવાની પડી, દાહાડીની બલા દુર કરાવવા અનેક ઇલાજો કરે છે.

આ વાત જાણવા જોગ છે, કે મરદના ચેહરા ઉપર મુછ અને દાઢીના બાલ એક સરખી રીતે ઉગે છે, પણ એ બંને બાલો

એકસરખા રંગના કદીબી હોતા નથી. બારીકીથી તપાસતાં જણાશે, કે દાઢીના બાલનો રંગ માથાં અને મુછના બાલના રંગ કરતાં સેહજ ખુલ્લા રંગનો હોય છે.

## બોડકાંઓનો મુલક!

એક જાણીતા મુસાફરે પોતાના પ્રવાસ દરમ્યાંન અનુભવ્યુ છે, કે ઓસ્ત્રેલીયાના પુર્વ કિનારા ઉપર એક ચોકસ જાતના લોકનો ટોળો વસે છે, જેઓના સ્ત્રી તેમજ પુરૂશો જનમથીજ બોડકાં હોય છે.

**બાલવાલા મરદો માટે બાઇડીઓ નથી!**

જેમ દુનિયાના જુદા જુદા મુલકોમા મુછ અને દાઢીને મરદીની નિશાંણુ તરીકે ગણી, સ્ત્રીઓ તેવા મરદોને પરણવા રાજી થાય છે, તેમ વળી કેટલાક મુલકોમા મરદોની દાઢી તરફ સ્ત્રીઓ ધિક્કારની નજરથી જોઇ તેઓને પરણવા ખુલ્લી રીતે ના પાડે છે. આર્જેન્ટાઇનાના મુલકમા વસ્તી અમુક પ્રજાના મરદો, પોતાની દાઢીના બાલ હંમેશા ચુંપી કાહાડે છે, અને ઉગવા દેતાજ નથી. કાલમુક અને માવરી લોકોમા પણ એવોજ રેવાજ ચાલુ છે, અને તે લોકમા એની એક સંસારી કેહતી છે, કે "બાલવાલા મરદો માટે બાઇડી છે જ નહી." "There is no woman for a hairy man."

## મરદની મુછ ઉપરથી તેના લક્ષણ જાણવાની રીત.

મુછ અને દાઢી, એ બંને મરદના ખુબસુરતીમા વધારો કરનારી કુદરતી બક્ષીસ છે. એ બંનેમા મરદોની મરદી, અને તેની જબરી જાતીનો જબરો પુરાવો સમાયલો છે. અને એટલાંજ માટે મુછ કે દાઢી જ્યારે સ્ત્રીઓને ઉગવા માંડે છે, ત્યારે તે સ્ત્રી, નહિ સ્ત્રી કે નહિ મરદ જેવી દેખાય છે. એટલા માટેજ ઇંગ્રેજીમાં કેહતી છે કે :—
" A bearded woman greet with stones "

## મરદની મુછ ઉપરથી તેના લક્ષણ જાણવાંની રીત.

એક મરદની મુછ તેની ખાસિયતો અને ગુણોનું સાંકલિયું થઇ પડે છે. જયોતિશોએ, મસ્તક પરિક્ષકોએ, અને કવીઓએ મુછ ઉપરથી મરદની ખાસિયતો માટે કરેલી અટકલો ઘણીક વાર ખરી પડેલી જણાઇ છે. મરદની આ મુછમાબી અજબ ભેદભરમ સમાયેલા હોય છે. એક ઇટાલિયન વિદવાંને મુછમા સમાયલા ભેદોને, નિચલી લિટીઓ લખી ખુલ્લા કીધા છે, જે મારા ઇંગ્રેજી વાંચનારાઓ માટે અતરે રજુ કરૂં છું.

†*Black, it bespeaks a manly boldness ;*
*Brown, hot head, and good temper ;*
*Red, wiliness ; blonde, a noble Soul ;*
*White, a want of vital heat ;*
*Bristly, fury ; thick, rusticity ;*
*Coarse, audacity ; Scanty, langour."*

## સ્ત્રી લંપટ પુરૂશોની, સ્ત્રીઓના દીલ ઉસ્કેરવાની યુક્તી.

ઘણાક સ્ત્રીલંપટ પુરૂશો, જેઓ ચિતઆકર્પણ વિદ્યા જાણતા હોય છે, તેઓ પોતાની એ વિદ્યાના જોરે સ્ત્રીના ચિત ભંભેરીને પોતા તરફ ખેંચવાની મતલબથી, તેઓ પોતાના હાથોના આંગલાં સ્ત્રીના બાલોમા ખોસી, પોતાની શકિતના જોરે, સ્ત્રીનુ ચિત ખેચી, તેણીનું દીલ ઉસ્કેરી શકે છે. સ્ત્રીઓ તરફ પ્યાર દર્શાવવાની સ્ત્રીલંપટ પુરૂશોની આ એક વિપઇ યુક્તી કે રીત હોય છે. આ બાબદ કેવળ કાંમશાસ્ત્રને લગતી હોવાથી અતરે દર્શાવવી અપ્રસંગોપાત છે.

† Paolo Mantegazza.

## સ્ત્રી અને પુરૂશના ગળાં અને અવાજ.

બાલ પછી સ્ત્રી–પુરૂશના ગળાં અને અવાજ માટે કાંઇક જાણેલું ઠીક થઇ પડશે.

જંગલી પ્રજાઓના, તેમજ અતી હળકી જાતની પ્રજાના ગળાં મોટે ભાગે જોઇએ તેવાં સંપુર્ણ ખિલેલાં હોતાં નથી, અને એ કારણુને લીધે, તેમનો અવાજ ઘણોજ તીણો યાને બારીક (Shrill) અને મોહટો (High) હોય છે. એવાંઓ જ્યારેબી બોલે છે, યા કોઇને કાંઇ કહે છે, તો તેમના ગળાંમાથી નિકલતો અવાજ ઘણોજ બારીક (Shrill) સંભલાય છે. જો તેઓ કોઇને મોહેટે સાધે તેડે છે, યા કંકાસ કે ઝગડો કરે છે, યા પોત પોતામાબી જો કાંઈ વાદવિવાદ કરે છે, તો તે એટલો મોહટો અવાજ કાહાડે છે, કે જેના ઉપરથી અવલોકન કરનાર તેમની હાલત કેવી છે, તે સમજી જાય છે.

**અવાજ ઉપરથી શેહરી અને જંગલી આદમીની પરીક્ષા.**

ગળાંમાથી નિકલતા અવાજ ઉપરથી, એક સ્ત્રી યા પુરૂશની ખરી હાલતની પરીક્ષા તુરતજ થઇ શકે છે. જંગલી સ્ત્રી પુરૂશોજ નહી, પણ શેહરમા વસી સુધરેલાં અને કેળવાયલાંમા ખપવાનુ ડોળ ઘાલનારાંઓની ખરી હાલતની પરીક્ષા, ઘણીક વાર તેમના અવાજ ઉપરથી થઇ શકે છે. પુરૂશ તેમજ સ્ત્રી, બંને જાતીઓની ખરી હાલતની કસોટી, તેમનો અવાજ છે. અફસોસ જેવું તો એ જણાય છે, કે એવાંઓ પોતાની હાલતનું ખરૂ તોલ, બોલ્યા વગર આપોઆપ કરાવે છે.

**ગળાંની કેળવણી.**

ગળાંને ખિલવવાની અને અવાજને કેળવવાની કદર યુરોપિયનોજ સમજે છે. આપણા લોક ગળાંની તેમજ અવાજની ખિલવણી કરવાની વાતથી કેવળ અજ્ઞાન છે. "ગળુ તે કેળવાતું હશે? અને અવાજ

જેમ જેમ આદમી મોહટું થશે તેમ તે ખિલતો જશે!" આવી બેહુદી દલીલ આપણા અજ્ઞાંન લોકો કરતાં જણાયાં છે. પરીણાંમમા એક સુંદર રૂપાળી સ્ત્રીનો અવાજ એક "કજીયાખોર-કલાંત" સ્ત્રીના જેવો રહી જાય છે. તે સાધરણ વાત કરે છે, તો પડોસીઓ એમ સમજે છે, કે કોઇ સાથ કજીયો કરતી હશે! અને જો ખરેખર કંજીયો કરતી હશે, તો લોકો તેનો અવાજ સાંભલીનેજ ભડકે છે!

યુરોપીયન પ્રજા પ્રથમથીજ અવાજને કેળવવા અને ખિલવવા પાછલ મેહનત અને જતન લેય છે. દુનિયામા પ્રસિદ્ધ થાયલા સઘળા મહાંન ગાયકો, યુરોપિયન પ્રજાએ પેદા કીધા છે. યુરોપિયનોના અવાજ રણકાદાર અને સ્પષ્ટ ખિલેલા હોય છે. તારતર લોકોના અવાજ માટે કહેવામા આવે છે, કે તે ઘણો મોહટો અને ઘણોજ જબરો હોય છે, અને જરમનોનો અવાજ તેથી ઉતરતો આવે છે. અવાજનું ખિલવું, અને કેળવાવું, એ બંને ખરૂં જોતાં, [1]ગળાં માહેલી 'કંઠ-પતી[2]' ના ખિલવા ઉપર આધાર રાખે છે.

**છોકરા અને છોક-રીઓના ગળાં.**

જવાંની અને જોબંનના બહારની શરૂઆત, જ્યાં સુધી થતી નથી, ત્યાં સુધી સ્ત્રી તેમજ પુરૂશોના ગળાંમા અને તેમના અવાજમા કોઇબી પ્રકારનો ફેરફાર સેહજબી થતો નથી. પણ જવાંની શરૂ થતાંજ, અને તેની નિશાંણીઓ જાહેર થવા માંડતાંજ, અવાજમા ફરક પડવો શરૂ થાય છે.

એ સમે છોકરાઓના ગળાં-લેરિન્કસ-છોકરીઓ કરતાં વધારે મોહટાં થવા માંડે છે, અને તેમના અવાજમા પણ ફેર પડી જાય છે.

---

1. Larynx.

2. Vocal Chords. વધુ માટે જુવો કરતાના જ્ઞાન પ્રસારક મંડલી તરફથી આપેલાં સંગીત બાશાંણીવાલું પુસ્તક 'કળાવંત.'

છોકરાઓની માફક છોકરીઓના ગળાં-લેરિંન્કસ-તેમની જવાંની શરૂ થવા છતાં એટલાં બધાં જલદી મોહટાં થતાં નથી, તેમજ તે ખિલી નિકલતાં પણુ નથી. છોકરીઓની જવાંની શરૂ થયા છતાં, તેમના અવાજ જવાંન બાળાઓના જેવાજ રહે છે.

**ખસી કરેલા મરદોના અવાજ.**

કાંઇક સંજોગ વચે ખસી કરેલા જવાંનોના અવાજની હાલત બિલ્કુલ બદલાતી નથી. જો કે તેમના ગળાં સ્ત્રીઓના ગળાં કરતાં સેહેજ મોહટાં થયેલાં દેખાય છે, છતાં તેમના અવાજમા ફેર પડતો નથી. આગલા વખતમા ખ્રિસ્તી દેવલોમા સંગીત ગાઇ બંદગી કરનારા જવાંન છોકરાઓના સુરીલા અને મધુર અવાજ, જેવા અને તેવા કાયંમ રહે, માટે તેમને ખસી-Castrate-કરતા હતા. અને બેશક તે છોકરાઓને ખસી કીધા પછી, તેઓ મોહટી ઉમરે પુગ્યા છતા, તેમના અવાજમા સેહજબી ફેર કે ફરક પડતો નહિ હતો. આ ઉપરથી માલમ પડે છે, કે સ્ત્રી તેમજ પુરૂશના ગળાંને જનંન અવયવો સાથ મોહટો સંબંધ હોય છે.

**વેશિયા ગાનારીઓના અવાજ.**

મરદ ગાયકો, જેઓ 'ખરજ' યાને ધાડા અવાજે સંગીત કરતા હોય છે, યાને ઇંગ્રેજો જેને 'બેરી ટોન' ગાનારા કહે છે, તેવાઓ ખાનપાંનમા લીન થઇ ગમે એવી લેહેરી જીંદગી ગુજારે, યા વિષઇ કે લંપટી બને, તોપણુ તેવા ગાનારાઓના ગળાં કે સરોદ ઉપર તેથી કાંઇપણુ અસર થવાની ચિંતા રેહતી નથી. પણુ એક મરદ ગાયક, જે ધાડા અવાજે ગાનાર નહિ હોય, અને તે જો મધ્ય અવાજે યા ઉંચા સુરે ગાયન ગાનારો હોય, (જેને ઇંગ્રેજી ભાશામાં 'ટેનોર' કહે છે) તો તેવા ગાયકે દરેક રીતથી પરહેજ રહી, પોતાના ગળાંને તપાસી જાળવવું પડે છે. હવસખોરી જીંદગી, મોજ

મજાહ, ખાનીપીની, સ્ત્રી–સંગત, વિગેરે ઇલ્લતોથી જો તે કેવળ દુર નહિ રહે, તો તેના અવાજમાં મોહટો ફેરફાર નક્કી થઇ જાય છે, અને તેનો અવાજ પોહોળો, ફાટેલો અને મોહટો બની જતાં સેહજબી વાર લાગતી નથી. અનિતીવાંન જીંદગી ગુજારનાર સ્ત્રીઓ, તેમજ વેશિયાઓના અવાજો, એજ કારણે મોટે ભાગે મરદના અવાજ જેવા મોહટા અને ધાડા થઇ જાય છે, અને તેમનું ગળું મરદના જેવું મોહટું, અને કંઠ પતી (Vocal-chords) જાડી થઇ જાય છે.

**જાનવરોમા નર–માદાના અવાજો.**

સ્ત્રી–પુરૂશના અવાજો વચે આવી કિસમનો ફરક, તેમના ગળાંની રચનામા ફરક હોવાને લીધે હોય છે. તેવીજ કિસમનો ફરક, જાનવરોમા પણ નર–માદાના અવાજે વચે રહે છે. લગભગ સઘળાં જાનવરોની માદાનો અવાજ તેના નર કરતાં વધારે બારીક યાને સાંકડો હોય છે. દાખલા તરીકે મરઘાના અવાજ સાથ મુરગીનો અવાજ સરખાવતાં, તે વધારે બારીક, અને નાજુક જણાય છે. કુતરીનો અવાજ કુતરા કરતાં વધારે નાજુક અને સાંકડો સંભલાય છે. ધોડા અને ધોડીના અવાજમા પણ એવોજ ફરક પડે છે.

**સ્ત્રીની માસીક માંદગી પ્રસંગે તેણીના અવાજ ઉપર થતી અસર.**

સ્ત્રી–પુરૂશના અવાજમા પડતા આ ફરક ઉપર બોલતાં આ વાત જાણવા જોગ છે, કે સ્ત્રી તેમજ પુરૂશના જનંન અવયવોને ગળાંની સાથે ખરેખર ધણોજ ધાડો સંબંધ રેહે છે. વિષઇ જીંદગીની અસર સ્ત્રી તેમજ પુરૂશના ગળાં ઉપર એક સરખી રીતે થાય છે. પણ એ ઉપરાંત સ્ત્રીના ગળાં ઉપર તેણીની માસીક માંદગીના વખતમા જે અસર થાય છે, તે જાણવા જોગ છે. બેશક આ પ્રસંગે એક સ્ત્રીના આખાં શરીરમા જે જે ફેરફારો થઇ રહે છે, તેનુ ભાંન તે સ્ત્રીને પણ જવલેજ હોય છે. અલબતાં તે એક જાણવા જોગ બીના છે, પણ આ પુસ્તકમા આ બાબદ સાથ તેને

ભેળી નાખવી અપ્રસંગોપાત છે. એટલુજ જાણવું જરૂરનું છે, કે સ્ત્રી જ્યારે માસીક માંદગી ભોગવતી હોય છે, ત્યારે તેણીના અવાજમા પણ કાંઇક ફેરફાર થાય છે. એ પ્રસંગે સ્ત્રીનો અવાજ સેહેજ 'ખોખરો' બને છે, અને જો માસીક માંદગી ભોગવતી સ્ત્રી એક ગાયન કરતા હોય છે, તો તેના અવાજમા સમાયેલો મીઠાસ બિલ્કુલ જતો રેહ છે, અને ઉંચે સુરે તે ગાયનને ગાઇ કે ખેંચી શકતી નથી. ફ્રાંન્સ, અને ઇટલીના શેહરોની આગેવાંન ગાયન કરનારીઓ, એવે પ્રસંગે જાહેરમા બિલ્કુલ દેખાવ દેતી નથી.

**માસીક માંદગી, અને વેલાતની ગાનારીઓ.**

આ બાબદનો એક ખાસ અનુભવી તબીબ[1] લખે છે કે, "ઘણીક જાહેર ગાનારીઓ, માસીક માંદગી પ્રસંગે પોતાના અવાજને જોખમાયલો સમજે છે, પણ તેઓ પોતે તે વિશે હા કહેવા ના પાડે છે. આ કારણને લીધે વેલાતના જાહેર નાટક તખ્તા ઉપર ગાનારીઓ, નાટકના માલેકો સાથ પોતાની નોકરી માટે લખત કરતી વેળા ખુલ્લી ગોઠવણો કરે છે, કે માસીક પ્રસંગ દરમીયાંન તેઓ જાહેરમા દેખાવ દેઇ શકશે નહી."

લા૦ દુવાગીર

*D. M. P.*



૧ Lennox Browne.

# પત્ર ૮ મું.



## HEREDITY.



## ઓધે ઉતરવું.

### ( વૈદકશાસ્ત્રની નજરે. )



**મારા મેહરબાંન રફીક-**

માનસ જાતની હસ્તી અને નિસ્તીની સાથે, આ ટુંકો શબ્દ "હિરેડિટી" યાને 'ઓધે ઉતરવું' જેટલો ધાડો સંબંધ ધરાવે છે, તેટલો અને તેવો સંબંધ બીજી કોઇબી વસ્તુ આદમીજાત સાથ સંબંધ ધરાવતી નથી, એમ તમોએ નક્કી જાણવું. 'હિરેડિટીનો' અર્થ આપણુ હાલ તુરત એટલોજ કરીશુ, કે "ઓધે ઉતરવું." પણ એવા એક ટુંકા શબ્દમા કુદરતે જે ભેદ ભરમો સમાવેલા છે, તે જાણવાની કદીબી કોઇએ તજવિજ કરી છે? વૈદક શાસ્ત્રની નજરે જોતાં એ બાબદનો અભ્યાસ દરેક સમજુ મા-બાપે કરવો ફરજીયાત છે, એમ ધારી હું એ બાબદ અતરે રજુ કરૂ છું.

### રોગી અને નિરોગી ઓલાદ કેમ જન્મે છે.

"બાપ તેવા બેટા" એ કેહવત મોહટે ભાગે ખરી પડેલી આજે આપણુ જોઇએ છે. મા-બાપને પેટે અવતરેલાં બાળકો કોઈ વખત પોતાના માત પીતાને એવાં તો મળતાં આવે છે, કે એકાદ અનુભવી

વિધ્વાંનને પણ પોતાનુ મત બાજુ મુકી એ સિધાંત કબુલવું પડે છે. સામતી રીતે લેતાં આટલું તો સિધ્ધ થઇ ચુકયું છે, કે જેવાં મા-બાપ તેવાં તેમના ફરજંન્દ હોય છે, જો કે ઘણી વાર મા-બાપના જેવાં બાળક અવતરતાં નથી, એ વાત ના પાડી શકાતી નથી. કોઈ વાર કદાવર કદના અને ઉંચા બાંધાના મા બાપને પેટે, નાહના અને બટકાં કે ઠીંગણા ફરજંન્દો અવતરે છે.

આ વાત જાણીતી છે, કે એક ખેડુત પોતાના ખેતરમા ઉગતો પાક સંગીન અને ઉતમ પ્રકારનો બનાવવા માટે તે ઉતમ પ્રકારના બીજની વાવણી કરે છે. ફુગાયેલાં કે સડેલાં બીજ વાવી કદીબી સંગીન અને ઉતમ પ્રકારના પાકની આશા તે રાખશેજ નહિ.

તેમજ તંન્દરોસ્ત અને નિરોગી મેંઢાંના સમાગમથી, કદીબી દરદી મેંઢાંની ઓલાદ જનમતી નથી. તેમજ ઉતમ પ્રકારના જાતવંત ઘોડાઓ, અને ઢોરોની ઓલાદ, દરદી અને દુર્બળ નર-માદાની સંગતથી પેદા પડતી નથી. ધ્યાંન રાખવું, કે માનસ પણ એક પ્રાણી છે, અને ઓધે ઉતરતા વારસાના જે જે નિયમ કુદરતે જાનવરોની ઔલાદની વૃધી માટે સંરજેલા છે, તે સઘળા માનસજાતને પણ એકસરખી રીતે લાગુ પડે છે.

દરદી મા-બાપોના ફરજંન્દો તેઓના જેવાંજ દરદી અવતરે છે. તેજ રીતે સુખી અને તંન્દદોસ્ત માબાપોને પેટે જન્મેલાં ફરજંન્દો તેવાંજ તંન્દરોસ્ત હોય છે. જેઓના મા-બાપો લાંબી જીંદગી ભોગવી, મોહટી ઉમરે પુગી મરણ પામ્યાં હોય, તેઓના ફરજંન્દો પણ તેવીજ લાંબી જીંદગી સુધી જીવે છે. એ બીના જોકે ખોટી પાડી શકાતી નથી, પણ કેટલાંક કારણોને લીધે ઘણીક વાર એ સિધાંત ખોટાં પડે છે.

લાંબી જીંદગી ભોગવી મરણ પામેલાં મા-બાપ અને દાદા પરદાદાની ઓલાદનો એક માનસ, કદમા કદાવર અને મજબુત બાંધાનો હોવા

છતાં, લાંબા આયુશ ભોગવવા માટે જે જે નિયમોની જરૂર, તે સઘળા નિયમોને જો તે તોડે, તો બનવા જોગ છે, કે ટુંક ઉમરે તેનું મરણ નિપજે. પોતાના મજબુત બાંધા છતાં તે કવખતે મરણ પાંમે. પણ તેના ફરજંન્દો જો પોતાની જીંદગીને જાળવી કુદરતના નિયમો, જે લાંબી જીંદગી માટે જરૂરના હોય, તે ઉપર જો તેઓ અમલ કરે, તો બેશક તેઓ મોટી ઉમર સુધી જીવી શકે છે.

## HOW TO HAVE HEALTHY BABIES.

**બાપના વીર્ય ઉપર રોગીષ્ટ અસર કેમ થાય છે.**

પુરૂશની તબિયત ઉપર જે જે માઠી અસર થાય છે, તે અસરથી તેની ધાતુમા પણ બિગાડો થાય છે. પુરૂશની જેવી આરોગ્યતા, તેવું તેનુ વીર્ય, અને તેવી તેની વીર્ય શક્તિ. કોઇબી જાતની પીડાકારી પુરૂશના શરીરને જેવી લાગુ પડે છે, તેવીજ તેની અસર પુરૂશની ધાતુ ઉપર થાય છે. પરીણુંમમા વીર્ય બીજ (Sperm) રોગીષ્ટ બને છે. પ્રજા ઉતપતી, યાને પોતાના ફરજંન્દની વૃધી માટે મા–બાપોએ જાણવું જોઇએ, કે બંને જનોની તંન્દરોસ્તી નિરોગી હોવી જોઇએ; તેમના શરીર માહેલું લોહી, તેમની વીર્યશક્તિ, તેમજ તેમના જ્ઞાનતંતુ (નર્વસ–સિસ્ટમ) એ સર્વ તમામે તમામ શાંત, અને તમામે તમામ સંપુર્ણ સુખવાસી હાલતમા હોવં જોઇયે.

**કોણે બાળક જણવા, અને કોણે નહિ જણવા!**

ત્યારે કોઇબી સવાલ સેહજમા કરે છે, કે પ્રજા ઉતપની કેવાંઓએ કરવી. આ સવાલ આપણા દેશમા સેહજમા સર્વ કોઇ કરે, એ બનવા જોગ છે. પણ પશ્ચીમ તરફના વિધ્વાંનો આવા સવાલનો જવાબ જુદીજ રીતે આપે છે. અગર જો ઉપર લખ્યા પ્રમાણે, ઓલાદની વૃધી સંપુર્ણ સુખવાસીઓનેજ કરવાનો હક હોય, તો ગરીઓ અને દુખી દલિદ્રીઓના હક ઉપર શું ત્રાપ નથી પડતી?

વિદ્ધ્વાંનો જવાબ આપે છે, કે એક દેશ કે મુલકના દુખી અને દલિદ્ર લોકોને શું હક છે, કે તેઓ દુખી, દરદી, આંધલાં, લંગડાં કે લુલાં અને રોગીષ્ટ બાળકોને જન્મ આપી, દેશ અને મુલકની રઇયત ઉપર પીડા અને ત્રાસ ગુજારે, અને એ રીતે દેશની અંદર મુફ્લેસી, અને દલિદ્રતાનો વધારો કરે ! આ જવાબ માટે વાંચકોએ શું મત બાંધ્યું ?

વૈદક શાસ્ત્ર એમજ કહે છે. અર્થ શાસ્ત્ર પણ એમજ કહે છે. દેશની મુફ્લસી અને દલિદ્રતામા વધારો કરવાની સત્તા કોઇને ત્રાંબાના લેખ ઉપર કોતરેલી મળી નથી ! અને તે છતાં જાહેર પ્રજાની શાંતીમાં ખલલ કરનાર બારવટિયા ભિખારીઓને, પ્રજાની વસ્તીને ઉડતા રોગોનો ચેપ લગાડનારા રગતપીતીઆ ભિક્ષુકોને, તથા એવાજ ત્રાસદાયક થઇ પડેલા ખરા તેમજ ખોટા ઢોંગી ભિખારીઓને પંપાલવામા, લોકો દાંન અને ધરમ સમજી ભિખ આપે છે.

કોઇબી દુખી, કે દલિદ્ર, કોઇબી ચેપી રોગથી રીબતો દરદી, કોઇબી લોહી વિકારથી સબડતો બિમાર, કોઇબી એવો આદમી કે જે ભાંગ, અફીમ, તંબાકું, દારૂ, કે એવાંજ કોઇ કેફી પાણીથી પોતાના લોહીમા ઝેરનુ તત્વ આમેજ કરનાર આંદમીની ઔલાદ, કદીબી સુખી, તંન્દરોસ્ત, અને દુખ દરદથી નિરાળી જન્મી શકેજ નહિ. કેમકે જે જે કારણથી પુરૂશની તબિયત બગડે છે, તે તે કારણથી પુરૂશના બદનમા ઉતપંન થતી ધાતુમા વસ્તાં વીર્ય–બીજ પણ બગડીને રોગીષ્ટ બને છે. જેવી મા–બાપના તન–બદનની હાલત, તેવીજ વીર્ય–બીજની હાલત સમજવી.

પુરૂશની ધાતુમા વસ્તું આ "બીજ," જેનું ચિત્ર પાછલ આપ્યું છે, તેનો આકાર અને તેની ચળવળ, તથા તેનો ઘાટ ઘટમ તપાસ્તાં માલમ પડશે, કે તે માત્ર એક પુછડીવાલું જંતુ (ટડપોલ) છે. આ જંતુમાંથી ભવિશનું આદમી પેદા થાય છે. તે આદમી, યા તો એક બદમાસ, એક લબ્બાડ, એક ચોર, યા એક લુચ્છો ખુની નિકલે; યા તો એક "સ્કોફ્યુલા" એક "સિફીલિસ" યા એક "ગાઉટ"ના દરદના ચેપવાલો જન્મે; યા તો એક દીવાનો, યા મુર્ખ જન્મે; યા તો એક સખીદાતાર, એક ધારમિક, એક દેશભક્ત, એક ફિલ્સુફ, એક વિદવાંન, યા એક મહાંન મરદ કે ઓરત જન્મે. જો એક બાપના લોહીમા ઉપલી ખાસિયતો માહેલી એક ખાસિયત હોય, યા ઉપલાં દરદો માહેલાં એકબી દરદનો ચેપ તેના લોહીમા આમેજ થયેલો હોય, તો તે તેના ફરજંન્દોને લાગુ પડયા વિના રહે એમ નથી.

**પુરૂશની ધાતુમા વસ્તું જંતું. તેમાં શું શું હોય છે?**

પણ એ સઘળી પીડા અને વેઠનો ચેપ ફક્ત બાપની તરફથીજ ફરજંન્દને વારસા તરીકે મળે છે, એમ સમજવુ નહી. ઘણીક વાર બાપનું લોહી બિલ્કુલ નિશકલંક હોય છે, અને જો માતાના લોહી અંદર તેવોજ કોઇક ચેપ આમેજ થયેલો હોય છે, તો માતાનું સંતાન–બીજ (ovum) પણ તેવુંજ ઝેરી બનેલું હોય છે. પરીણાંમમા બાળકને તેવાંજ કાતીલ દુખ–દરદનો વારસો મળે છે. અને એ રીતે મા–બાપના ગુનાહનો વારસો, તેમને પેટે અવતરતાં બાળકોને મળે છે, અને તે વારસો તે બાળકો પોતાની ઓલાદને પેહેડી દર પેહેડી આપતાં જાયે છે.

આ સિધાંત વૈદકશાસ્ત્રની છેલ્લાંમા છેલ્લી શોધ ખોલનું પરીણુંમ છે. અને તેટલાં માટે મા–બાપો, જેઓ પોતાની ઓલાદને બિલ્કુલ નિષ્કલંક અને નિરોગી ઉતપંન થયેલી જોવા ચાહતાં હોય, તેઓએ ખાસ કરી ધ્યાંનમા રાખવું ઘટે છે.

**સ્ત્રી–પુરૂશે પરણુવા આગમચ રાખવી જોઇતી સાહુચેતી.**

ખાસ કરી આ વંશ પરંમપરાથી ઉતરી આવતાં દરદોથી પયેદા થયલી ઓલાદના ફરજંન્દો સાથ, લગનના ગાંઠથી જોડાવા આગમચ, મરદો તેમજ ઓરતોએ ઘણીજ સાહુચેતી રાખવી ઘટે છે.

આ લગનના ગાંઠથી જોડાવાનો સવાલ એક જુદીજ બાબદ ઉપર આપણુને ઘસડી જાયે છે. પણ તે બાબદને આ ચાલુ પત્ર સાથ ભેળી ન નાખતાં, એટલુંજ કહેલું બસ થશે, કે બનતાં સુધી મા તેમજ બાપ, બંને જનોએ, પોતાના ફરજંન્દની બેહતરી અને તંન્દ-રોસ્તીનો સવાલ ધ્યાંનમા રાખી, સંસાર વહેવારમા વર્તવું ઘટે છે. એવે સમે મા–બાપોએ સુલેહભરી શાંન્તી અને ખુશ મિજાજમા રહેવું જોઇએ છે. કેમકે શાંન્તી અને સુલેહની અસર મન અને મગજ ઉપર એવી તો તાજગી ભરી થાયે છે, કે તેવે સમે માતા જો ગર્ભ ધારણ કરે છે, તો તે ગર્ભ ઉપર પણ તેવીજ રૂડી અસર થવા પાંમે છે. પણ જો એક માતા પોતાના પતીને ધિક્કારતી હોય, અને કલેશ–કંકાસથી ઉસ્કેરાયેલી હોય, અને જો તેવે સમે તે ઓરત પોતાના પતી તરફથી ગર્ભવંતી બને, તો માતાના મનમા ઉત્પન્ન થયેલી સઘળી અસર તેણીના ગર્ભના મન ઉપર પણ થવા પામે છે, અને એ રીતે પોતાની માતાની ખાસિયત અને ગુસ્સાના ગુણો, ગર્ભમાથીજ તે બાળક પોતાની સાથે લેઇને જન્મ પાંમે છે.

**પનોતા પુત પારણામાંથીજ કેમ જણાય છે ?**

એ કહેતી કાંઇ ખોટી નથી, કે પનોતા પુત પારણામાથીજ જણાય છે. આવી રીતનાં એકાદ ગુણવાલું બાળક જન્મથી પોતાની ખાસિયતો પાળણામાથી દાખવતું આવે છે, અને મોહટે ભાગે તે ખાસિયતો તેની જીંદગીના છેડા સુધી, તેને વળગી રહે છે.

વિદ્વાંન [1]ફાઉલર અનેક દાખલાઓમા એક જાણવા જોગ દાખલો જે આપણી આગલ રજુ કરે છે. તે જણાવે છે કેઃ—"એક માનસ જનમ્યો ત્યારથીજ તે પોતાના બાપની તરફ જોતો નહિ હતો, અને જ્યારે તે મોહટો થયો, ત્યારે પણ તે પોતાના બાપ તરફ ઝાંખી નજર કરવાની દરકાર વટિક કરતો નહિં હતો. આ બનાવનો ખરો સબબ એ હતો, કે મજકુર બાળકના જન્મ આગમચ, તેમજ તેની માતાના પેટમા ગર્ભ રેહ્યા તે આગમચ તેણીને તેણીના ધણી સાથ હંમેશા કંકાસ થતો હોવાને લીધે, તે સ્ત્રી પોતાના ધણી તરફ ધિક્કારથી જોતી હતી. આ ધિક્કારના જુસ્સાની અસર તે બાળક ગર્ભમા રહ્યું ત્યારથીજ તેના મનમા ઉતરી હતી." આ દાખલા ઉપરથી સિદ્ધ થાય છે, કે માતાના મનની ઉપર ગર્ભવંતી હાલત દરામયાંન થયેલી અસરનો વારસો, તેણીના પેટ માહેલાં બાળકને પણ મળે છે.

**છોકટા બાપનાં ફરજંન્દો !**

પુરૂશોએ તેમજ સ્ત્રીઓએ વિદ્વાંનોના અવલોકનનો લાભ લેતાં આ બીના પોતાની પરણી જીંદગીના સંસાર વેહવારમા યાદ રાખવી ઘટે છે, કે મનની બગડેલી હાલત દરમિયાંન, તેમજ કોઇબી પ્રકારની બિમારી કે બેચેની, ઉદાસી કે નિરાસી, તેમજ

૧. આ બાબદ વિશે વધુ લંબાંણ વિગત સ્ત્રી-ભવસાગર અને સ્ત્રી-દરપણ નામની મારી ચોપડીઓમાંથી મળી શકશે.

કોઇબી કારણે નિપજેલી નાસિપાસી, યા મેહેનત કરતાં ચહડેલી ઠાક, યા દારૂની કેફથી ચહડેલી નીશાં દરમિયાંન, ધણી તેમજ ધણીઆણીએ એક બીજાથી હંમેશ દુર રહેવુ ઘટે છે. પ્રખ્યાત વિદ્વાન કોમ્બ પોતાની જાણુમા આવેલો એક 'કેસ' રજુ કરતાં લખે છે, કે એક છોકટો બાપ પોતાની કેફ દરમિયાંન પોતાની પરણેતરના સમાગમમા આવ્યો, અને તેના પરીણાંમમા જે બાળક અવતર્યું હતું, તે બાળક એક "ઇડીયટ" હતું.

**હમેલ, અને હમેલ-દાર સ્ત્રીઓ.**

એવા અસંખ્ય દાખલાઓ તબિબી દફતરે અનેક રંગ રૂપના નોધાયલા છે. જો ફરજંન્દ જનવાંજ હોય, તો કુદરતના નિયમ પ્રમાણે ચાલતું, એમ વૈદકશાસ્ત્ર ફરમાવે છે. પણ વાંચક મીત્રો, આ વાત કાંઇ એવી નથી, કે એક આશાવંતી મા કે બાપ, એ વિશે પોતાના તબિબની સલાહ લેવા જાય ! ખરી વાત તો એ છે, કે એ વિશેનુ કાંઇબી ગ્નાંન આપણા લોકોમા ફેલાયલુંજ નથી. આપણા લોકોમા એકજ વિચાર ફરજંન્દની આશા માટે જે જાણીતો છે, તે એજ, કે પરણીને ઓલાદ વધારવી. પછી તે ઓલાદ ગમે એવી ભલી કે ભુંડી અવતરે, તેમા તેમને દોશ નથી.

પણ હવે એ દલીલ જરાબી નિભી શકે એમ નથી. ઓલાદ વધારવી, અને સુધરેલી, ભલી, ભાગ્યશાલી, નિરોગી અને ખુબસુરત ઓલાદને જન્મ કેમ આપવો, તેના ઇલાજો વિદવાંનો આપણુને જણાવે છે, અને તે ઇલાજો જેઓ અમલમા મુકે છે, તેઓજ પોતાની ભવિશની ઓલાદને ભાગ્યશાલી બનાવી શકે છે.

માતાની ગર્ભવંતી હાલત, તેણીના મન અને લોહી સાથ ધાડો સંબંધ ધરાવે છે. માતાના લોહીથીજ પેટ માહેલાં ગર્ભનુ પોશણુ થાય છે, માટે માતાનુ લોહી બિલકુલ સ્વચ્છ હોવુજ જોઇએ. વળી માતાના

જ્ઞાનતંતુ (nervous system) ની જેવી હાલત હોય છે, તેવી અસર બાળકના જ્ઞાનતંતુ (nervous system) ની ઉપર થાય છે.

પેટ માહેલાં બાળકના શરીરના 'મસ્લ્સ' જો મજબુત અને તંન્દરોસ્ત બનાવવા હોય, તો માતાએ પોતે ગર્ભવંતી હાલત દરમિયાંન ખુલ્લી હવામા ફરવાની રોજ ચાલુ ટેવ રાખવી. અઇઆસુ રેહવુજ નહી, અને ઘરમા કાંમ કાજ કરી પોતાના હાડકાંને કસવાની આદત પાડવી. એમા શક જેવુ જરાએ નથી, કે ઘણીક વખત આળસુ માતાઓને પેટે ખોડખાપણુવાલાં બાળકો જનમ્યાં છે. જે માતાઓ ગર્ભવંતી હાલત દરમિયાંન ખાધા પીધામા હદ જેવું સમજતી નથી; જે મોહોડે આવ્યુ તે ખાએ છે; બદહજમી થાય તેવું ડગરે છે; તેવીઓને પેટે અવતરેલાં બાળકો ઘણું કરી પેટમા દુખારો–Colic–અને–બદહજમી–Dyspepsia–ની પીડાકારી જન્મથીજ પોતાની સાથે લેઇને પેદા પડે છે.

આ ઠેકાણે ઇશારો કીધામા ખોટું કરેલુ કહેવાશે નહિ, કે ઘણાક તબિબોનુ એવું મત છે, કે ગર્ભવંતી હાલત દરમિયાંન ફળ ફળાદીનો ખોરાક મોહટે ભાગે ચાલુ કીધાથી, બાળકને ઘણો મોહટો ફાયદો થવાનો સંભવ રહે છે.

લા૦ દુવાગીર

*D. H. P.*



# પત્ર ૯ મું.



## NATURE'S GREATEST WORK.



## શું શું ઓધે ઉતરે છે?



મારા માનવંત મીત્ર—

ઓધે ઉતરતી ખાસિયતો તેમજ ઓધે ઉતરતાં દરદોની બાબદનો સવાલ વૈદક નજરથી જોતાં ઘણોજ બારીક છે. વળી તબિબો પણ કેટલીક વાર એક બીજાના મતથી એ વિશે જુદા પડે છે. એટલાં માટે એ બાબદ ઉપર લંબાંણુ લખાણુ કરવા માટે આ પુસ્તકમા જોઇયે તેટલી જગ્યા ફાજલ પાડી શકાતી નથી. તોપણુ જાણુવા જોગ બાબદોની થોડીક નોધ રજુ કરવી જરૂરની છે.

### ત્રણુ મહાંન બનાવોની હકિકત.

મા–બાપના દુખ–દરદ, અને મા–બાપની ખાસિયતોનો વારસો બાળક જ્યારે માતાના ગર્ભમા હોય છે, ત્યારે તેને તે કેવી રીતે મળે છે, તે બાબદ વૈદક નજરે જોતાં ત્રણુ ભાગમા વેંહચાઇ ગઇ છે.

(૧) ગર્ભ ધારણુ થાય તે આગમચ પોતાના તન–મનની આરોગ્યતાની મા–બાપોએ રાખવી જોઇતી સંભાલ અને બંદોબસ્તીને લગતી બાબદ.

(૨) હમબિસ્તરી સમે મા–બાપની માનસિક તેમજ શારિરીક હાલતને લગતી બાબદ.

(૩) ગર્ભ ધારણ કીધા પછી માતાની શારિરીક તેમજ માનસિક હાલતની આરોગ્યતા ઉપરાંત, તેણીની આસપાસના સાંધણો કેવાં હોવાં જોઇએ, તે વિશેની બાબદ.

આ ત્રણે બાબદો વિશે આપણુ આગલાં પત્રમા જુદે જુદે ઠેકાંણે વાંચી ગયાં છીયે.[1]

## જુદાં જુદાં દરદો સમે દરદીના શરીરમાથી નિકળતો જુદાજુદા પ્રકારનો વાસ.

આ વાત તો જાણીતી છે, કે મનની હાલત બગડ્યાથી તનની હાલત પણુ બગડે છે. આદમીની દરદી હાલતમા તેના શરીરમાથી, તેમજ તેના દમમાથી નિકળતી હવા પણુ દરદીજ હોય છે. એક દરદીના દમમાથી નિકળતી હવા, તેમજ તેના શરીરમાથી નિકળતો પસીનો, તથા તેની સાથે ચાંમદીના છિદ્રો માર્ગે નિકળતી અદ્રશ્ય હવા, જ્યારે ભિત્તરના દરદને સમે એવી રીતે બગડેલાં હોય છે, ત્યારે તેમાથી અમુક જાતનો અનંગમતો વાસ નિકળતો રહે છે. દરેક રોગીષ્ટ દરદીના દમનો, તેમજ તેના શરીરમાથી નિકળતો વાસ કાંઇ એક સરખો કે એક જાતનો હોતો નથી. જુદાં જુદાં દરદની બિમારી પ્રસંગે જુદો જુદો વાસ નિકળતો રહે છે. અલબતાં એ વાસ (odour) ને પિછાનવાની શક્તિ કાંઇ સરવે-જનોમા હોતી નથી, પણુ અનુભવી તબિબોજ તે સમજીને પીછાની શકે છે. આ વાસ કાંઈ એવી વસ્તુ નથી, કે બારીક નજરથી જોનારની નજરે તે પડી શકે. જેઓ એવું ગુમાન રાખતા હોય, કે તેમના અનુભવમા દરેક દરદીના દમમાથી તેમજ શરીરમાથી નિકળતી હવા એકજ સરખી

[1] આ બાબદ લંબાંણ લખાંણ માટે માર શ્રી–ભવસાગર નામનું પુસ્તક વાંચો.

વાસ મારતી હોય છે, તો તેઓ પોતે પોતાને બેશક ઠગનારા હોય છે.

અમુક પીડાકારીથી હેરાંન થતાં દરદીઓનુ બિછાનુ, તેમજ તેનો ઓરડો, તે દરદીના દરદની નિશાંણીઓ તેના કેહ્યા વગર જાહેર કરી દે છે. [ ૧ ] દાખલા તરીકે મુત્રાશયના કોઇક દરદથી હેરાંન થતાં દરદીના બિછાના પાસ જઇ પુગતાંજ, તેના શરીરમાથી પીસાબના જેવી દુર્ગંધનો વાસ માલમ પડે છે. [ ૨ ] કેટલાંક દરદીઓના શરીરમાથી ખાટો વાસ નિકળતો જણાય છે. [ ૩ ] કેટલીક દરદી સ્ત્રીઓ જેઓ દસ્તાંનના અમુક દરદથી પીડાતી હોય છે, તેમના બિછાના આગલ જઇ પુગતાં અમુક જાતનો વાસ માલમ પડે છે. [૪] લાંબા વખતના ડાયરિયા, અને ડિસૅન્ત્રીવાલાં દરદીઓના બિછાના, જુદીજ પ્રકારનો વાસ રજુ કરે છે. આ વાત પણ વાંચકે ધ્યાંનમા રાખવી, કે આ ટીકા દરેક દરદીને માટે સમજવા નહિ.

કુશળ તબીબોનો આ અનુભવ એટલી હદ સુધી આગલ વધ્યો છે, કે તેમના મત પ્રમાણે એવાં દરદીનુ દિવાંનખાનુ ગમે એવી સફાઇ સુધડાઇથી સફાઇદાર રાખ્યું હોય, અને ગમે એવા ધુમાડા કે ધુપથી તે દિવાનખાનાને સ્વચ્છ રાખવાની તજવિજ કીધી હોય, તો તે સઘળી ફોકટ જાય છે. કારણ ? કારણ, તે વાસ મારતી હવા ઉપર એવા ઇલાજોથી સેહેજ પણ અસર થતી નથી, અને ગમે એવા ઇલાજ છતાં, પળે પળે નવી હવા પેદા થતી જાય છે.

## જન્મ આગમચ ગર્ભમા બાળકને દરદનો ચેપ કેવી રીતે લાગે છે.

આ ઉપરથી સમજી શકાય છે, કે એક માંતાના મનની બગડેલી હાલતથી તેણીનુ શરીર જ્યારે પીડાય છે, અને તેણીના તન તેમજ મનની બગડેલી હાલતમા એવી અસ્વચ્છ અને રોગીષ્ટ હવા જ્યારે પેદા

થાય છે, તો દેખઇતું છે કે મનની જુદા જુદા પ્રકારથી બગડેલી હાલત દરમિયાંન, એ હવા આખાં શરીરમા પોતાની કાતીલ અસર ફેલાવી રહે છે. જ્યારે એ દરદી હવા શરીરની બાહાર કાંઇક પ્રમાણમા બીજાંઓની આરોગ્યાને હાનિકારક થઇ પડે છે, તો માતાના ગર્ભમા રેહઠાંણુ કરી રેહલાં બાળકના ઉધરતાં મન ઉપર તે હવા કાં નહિ તેવીજ કાતીલ અસર કરે? એ ઉપરથી વાંચક સમજી શકશે, કે બાળક પોતાની માતાના દુખ–દરદ અને ખાસિયતોનો વારસો કેવી રીતે જન્મથીજ મેળવી શકે છે. આ સિધાંત પુરવાર કરવા માટે કેટલાક જીવતા દાખલા આપવાની જરૂર છે.

(૧) પ્રખ્યાત સ્કોટ્ચ કવી રોબર્ટ બર્ન્સની માતા જન્મથીજ ખુશ મિજાજની હતી. અસલના વખતના જુના ગાયનો તેમજ 'બૅલૅડ' ગાવાનો તેણીને એટલો બધો શોખ હતો, કે જુના સંગીતની એક મોહટી સંખ્યા તેણીને મોહોડે ચહડી ગઇ હતી, અને આખો દિવસ ઘરમા કામકાજ કરતાં અને ફરતાં હરતાં, તે ગાયનો તેણી લલકાર્યા કરતી હતી. આ ખાસિયતનો વારસો તેણીના કવી દીકરા 'બર્ન્સ' મા ઉતરેલો પાછલથી જગજાહેર થયો છે.

## KLEPTOMANIA.

## જન્મથી ચોરી કરવાની ખાસિયત કેમ લાગુ પડે છે?

(૨) પ્રખ્યાત તબીબ મી. બાયર, પોતાની Maternal Impressions વાલી ચોપડીમા લખે છે કે:—"એક ગર્ભવંતી ઓરતને ઉદાર રીતે ખરચ કરવાની ખાસિયત હતી. આ તેણીની ખાસિયતથી તેણીનો ખાવિંદ ઘણોજ કંટાળી ગયો, અને અંતે તેણીને જે પૈસા દર માસે જીવ ખરચ માટે તે આપતો હતો, તે તેણે ઘટાડી નાખ્યા. પોતાના ખાવિંદની આવી રીતની ચાલથી તે ઘણીજ નારાજ થઇ ગઈ, અને પૈસાની જરૂર પડ્યાથી તેણીએ એક દિવસે પોતાના ધણીની ટિજોરી

ચોરી–છુપીથી ઉઘાડી તેમાથી થોડાંક નાના કાહાડી લીધાં. પૈસા મેળવવાની આ યુક્તી, તેણીએ લાંબો વખત સુધી ચાલુ રાખી. આ સ્ત્રીને પેટે પાછલથી એક છોકરો પેદા પડયો, જે મોહટો થયો ત્યારે તેને ચોરી કરવાની ખાસિયત લાગુ પડી. પણ તે કાંઇ મોહટો મહાંન ચોર, કે ધરફાડુ નિકલ્યો નહિ. તે ફકત નાંહની નાંહનીજ ચોરીઓમાં મોજ મેળવતો હતો. એક વખત તે છોકરાએ પોતાની બેહનનુ એક ઘડીઆલ ઉચાપટ કીધું; બીજી વખતે તેણે પોતાની માતાની સોનાની સાંકળી પસાર કીધી; ત્રીજી વખતે તેણે પોતાના બાપનો એક નવોજ ડગલો તફડાવી વેચી ખાધો, અને ચોઠી વખતે લાગ ફાવતાંજ એક હીરાની 'પીન' ઘરમાથી તે ઉચકી ગયો હતો. પણ આ સઘળી નાંહની ચોરીઓ તે પોતાના ઘરમા અને પોતાના સગપણમાજ કરતો હતો. કદીબી તેણે મોહટી ચોરી કરવાની હિંમત કરી નહિ હતી. એવી રીતે એક અપ્રમાણિક માતાની ખાસિયતનો તેના દીકરાને વારસો મલ્યો હતો. આ એક ઓધે ઉતરતી ખાસિયત કહેવાય છે, અને તબીબો એને 'કલેપ્ટોમેનિયા' (Kleptomania) કહે છે.

(૩) એજ તબિબ એક બીજો દાખલો પોતાની નોધમા લખે છે, તે વધારે જાણવા જોગ છે. એક જવાંન બાંનુ ગર્ભવંતી હાલતમા રસ્તેથી પસાર થતાં તેણીને તેણીની કેટલીક સખીઓ સાથ મીલાપ થયો. રસ્તા ઉપર એવી નાજુક હાલતમા તેણીને કાંઇબી મહલાજા વગર ફરતી જોઈ, એક સખીએ તેણીના પેટ તરફ આંગલી દેખાડી કહ્યું કેઃ—"આવી હાલતમા રસ્તા ઉપર ફરતાં તુને શરમ નથી આવતી?"

પેલી સ્ત્રી પોતાની સખીઓથી છુટી પડી પોતાને ઘર ગઇ. પણ તેમના ટીકાથી તેણીનુ દીલ એટલું તો દુખાયું હતું, કે ઘર જતાંજ તે રડવા પડી, અને પોતાને થાયેલાં અપમાંન માટે તે ઘણીજ દલગીર થઇ ગઇ. આ સ્ત્રીએ પાછલથી એક દીકરીને જન્મ આપ્યો. તે દીકરી જ્યારે ૭

વરસની ઉમરની થઇ, અને ડાકટર બાયર્સે જ્યારે તેણીને જોઇ, ત્યારે માલમ પડયું કે કોઇબી ઓળખીતું કે અજાણ્યું તે છોકરીને જો આંગલી દેખાડતું, તો તે છોકરી તેજ ઘડીએ ફળ ખાઇ રડી પડતી હતી. આ ઓધે ઉતરેલી ખાસિયતની કાંઇબી દવા પાછલથી થઇ શકી નહિ.

## ગોરૂં કે કાળું બાળક પેદા કરવાનો એક કુતેહુમંદ અખ્તરો.

ઘણાકોને એવોજ ખ્યાલ બેસી ગયો છે, કે માતાને પેટે અવતરેલાં બાળકનો રંગ, તેની માતા કે બાપના રંગ જેવોજ હોવો જોઇએ. પણ કુદરતના ભેદને પોંહોચવાની આ એક કેવળ અટકળ થાય છે, અને તે અટકળ જ્યારે ખોટી પડે છે, ત્યારે અનેક નવીન અટકળો કરવી પડે છે. ઘણાક દાખલામા એવું બનેલું છે, કે મા—બાંપ ગોરા રંગના હોવા છતાં, તેમના ફરજંન્દો કાળાં, અથવા તો અતી ઘણા સાંમળા રંગના અવતરે છે. આગલ જણાવ્યા પ્રમાણે માતાના મન ઉપર થતી અસર કાંઇક મારમિક રીતે પેટ માહેલાં બાળક ઉપર અસર કરતી જણાઇ છે. આ વિચાર પુર્વકાળમાં એક અટકળ તરીકે એકમતે જાએજ હતો. પણ ઓગનીસમી સદીના વિદવાંનોએ અખ્તરાઓ કરી સાબેત કીધું છે, કે આદમીજાત જો પોતાની ઓલાદ સુધારવા ચાહે, તો તેમ તે કરી શકે છે. વિદવાંનોએ અવલોકન કરી એવું જાહેર કીધુ છે, કે મન પસંદ બળ બુધ્ધીના 'જીનિયસ' બાળકો જનવા માટે, મા બાપોએ વીસ વરશ આગમચથી તઇયારી કરવી ઘટે છે. પણ એ ઇલાજ અમલમા મુકી શકાય તેવો નથી; જો કે તે ગમે એવાં સારાં પરીણામ ખાતરી પુર્વક લાવી શકે.

બ્લોન્ડેલ નામના એક શખ્સે મનપસંદ રંગના ફરજંન્દો આદમીને પેટે અવતરે એવી મતલબથી જાનવરો ઉપર કાંઇક અખ્તરા

પ્રથમમા તેણે અજમાવી જોયા, અને તેનુ પરીણામ જ્યારે સંતોશ-કારક નિકલ્યું, ત્યારેજ તેણે તે પરીણામ જાહેરમા રજુ કીધું છે.

બ્લોન્ડેલે પોતાના અખ્તરા ફતેહમંદ બનાવવા પેહલ્લાં તેણે એવી તર્ક ઉપર ગણત્રી કરી કે, **માતાની તંન્દરોસ્તી અને તેણીના મન ઉપર થતી અસર, તેના પેટ માહેલાં બાળક ઉપર થાય છે.** આ તર્ક ઉપર તેણે નિચલો અખ્તરો કીધો.

બ્લૉન્ડેલની એક કિમતી ગાય, દર વરસે એવા રંગના વાછરડાં જનતી હતી, કે જે રંગના વાછરડાંની કિમત ખરીદનાર બિલ્કુલ ઘણીજ નજીવી આંકતા હતા. આ ઉપરથી બ્લૉન્ડેલે એક હિકમત કરી, અને પોતાની ગાય હમેલદાર બને તે આગમચ તેની આંખે એવા મજબુત પાટા વિટાળી લીધા, કે તેણીને કાંઇબી દેખાઇ શકે નહી. એવી રીતે તે ગાયની આંખે પાટા બાંધ્યા પછી તેણે તે ગાયને એક સાંઢ આગલ તેની સંગત માટે મુકી, અને તુરતજ પોતાને મનપસંદ રંગનો એક સુંદર વાછરડો તે ગાયની સાંમે લાવી ઉભો રાખી, તેણીની આંખ્યો ઉપર બાંધેલા પાટા તેણે છોડી નાખ્યા. ગાયની આંખ ઉપરથી બાંધેલા પાટા છોડતાંજ, જે વસ્તુ તે ગાયની નજરે પેહલ્લી પડી, તે પેલો સુંદર રંગનો વાછરડો હતો. ત્યાર પછી તે વાછરડાને તે ગાયની પાસેજ તેના સોબતી તરીકે બ્લૉન્ડેલે નવ માસ સુધી રાખ્યો, જે મુદત દરમિયાંન પેલી ગાય તે વાછરડા સાથ હળી ગઇ હતી. જ્યારે તે ગાયની ગર્ભીત મુદત પુરી થઇ, ત્યારે તેણીએ એક વાછરડું જન્યું, જેનો રંગ તેના સોબતી–વાછરડાના જેવોજ સુંદર હતો. આ અખ્તરો બ્લૉન્ડેલે કાંઇ એકજ વખત અજમાવ્યો નહિ હતો, પણ અનેક વાર તેણે એવી અજમાયેશ કીધી હતી, અને તેનુ પરીણામ મોહટે ભાગે સંતોશકારક આવ્યું હતું.

આ સિધાંત પાછલથી વિદ્વાનો આગલ રજુ થતાં અમેરીકામા એ સવાલે મોહટી ચલવલ પકડી હતી, અને ઘણાંક કુટુંબોએ એ અખ્તરો અજમાવી પોતાની ખાતરી કરી હતી.

ઓધે ઉતરતા ગુણ અને અવગુણના, તેમજ એવીજ બીજી જાણવા જોગ બાબદના અસંખ્ય દાખલા તબિબી દફતરે નોધાયલા છે, જેમાથી થોડીક નોધ, આ પ્રસંગે રજુ કરેલી ઠીક થઇ પડશે.

**બાળક કેવું જન્મશે તે જાણવાની રીત.**

(૧) ખુબસુરતી ઓધે ઉતરે છે. મોહટે ભાગે માતાના તેમજ મમાઇ અને માસીના ચેહરાનુ મળતાપણુ દીકરીઓમા ઓધે ઉતરેલું માલમ પડયું છે. જો કે ઘણીક વખત માતાની ખુબસુરતીનો લાભ દીકરાઓને પણ મળતો રહે છે. તેમજ બાપ તથા બપાવાના તથા કાકાના ચેહરાનુ મળતાપણુ દીકરાઓને ઓધે ઉતરેલું જણાયું છે. જોકે બાપના ચેહરાને મળતો દીકરીનો ચેહરો પણ ઘણીક વાર જણાય છે. આ ઉપરથી માલમ પડે છે કે મા–બાપની ખુબસુરતી ઓધે ઉતરે છે. કેટલાક રમળ જોનારાઓ, તેમજ જોશીઓ, મા–બાપના ચેહરા ઉપરથી અટકલ કરી, તેમનુ ભવિશ કહે છે, કે તેમનુ બાળક ખુબસુરત જન્મશે; અને પાછલથી જ્યારે તે બીના ખરી પડે છે, ત્યારે ભોલાં લોકો જોશીને માન–પાનથી નવાજે છે. પણ ખુબસુરતી એક ઓધે ઉતરતો ગુણ છે, અને તેથી જેવા માબાપ હોય છે, તેવાં બાળકો અવતરે છે.

**આયુશ લાંબા કે હુકા છે તે જાણવાની રીત.**

(૨) લાંબા આયુશ ઓધે ઉતરે છે. જેના મા–બાપ તેમજ દાદા–દાદી અને પરદાદા લાંબી જીંદગી ભોગવી મરણ પામેલાં હોય, તો તેના દીકરા દીકરીઓ પણ લાંબી જીંદગી ભોગવે છે. એવા અનેક દાખલા નોધાઇ ગયા છે, જેમાં લાંબી જીંદગી ભોગવનારાં મા–બાપોના ફરજંન્દો મોહટી ઉંમર સુધી જીવ્યા છે.

જોશીઓ અને રમલ જોનારાઓ એ તર્કનો મોહટો લાભ લેઇ અજ્ઞાંનોને છેતરવા ચુકતા નથી. સિધ્ધી કે આડકટરી રીતે તેઓ મા-બાપની, તેમજ બાપ બપાવાની ઉમર વિશે પુછપરછ કરી જાણી લીધા પછી, તેઓ આવું ભવિશ વર્તે છે, અને મોહટે ભાગે તે ખરૂજ પડે છે.

**ટુંકા આયુષ.** જે રીતે લાંબા આયુષવાલાં મા-બાપોના ફરજંન્દ લાંબી જીંદગી ગુજારે છે, તેજ રીતે ટુંકા આયુષવાલાં મા-બાપોની ઓલાદ લાંબી જીંદગી જવલેજ ગુજારે છે. લાંબા આયુશ કરતાં ટુંકા આયુષ ઘણે મોહટે ભાગે મોહટા પ્રમાણમા ઓધે ઉતરતા કહેવાય છે.

## TENDENCIES TO DISEASES HEREDITARY.

**ઓધે ઉતરતાં દરદોની ટીપ.** (૪) ઘણાક દરદો તેમજ ઘણીક ખાસિયતો ઓધે ઉતરતાં આવે છે. દુખ દરદ ઓધે ઉતરવાનો સવાલ ઘણો બારીક છે, અને તે વિશે અતરે જેટલું લખાય તેટલું ઓછુજ ધારૂ છુ. પણ એ બાબદને લંબાવી વાંચકને ગુંચવાડામા ગુંચવવાની જરૂર નથી. ઘણાક દરદો અને ખાસિયતો જે ઓધે ઉતરતાં કેહવાય છે, તે માહેલાં થોડાંક જાણીતાં દરદો અને ખાસિયતોના નામની એક ટીપ અતરે આપેલી યોગ્ય ધારૂ છુ.

| | દરદોના નામ. | દરદોના ઈંગ્રેજી નામ. |
|---|---|---|
| ૧ | દમ યાને હાંફન.... ... | Asthma. |
| ૧ | ખઇ, યાને ક્ષય.... ... | Consumption. |
| ૩ | 'હાર્ટ ડિઝીસ.'... ... | Heart disease. ( *Certain forms.* ) |
| ૪ | લોહીનુ માથે ચહડવું. ... | Apoplexy. |
| ૫ | ફેફરૂ. ... ... ... | Epilepsy. |

| | | |
|---|---|---|
| ૬ | "કૅન્સર" (નાસુર.) | ... Cancer. |
| ૭ | મીઠી પીસાબ.... | ... Diabetes melitus. |
| ૮ | આંખમા ચાંદુ? | ... Keratitis? (Ulcer.) |
| ૯ | નજલો. (ગાઉટ.) | ... Gout. |
| ૧૦ | રગતપીત. ... | ... Leprosy. |
| ૧૧ | રૂમેટિઝમ. ... | ... Rheumatism. |
| ૧૨ | કંઠમાળ. (સ્ક્રોફ્યુલા.) | ... Scrofula. |
| ૧૩ | કોહોડ. (સુફેદ.) | ... Leucoderma. |
| ૧૪ | મોહોડાં ઉપર ચાટાં | ... Freckles. |
| ૧૫ | ખરપસું. ... | ... Eczema. (*Certain forms.*) |
| ૧૬ | ઉંઘમા ચાલવું. | ... Somnambulism. |
| ૧૭ | ધ્રુંજરી. ... | ... Chorea. |
| ૧૮ | નસોનુ ફુલી જવું. | ... Vericose Veins. |
| ૧૯ | વિશફોટક. (સિફીલીસ.) | ... Syphilis. |
| ૨૦ | અંતર્ગળ. ... | ... Hernia. (*Rupture.*) |
| ૨૧ | દિવાંનાપણુ. ... | ... Insanity. |
| ૨૨ | બેહરપણુ. ... | ... Deafness. |
| ૨૩ | અમુક પ્રકારની જ્ઞાન-તંતુની બિમારી | Certain forms of Nervous Diseases. |
| ૨૪ | રેતીનો મરજ. ... | ... Gravel. |
| ૨૫ | બદહજમી. (ચોકસ વસ્તુથી.) | Dyspepsia (*Certain forms.*) |
| ૨૬ | હિસ્ટીરીયા. ... | ... Hysteria. |

૨૭ જનંન ઇન્દ્રીના એકાદ ચેપી રોગની લોહીમા રહી ગયેલી કસરની અસર.

આ લાંબી ટીપ હજી વધારે લંબાવી શકાય એમ છે, છતાં અતરે તે અધુરી રાખવી પડી છે, કેમકે અમુક દરદો માટે તબિબોમા

મતફેરી પડે છે. દુખ અને દરદો જેમ ઓધે ઉતરે છે, તેમ મા–બાપની કેટલીક ખાસિયતોનો પણ બચ્ચાંને વારસો મળે છે. એવી ખાસિયતો માહેલી થોડીક ખાસિયતો અતરે નોંધેલી પ્રસંગોપાત થઇ પડશે.

## ઓધે ઉતરતી કેટલીક ખાસિયતો.

| | ખાસિયતોના નામ. | ખાસિયતોના ઇંગ્રેજી નામ. |
|---|---|---|
| ૧ | જનાકારી. ... ... | Adultary. |
| ૨ | છાકટપણું. ... ... | Alcoholism. |
| ૩ | ખાધરાપણુ. ... ... | Glutony. |
| ૪ | ઇસ્કઅંગેજી. ... ... | Amativeness. |
| ૫ | શંખણી. (દીકરીઓમા ઉતરતી માતાની એક ખાસિયત.) | Vixenishness. |
| ૬ | ગાવા માટે મધુર અવાજ.... | Melodious Voice |
| ૭ | ગણીત શાસ્ત્રનું જ્ઞાંન. ... | Mathematical power. |
| ૮ | નિકળી જવું, યાને નાહાસી જવું. | Elopement. |
| ૯ | ચોરીનો ચસ્કો.... ... | Kleptomania. |
| ૧૦ | જાડાપણુ. ... ... | Obesity. |
| ૧૧ | ખુબસુરતી. ... ... | Beauty. |
| ૧૨ | બાલનો રંગ. ... ... | Colour of Hairs. |
| ૧૩ | અચણુચ મરણ પામવું. ... | Sudden death. |
| ૧૪ | વાંઝીયાપણું. ... ... | Sterility. |
| ૧૫ | સંતાંનની વૃધી કરનારો ગુણ. | Prolificality. |
| ૧૬ | કવખતે વૃધી. ... ... | Precocity. |
| ૧૭ | જોડ બાળક જણવાની ખાસિયત. | Twins. |
| ૧૮ | ટાંચણી, કે સોય જોતાં ધાસ્તી પડવી. | Belonephobia. |
| ૧૯ | ઉદાઉપણું. ... ... | Lavishness. |

૨૦ કંજુસાઇ.... ... ... Stinginess.
૨૧ ધર્મ-વાસના. માતા તરફનો ગુણ. Pious disposition.
૨૨ શોધક બુધ્ધી. ... ... Inventive nature.

## ઓધે ઉતરતી ખોડ-ખાંપણ.

૧ વેહતીયાપણું.
૨ હાથ પગમા ખોડ.
૩ એથી વધારે સ્તંન, વિગેરે.

## સ્ત્રી તેમજ પુરૂશોની જનન ઇન્દ્રીઓની રચનામાં વિચીત્ર ખોડ ખાંપણ.

ઉપલી ખાંમીઓ ઘણીક વાર સ્ત્રી તેમજ પુરૂશોમા જન્મથીજ હોય છે. દાખલા તરીકે, [૧] સ્ત્રીના એક સ્તંનનુ બે ભાગમા વેંહચાઇ જવું. [૨] સ્ત્રીના સ્તંનની એક બોતનીનુ બે ભાગમા વેંહચાઇ [૩] સ્ત્રીની છાતી સિવાય શરીરના બીજા ભાગ ઉપર સ્તંનનુ જન્મથી ઉત્પન્ન થવું. [૪] સ્ત્રીને બે ગર્ભસ્થાન. [૫] સ્ત્રીને બે જનંન માર્ગ. [૬] સ્ત્રીના ગર્ભસ્થાંનનુ બે ભાગમા વેંહચાઇ જવું. [૭] મરદને જન્મથી બે જનંન ઇંદ્રીઓનું ઉત્પન્ન થવું, વિગેરે.

આ અને એવીજ બીજી અજાએબ ખોડખાંપણ સ્ત્રી પુરૂશોમા જન્મથીજ ઉત્પન્ન થાયેલી જોવાંમા આવે છે.

લા૦ દુવાગીર

*D. H. P.*



# પત્ર ૧૦ મું.



ATAVISM.



## ઓધે ઉતરતી અજાયેબીઓના ચિત્રો.

(ચિત્રો સાથે.)



પ્રીય મિત્ર—

મારે કહેવું જોઇએ કે ‘ઓધે ઉતરવાની’ બાબદ એટલી તો વિશાળ છે, કે તે સઘળી એક, બે, કે ત્રણ પત્રોમાં સમાઇ શકે એમ નથી. એ બાબદ ઉપર વિદ્વાંનો હજી પોતાનું અવલોકન કરતા રહ્યા છે, અને જે જે સિધાંત ઉપર તેઓ એકમત થયા છે, તે સિધાંતનું તાતપર્ય હું અતરે ફક્ત ઉપર ટપકેથીજ રજુ કરૂં છું; કેમકે સ્ત્રી તેમજ પુરૂષ બંનેને માટે તે એક સરખુ જાણવા જોગ થઇ પડશે, એમ હું માનું છું.

ઓધે ઉતરતી ખાસિયતો અને દુઃખ દરદોની પાછલાં પત્રમાં દરશાવેલી ટિપ બેશક અધુરી છે. એ ટિપ હજી લંબાવી શકાય, પણ તેમ કરવા કરતાં તે ટિપ માહેલી થોડીક જાણવા જોગ ખાસિયતો, અને પિડાકારીઓ ઉપર જુદાં જુદાં પત્રો લખ્યાથી સામાન્ય વાંચક વર્ગને ઘણુંક નવું જાણવાનું અને શિખવાનું મળી શકશે.

## PERSISTENT PECULIARITIES IN FAMILIES.

**ઓધે ઉતરતી શારિરીક ખાંમીઓ.**

અમુક દુઃખ–દરદ અને ખાસિયતો જેમ માનસજાતમાં ઓધે ઉતરે છે, તેમ ઘણીક વાર અમુક પ્રકારના વિલક્ષણ ગુણો, તેમજ વિચીત્ર શારિરીક ખામીઓ અને ખુબીઓ પણ ઓધે ઉતરતી આવે છે. અગર જો કુટુંબ કબીલામાં કોઇને માથે જન્મથી એક સુફેદ બાલનું જુલ્ફ હોય છે, અથવા તો મા–બાપને કે કોઇ નજદીકના ખેશીના હાથે–પગે જન્મથી એકાદ આંગલું વધારે હોય છે, તો તેવી શારિરીક ખાંમીનો વારસો, મોહટે ભાગે પેહડી દર પેહડી બાળકને મળતો રહે છે.

**LEFT-HANDEDNESS.**
**ડાભોડીયાં!**

કેટલાંકો જન્મથી જ દરેક કામ જેટલું ડાભા હાથે સેહલથી કરી શકે છે, તેટલું તેઓ જમણા હાથે કરી શકતાં નથી. જો તે સ્ત્રી હોય છે, તો ઘર સંસારનું સઘળું કામ, રાંધવું–સિધવું, સિવવું–ભરવું, કાપવું–સમારવું, આપવું–લેવું, ખાવું–પીવું, વિગેરે વિગેરે તે ડાભે જ હાથે કરી શકે છે. જો તે એક પુરૂશ હોય છે, તો તે પોતાની જીંદગીની તમામ હાજતોની વેઠ ડાભે જ હાથે કરે છે. તે એટલા સુધી કે જમણે હાથે કામ કરનારાંઓ જેટલા સફાઈદાર હરફે લખી શકતા નથી, તેટલા ડાભે હાથે લખનારાઓ સફાઇદાર હરફે લખી શકે છે. એવાંઓ 'ડાભોડીયાં' યાને 'ડાબીયા' કહેવાય છે.

એને એક વિચીત્ર ખુબી કહો કે વિચીત્ર ખાંમી કહો, પણ એ ગુણ જન્મથી બાળકમાં હોય છે, અને મા–બાપ, યા દાદા પર દાદાથી તે ઉતરતો આવે છે. તબિબી દફતરે નોંધાયલી નોંધ ઉપરથી જણાય છે, કે એ વિચીત્રતા ઓછામાં ઓછી ચાર પેહડી સુધી ઓધે ઉતરે છે.

**ગોરાં મા-બાપના કાળાં ફરજન્દની વારતા.**

પ્રસિધ ફિલ્સુફ પ્લુટાર્ક એક એવા બનાવનો દાખલો આપી ગયો છે, કે જે જેટલો આપણને ચોંકાવે છે, તેટલો જ તે વિચાર કરવા જોગ છે. એક ગ્રીશિયંન ઓરતે એક બાળક બેટાનો જન્મ આપ્યો હતો. આ બાળક બિલ્કુલ હબસી જેવા કાળા રંગનું હતું. એક ગોરી સ્ત્રી અને ગોરા બાપનું તે ફરજન્દ હોય, એમ માની શકાતુંજ નહિ હતું. આ બાળકનો જન્મ થતાંજ મા-બાપના કુટુંબ અને મિત્રોમાં મોહટી અજાયેબી અને ચકચાર થઇ, અને પેલી માતાની ઇજ્જત મોહટી ધાસ્તીમાં આવી પડી. તે સ્ત્રી ઉપર જનાકારીનું બોહતાંન મુકવામાં આવ્યું, અને જનાકારીના આરોપ માટે તેણીની તપાસ ચલાવવામાં આવી. લંબાણ તપાસ દરમિયાંન બચાવ તરફથી એવી દલીલ રજુ થઇ હતી, કે તે સ્ત્રીનો ચોથો વડવો એક 'ઇથિયોપિયંન' ( હબસી ) હતો.

આ બનાવ ઉપરથી સાબેત થઇ શક્યું હતું, કે કેટલાક ગુણ-અવગુણ, તેમજ કેટલીક પિડાકારીઓ, ચાર પેહડી સુધાની ઓલાદમાં ઓધે ઉતરે છે. દેખંઇતી રીતે એવા સંજોગ વચે, અનેક અટકળો કરવી પડે છે. ઓધે ઉતરતી ખાસિયતોનો આ એક જાણવા જોગ કાયદો છે, કે એકાદ ગુણ કે અવગુણ, યા દુઃખ-દરદ, એક બાળકના મા-બાપમા કે તેના દાદા-પર દાદામા બિલ્કુલ હોય નહિ એવી પકી બાતમી મળવા છતાં, તેજ ગુણ-અવગુણ તે બાળકની કોઇ લાંબી પેહડીમાં હોવો જોઇએ, અને તેમ હોવાને લીધે, ચાર પાંચ પેહડીનો ગાળો નાખી, સેવટે તે અચબુચ પ્રગટી નિકળે છે.

આવા ઓધે ઉતરતા બનાવોને ઇંગ્રેજીમાં **atavism**—'એટવિઝમ'-કહે છે. સાદી ઇબારતમા એ બનાવને નિચે પ્રમાણે દર્શાવવામાં આવ્યો છે.

"† By the term atavism is meant the appearance of characteristics, which is existed in the *more remote ancestors*, but were absent in the *immediate*-ancestors *i.e.* the parents.

### બે, ત્રણ, અને ચાર સ્તનવાલાં સ્ત્રી અને પુરૂશો.
(ચિત્ર સાથે.)

સાધારણ રીતે સ્તંન સ્ત્રીજાતનેજ કુદરતે બક્ષેલાં છે. સ્ત્રીની બાળાવસ્થા પુરી થયા પછી, અને તરૂણાવસ્થા શરૂ થતાંજ, તેણીમા સ્તંનનો ઉધરભાવ શરૂ થવા માંડે છે.

**SUPERNUMERARY MAMMÆ.**

પણ પુરૂશને એવાં સ્તંનની કાંઇબી જરૂર હોતી નથી, કેમકે બાળકનું પોશણ કરવાની જે ફરજ પરમેશ્વરે સ્ત્રીને માથે નાખી છે, તેવી ફરજ પરમેશ્વરે પુરૂશોને માથે મુકી નથી. છતાં પુરૂશની છાતી ઉપર કુદરતે સ્તંન જેવાં બે અવયવો જન્મથીજ સરજેલાં હોય છે, જે 'નહિ જેવાં' હોય છે, અને મોહટી ઉમરે પણ તે તેવાંજ 'નહિ જેવાં જ' રહે છે.

એટલું છતાં ઘણીક વખત પુરૂશોએ પણ બાળકોને ધવડાવવાનું કામ ફતેહમંદી સાથ એક માતાના જેવું કરેલું છે, એમ તબિબી દફતરે નોધાયલી નોંધ ઉપરથી આપણુ જાણી શકયાં છીયે. એવા મરદોની છાતી ઉપર ઉછરી નિકલેલાં સ્તંન, એક ધવાડનારી સ્ત્રીના જેટલાં મોહટાં થયેલાં, અને બાળકને પુરતું પોશણ મળે એટલું બધું દુધ આપતાં માલમ પડયાં છે.

સ્ત્રીઓને સ્તંનની સંખ્યા હંમેશાં બેજ રહે છે. પણ વિદવાંન તબિબ 'બાર્ન્સ' કહે છે, કે સ્ત્રીઓને ત્રણ, અને કોઇવાર ચાર સ્તંન

† Heredity By J. N. Thompson.

જોડિયા હાથવાળું બાળક!



ખુલાસા માટે જુવો પાનુ ૮૬.



ચાર સ્તનવાળો પુરૂષ!



ખુલાસા માટે જુવો પાનુ ૮૪–૮૫.

પણ હોય છે. ચાર અને તેથી વધુ સ્તંન જાનવરોમાં હોય છે, પણ જ્યારે તે માનસજાતમાં જણાય છે, ત્યારે તે વિશે શું સમજવું ?

† એટલું છતાં સ્ત્રીમાં તેમજ પુરૂશમાં ઘણીક વાર એથી વધારે સ્તંન હોવાના બનાવ તબિબો આપણુને જણાવે છે. એક અવલોકન કરનારે ગણત્રી કરી એવું જાહેર કીધું છે, કે 'જરમન રિક્રુટ'માં એવા પુરૂશો સેંકડે ત્રણ ટકા જેટલાં હોય છે. ચાર સ્તંનવાલા એક પુરૂશનું ચિત્ર આ પત્રમાં આપેલું વાંચનાર જોઇ શકશે.

**વધારાના સ્તંન કયાં કયાં ઉગી નિકલે છે.**

એ વધારાના સ્તંન મોટે ભાગે છાતી, પીઠુ, બગલ કે જાંગ, યા નિતંબ યાને કુલ્લાં આગળ હોય છે, એમ નક્કી સિધ્ધ થયું છે. પણ કુદરતનો ભેદ કાંઇબી સમજ પડે એવો નથી, કેમકે વિદ્વાંનો પોતાના દફ્તરમાં જ્યારે એવી નોંધ કરે છે, કે એ વધારાના સ્તંન બાજે વખત એવી જગ્યા ઉપર હોય છે, કે તે બીના વધુ લંબાણથી દર્શાવવા આગમચ, અત્રેજ બંધ કરવી બેહતર ધારૂં છું. આ બાબદ નિચલું સત્તાધારી લખાણ રજુ કરેલું પ્રસંગોપાત થઇ પડે છે.

"*The most frequent situation on the exterior of the body in which to find aberrant mammæ is arm-pit ; here they appear as glandular masses, communicating with free surface of the skin by means of nipple-less pores, and in parturient women furnish milk and colustrum. Champneys has particularly investigated this form of mammæ, and finds that they are of frequent occurence. Axillary mammæ with nipples have been recorded by several reliable observers "

**DICHOTOMY.**

ઓધે ઉતરતી ખોડ ખાપણોની પુરીપુરી ગણત્રી કરવી એ મુશ્કીલ

† Evolution and Disease by Bland Sutton.

* Ibid.

લાગે છે. ખુદ વિદ્વાંનો એ સવાલ ઉપર જુદી જુદી તર્ક રજુ કરે છે. ખોડ ખાંપણ વિશે વધારે લંબાણ ન કરતાં, એકાદ બે અજાયેબ જેવી નવી વિગતો અત્રે રજુ કરી, એ બાબદ અત્રે ખતમ કરવી ઠીક થઇ પડશે.

**જોડિયાં હાથવાલું બાલક.** (ચિત્ર સાથે.)

પાંચ અને છ આંગલાંવાલાં બાળકોના, તેમજ જોડિયાં બાળકોના જન્મ કાંઇ અજાયેબી પેદા કરે એવા દાખલા નથી. પણ જેમ જોડિયાં બાળકો આદમીને પેટે જન્મે છે, તેમ 'જોડીયા હાથ' નો એક દાખલો જાણવા જોગ છે. આ બાળક સર્વ પ્રકારે વિના ખામીવાલું પેદા પડયું હતું, પણ એટલીજ શારિરીક ખાંમી તેનામાં હતી, કે તેના પ્રત્યેક હાથ, ચિત્રમા દેખાડયા પ્રમાણે વિચીત્ર ખામીવાલા હતા.

**જોડ માછલીનો જન્મ.** (ચિત્ર સાથે.)

માનસજાતમા જેમ એવી વિચીત્ર ખોડ ખાંપણવાલાં બાળકો જન્મ લે છે, તેમજ જાનવરી દુનિયામાં થયલા જન્મોની નોધ વિદ્વાંનોએ લીધેલી માલમ પડી છે. સાધારણ ખોડ ખાપણવાલા જન્મો માટે કાંઇબી બોલવું નથી, પણ દરીઆના પેટમાં વસ્તી ગંજનવર ભિન ભિન પ્રકારની પ્રજા-માછલાંઓ-મા, તથા આદમીજાતના એક જીવલેણ ઝેરી દુશમન તરીકે લેખાતા જાનવર—સાંપ—ના બાબમા બનેલા એવા વિચીત્ર જન્મોની નોધ જો વાંચક સમક્ષ રજુ થાય, તો તેઓ તેને માટે શું વિચારે, તે અટકળવું મુશ્કીલ પડતું નથી.

**દુનિયામા જન્મેલી એક નવી બલા.** (ચિત્ર સાથે.)

એવા અજાયેબ જેવા અનેક જન્મો માંહેલો પેહલો બનાવ, તે દરીઆમા વસ્તી પેલી 'શાર્ક' (shark) માછલીના બાબમાં બનેલા એક વિચીત્ર બનાવનો નમુનો છે. આ એક જોડ માછલીનો નમુનો માલમ પડયો છે, જેનું ચિત્ર અત્રે રજુ કીધુ છે.

**ડબ્લૂ મુખા સાંપનો જન્મ.** ચિત્ર સાથે.

જોડ માછલી—કુદરતની અજા-
યેબ કરામત.



ખુલાસા માટે જુવો
પાનુ ૮૬ મું.



દુનિયામાં જન્મેલી એક
મહાભારત બલા
'ડબલ-મુખી' સાંપ.



ખુલાસા માટે જુવો
પાનુ ૮૬-૮૭ મું.

બીજો એવોજ બલકે એથીબી વધારે વિચીત્ર પણ માનસને ધાસ્તીથી ધ્રુડકાવનારો બનાવ, તે એક ઝેરી જોડિયા નાગના જન્મનો છે, જેનું ચિત્ર આ સાથેના પાના ઉપર આપેલું વાંચક જોઇ શકશે. દુનિયામાં 'ડબ'લ્–મુખી !' માનસો જન્મ પાંમવાના બનાવો ગમે એવા સાધારણ હશે, પણ દુનિયામા એવા 'ડબ'લ્' મુખી નાગો જો જનૅમવાનુ ચાલુ થાય, તો પછી આદમી જાતની વસ્તી કેવી ભયમાં આવી પડે ? તોપણ એના જેવી બીજી વિચીત્ર ખોડખાપણવાલાં માનસો તથા જાનવરોની 'પેદાયેસ' કુદરતમા કોઇબી રીતી ઓછી નથી. બે માથાંવાલા આવા એક ઝેરી નાગને પૃથ્વી ઉપર જન્મ આપવામાં, અને શાર્ક માછલી જેવાં એક બળવંત માછલાને, દરીઆમા આવી રીતે સાથે જોડાયેલી હાલતમા પેદા કરવામા તે જગત કરતાની શું મતલબ હશે, તે કોણ સમજી શકે ?

પણ એ સઘળા બનાવોના ભેદને પોંહોચી વળવા વિદવાંનોની કોશેશ અને તજવિજ ચાલું જ રહેલી છે, અને તેમની તર્ક અને તેમના ખિયાલો ઉપરથી નિકળતાં સિધાંતો કોઇબી રીતે આપણને અંધકારમાં હવે વધુ વાર રાખતાં નથી, એ એક ખુશી થવા જોગ ખબર છે.

## એક હજાર રૂપીઆના વિમાની કાંહાંણી !

મિત્ર મેહરબાંન, આગ્રે ઉતરતી ખાસિયતો અને પિડાકારીની વિગતોનુ બયાંન એટલેથી જ અટકતું નથી. આદમીની જીંદગી, અને તેના ભવિશ સાથ આ સાહિત્યને નિકટનો સંબંધ છે. મા-બાપના મન માહેલી સઘળી ખુબીઓ તેમજ સઘળી ખાંમીઓનાં વારસા, મોહટે ભાગે તેમના દીકરા દીકરીઓને મળે છે. મા-બાપની ખુબીઓ અને ખામીઓ ઉપરાંત, આગળ જણાવ્યું તેમ ઘણાક દુઃખ દરદોના વારસા પણ બચ્ચાંઓને મા-બાપો આપી જાય છે, અને એટલાં માટેજ, કોઇનીબી જીંદગીનો વિમો રૂપીઆ ૧૦૦૦ જેટલી નાહની રકમ માટેબી

ઉતારવા આગમચ, વિમા કૂમ્પનીઓ, જે જે અગત્યના સવાલો, વિમો ઉતરાવનાર ધણી પાસ લેખીત આકારમા માંગે છે, તેની મતલબ એજ છે, કે તેઓની જવાબદારી જેમ બને તેમ વધારે ઓછી થઇ શકે. એવા સવાલોમા ઓધે ઉતરતી ખાસિયતો, અને દુઃખ દરદની ખરી બિના જાણવા માટે નિચલા સવાલો, એક યા બિજા આકારમાં વિમો ઉતરાવનારના કોઇ અતલગના મિત્રને, વિમા કૂમ્પની વાલાઓ પુછવા માટે છાપેલા ફરમાઓ મોકલી આપે છે.

૧. મી૦ ફલાનાને તમે કેટલાં વરસ થયા ઓળખો છો?

૨. એવનને 'ગાઉટ' ની બિમારી લાગુ પડી હતી કે?

૩. એવનને હાંફણુ કે ખાંસી. યા છાતી ઉપરથી કોઇ વાર લોહી પડયું હતું કે?

૪. એવનને કાંઇ 'ફિત્સ' જેવું થયું હતું કે?

૫. એવનને દારૂ પીવાની આદત છે કે? કેટલો પીએ છે?

૬. એવન હાલ બિલકુલ તંન્દરોસ્ત હાલતમાં છે કે? વિગેરે.

આ સઘળા સવાલો એક યા બીજી રીતે ઓધે ઉતરતી પિડાકારીની બાતમી મેળવવા માટે આડકતરી રીતે તિરાહેત આદમીને પુછી ખાતરી કરવામાં આવે છે. પણ વિમો ઉતરાવનારને તો સિધા અને છડેચોક સવાલ કરવામાં આવે છે, કે;–[૧] તમારાં માબાપ કેટલી ઉમરે મરી ગયાં? [૨] શાથી મરી ગયાં? [૩] ભાઇ બેહન જીવતાં છે કે? અને જો [૪] મરી ગયાં હોય, તો કયાં દરદથી? અને [૫] કેટલી ઉમરે મરી ગયાં? વિગેરે.

આ સઘળી બાતમી રૂપીઆ ૧૦૦૦ નો જોખમ લેવા માટે વિમા વાલાઓ મેળવે છે, અને જો વિમો ઉતરાવનારે આપેલી ખબર તેના મરણ પછી સેહજબી ખોટી પડે છે, તો લેવડદેવડનો ફડચો વડી અદાલતોમાં નોંધાય છે! અફસોસ જેવું તો એ છે કે, લગનના

બજારમાં પરણવા નિકલેલાં સ્ત્રી પુરૂશો એવી બાતમી મેળવી પોતાના સંસાર અને ભવિશ્યને, તેમજ પોતાની ઔલાદને સુખી કરવાની સેહજબી કાળજી રાખતાં નથી. પરણવા આગમચ જો એવી બાતમી સીધી કે આડકતરી રીતે મેળવ્યા પછી જો તેઓ લગનના ગાંઠથી જોડાય, તો 'ઉતાવળે પરણી પાછળથી પસ્તાવું' કદી પડે જ નહિ.

## સંસાર સુખનું સત્યાનાસ થવાના કારણ.

પણ એવી એવી બાતમીઓ પરણવા આગમચ મેળવવાની, સ્ત્રી તેમજ પુરૂશો સેહજબી દરકાર કરતાં નથી. પરણવા નિકલેલી સ્ત્રીની શારિરીક ખાંમીઓ અને ખરી ખાસિયતો, તેણીના મા-બાપ યા તેણીના ખેસીઓ છુપાવે, એ બિલ્કુલ બનવા જોગ છે. અને તેવા બનાવો બનેલાની આ અદના લખનારે નોંધો વટીક રાખી છે.

ઉલટ અને ઉમંગથી પરણેલી એક ખુબસુરત બાનુનું કેવું ગમખાર અને કરૂણારસ સેવટ ! કંઇએક કુચ્છંદીઓએ પરણ્યા પછી પોતાની પરણેતરની જીંદગી, ચેપી રોગથી જન્મ જન્મની પાયામાલ કીધી હશે ! તેમજ ઘણાક નિરદોશોને ગળે, કંઇએક વાંઝણી વંધ્યાઓ છળ-કપટથી ઠોકાઇ હશે! ઘણાક ભોલા અને ભલાઓને ગળે, છટેલ અને છકેલ સ્ત્રીઓ બંધાઇ ગઈ હશે ! અને કંઇએક સાલેસ અને નમાનાઓને કપાલે, ઔંધે ઉતરતાં દુખથી રીબતી, યા કંકંશા અને કલાંટ સ્ત્રીઓ, ચોંટી ચુકી હશે ! એનો ઇલાજ કોણ કરે ?

આજના કેળવણીના વધારા અને સુધારાના વખતમાં ઘણાકો જે કુંવારાં રેહવા નિકલ્યાં છે, તે બનાવ દેખાડી આપે છે, કે પરણવાનું કામ કેટલું જોખમ ભરેલું છે. પરણવું એ એક સોરતી સમાન થઇ પડયું છે. યા તો પરણીને સુખી થાવો, યા તો પરણીને જીવો ત્યાં સુધી દુખ અને સંતાપ સહન કરવા તૈયાર થાવો, અને સુખી જીંદગીને

દુખી અને સંતાપભરી બનાવો. આ બે સેવટ માહેલાં એકની વકી રાખીનેજ પરણવું. આગલી વકી ખરી પડવાના સંભવ ઘણાજ થોડા હોય છે. કારણ ?

કારણ કે ખરી કેળવણી અને ખરા સુધારા કરતાં ખોટી કેળવણી અને ખોટો સુધારો સર્વ કોમોમાં આજે દેખાદેખીથી વધારે ફેલાઇ રહ્યો છે. એટલા માટેજ પાછલી વકી ખરી પડવાનો સંભવ મોહટે ભાગે ખરો પડે છે. પરીણામમાં લગ્ન નિશ્ફળ નિવડે છે. સુખી જીવો (સ્ત્રીઓ તેમજ પુરૂશોનાઃ) દુખમાં પડે છે. મુફલેસી અને દલિદ્રતાનો વધારો થાય છે, અને એ રીતે સંસાર સુખનું સત્યાનાસ વળે છે.

લા૦ દુવાગીર

D. M. P.



# પત્ર ૧૧, મું.



## જનાકારી યાને બદફેલી.

### (તેની શરૂઆતની તવારીખના ટુકડા.)



**HISTORY OF PROSTITION.**



**મેહરબાંન મિત્ર-**

વિદ્વાંનોના મત પ્રમાણે બાપ ઉતરતી અનેક ખાસિયતો માહેલી એક ખાસિયત જનાકારીની હોય છે, એમ ગયાં પત્રમાં લીધેલી નોંધમા જણાવ્યું છે. આ ખાસિયત સંસારને તેમજ ઔલાદને ખુવાર કરનારી હોવાથી, તે વિશે કાંઈક જાણવું જરૂરનું છે.

આ બદીનો અર્થ લંબાણથી કરવાની જરૂર જણાતી નથી, કેમકે તે જગજાહેર છે. આ વાંચતાં કુદરતી સવાલ એ ઉઠે છે, કે દુનિયામાં આ બદીની સર્વથી પેહલ્લી શરૂઆત કેવી રીતે થઈ હતી. ધ્યાંન રાખવું કે આ બાબદને આપણ ઉપર ટપકેથીજ તપાસી આગલ ચાલશું.

### દુનિયામાં બદફેલીની શરૂઆતનો જમાનો.

**આફ્રિકામાં બદફેલીનો જમાનો.**

વિદ્વાંન ફિલસુફ હિરોડોટસ પ્રમાણે, ક્રાઇસ્ટના જમાનાની પાંચ સો વરશ આગમચ, આફ્રિકામાં વસ્તી જંગલી પ્રજામાં જ્યારે લગ્ન જેવું કાંઈબી જણાયલું હતું નહિ, ત્યારે ઉજાજડ વેરાંનમાં, સ્ત્રી-પુરૂશો હેવાંનની

હાલતમાં વસ્તાં હતાં. એવી હાલતમાં સ્ત્રીઓ જ્યારે બાળકોને જન્મ આપતી, ત્યારે તે બાળકના બાપને શોધી કાહાડવાનું કામ મુસ્કીલ થઇ પડતું હતું. એવા સંજોગ વચ્ચે જેબી પુરૂશના ચેહરા અને ખવાસને તે બાળક મળતું આવતું, તે પુરૂશ તે બાળકના બાપ તરીકે ઓળખાતો હતો. આફ્રિકન લોકોની આ રીત, કાળા સમુદ્રના કિનારા સુધી જાએજ હતી.

**એથન્સમાં બદફેલીનો સને.**

એક બીજા લખનાર 'કલેરકુસ' પ્રમાણે, ક્રાઇસ્ટની ચાર સો વરશ આગમચ, એથન્સ મધ્યે સ્ત્રી-પુરૂશો વચ્ચે ચાલતા વેહવાર માટે કોઇબી જાતના કાયદા કાનુન જેવું કાંઇબી હતું નહિ. થીયોપોન્યસ નામના તવારીખનવેશના જણાવ્યા પ્રમાણે, ક્રાઇસ્ટની સાડી ત્રણ સો વરશ આગમચ, ઇટલીના લોકોમાં પણ એવોજ ઘોંટાળો ચાલતો હતો. સઘળા લખનારાઓ એ વિશે એકસરખી રીતે, એકમતે એવીજ હકિકત લખી ગયા છે.

**પોલીગેમી.**

પણ વખત જેમ જેમ આગળ વધતો ગયો, તેમ તેમ આદમાની હાલત અને તેના વિચાર-આચારમાં ફેરફાર થતો ગયો, અને હકના સવાલની સુચના તેમના અંતરમાં પ્રગટ થવા લાગી. આ હકના સવાલનો ચુકાદો એ આવ્યો, કે એક આદમી જેટલી સ્ત્રીઓનું પોશણ કરી શકે, તેટલી સ્ત્રીઓને તે પોતાની મિલકત તરીકે રાખે. હકના સવાલનો આવી રીતે ફડચો થયાથી, ગરીબોને માટે સ્ત્રીઓનો મોહટો દુકાળ પડયો, કેમકે માતબરો પોતાના જર અને જોરની મદદથી મનપસંદ ઓરતોનો કબજો લેવામાં ફાવી જતા હતા, અને સ્ત્રીજાતની હાલત બજારૂ માલ સમાન થઇ પડી હતી.

**મોનોગેમી.**

આવાં સંજોગ વચ્ચે, સ્ત્રીના દુકાળને લીધે સુધરેલા-જંગલીઓએ ઠરાવ્યું, કે એક મરદે એકજ સ્ત્રીનો ધણી થઈ સંતોશ પકડવો. એ રીતે એ જાતના લગ્નની

રૂઢી, જંગલી પ્રજાઓમાં પોતાના સંસાર વહેવાર માટે શરૂ થઇ. 'પોલીગેમી' એટલે એક મરદે એકથી વધુ સ્ત્રીના માલેક થવું, અને 'મોનોગેમી' એટલે એક મરદે એકજ સ્ત્રીના ધણી થઇ રહેવું.

**પોલીયઁન્ડ્રી.**

વળી એજ જમાનાની અતરાફમાં 'પોલીયઁન્ડ્રી' યાને એક સ્ત્રી, અનેક ભરથારોની સાથે લગ્નના ગાંઠથી જોડાઇ રહે એવી રૂઢી નિકલી હતી. પોલીગેમીવાલી રૂઢીથી આ એક ઉલટીજ રૂઢી હતી, કેમકે પોલીગેમીમાં એક મરદ અનેક ઓરતો સાથ પરણુતો હતો, ત્યારે પોલીયઁન્ડ્રીવાલી રૂઢીમાં એક ઓરત અનેક મરદો સાથ વસી, પોતાનો સંસાર ચલાવતી હતી. જમાનાના તે અંધકાર કાળમાં ફુટી નિકલેલી સંસાર ચલાવવાની આ રૂઢીઓના છાંટા, હજી કોઈ કોઈ ઠેકાણે ઉડેલા આજેબી આપણા જોવામાં આવે છે. પોલીયઁન્ડ્રીવાલા લગ્નની રૂઢી ટિબેટના મુલકમાં આજેબી હસ્તી ભોગવે છે, કે જ્યાં એક ઓરત, એક કુટુંબમાં જો પાંચ ભાઇઓ હોય છે, તો તેણીને તે પાંચે ભાઇ (ડેરા અને જેઠો)ની ઓરત બની રહેવું પડે છે.

*ટીબેટમાં એક સ્ત્રી પરણી ગયા પછી, તે એકજ પુરૂશની હકદાર બાઈડી ગણાતી નથી, પણ તેણીના સાસરા કુટુંબમા તેણીને અજાયેબ જેવી જીંદગી ગુજારવી પડે છે. દાખલા તરીકે એક જવાન પુરૂશ સાથ એક સ્ત્રી પરણે છે, તો તે સ્ત્રીની જેટલી બેહનો હોય છે, તે સઘળી બેહનો (એટલે સાળીઓ) પેલા પુરૂશની પરણી બાઇડીઓ તરીકે ગણાય છે.

અગર જો એક પુરૂશ કોઈ કુટુંબની વડી છોકરી સાથે પરણે છે, તો પોતાની બાઈડીથી નાહની ઉમરની જેટલી તેણીની બેહનો હોય છે, તે સરવે તેની સ્ત્રીઓ બની રહે છે. પણ જો તે પુરૂશ એક કુટુંબની સર્વથી વડી દીકરી સાથ નથી પરણ તો, અને જો વચલી દીકરી કે નાહની દીકરી સાથ પરણે છે, તો તે સ્ત્રીની મોહટી યાને

* જુવો વધુ માટે કરતાનું પુસ્તક. **"સ્ત્રી-દરપણ."**

વડી બેહન ઉપર તેનો જરાબી હક ચાલતો નથી, પણ પોતાની સ્ત્રીના કરતાં નાંહની ઉમરની તેણીની સઘળી બેહનો તે પુરૂશની (સાળીઓ) બાઈડીઓ તરીકે ગણાય છે.

કાયદાનું આ વિચીત્રપણું એટલેથીજ અટકયું નથી. એથીબી કાંઇક વધારે વિચીત્રપણું જે જણાય છે તે પરણેલી સ્ત્રીને માટેના ફરમાન છે. જેમ પુરૂશો પોતાની બાઈડીની સઘળી નાંહની બેહનોને પોતાની હકદાર બાઈડી તરીકે ગણે છે, તેજ રીતે પરણેલી સ્ત્રીઓ દેશના કાએદા પ્રમાણે પોતાના ધણીના સઘળા ભાઇઓ (ડેર અને જેઠો) ને પોતાના હકદાર ભરથાર તરીકે ગણે છે. એવી રીતે દરેક કુટુંબનો મામલો બેહદ ગુચવણમા ગુચવાતો જાય છે. નિતીનું આવું ધોરણ કેવું લાગે છે ?

આવી જાતની સંસાર ચલાવવાની રૂઢી, આગલા જમાનામાં મિડસ લોકોમાં પણ સાધારણ હતી. મિડસ લોકોમા એક મરદ ઓછાંમાં ઓછી સાત બાઇડીઓનો ધણી હોય નહિ, ત્યાં સુધી તે આબરૂદાર ગણાતો નહિ હતો. તેમજ જ્યાં સુધી એક ઓરત ઓછામાં ઓછા પાંચ ભરથારની ધણીઆણી હોય નહિ, ત્યાં સુધી તેણીને કોઇબી માનની નજરથી જોતું નહીં હતું.

**ગ્રીસ.**

પુરાતન કાળમાં સોક્રેટિસના વખતમાં, ગ્રીસ મધે અનિતીવાંન સ્ત્રીઓ, મહાંન ફિલ્સૂફો અને રાજ્યાધિકારીઓની માનવંત મિત્રો તરીકે ગણાતી હતી. જાણીતા ફિલ્સૂફો પોતે તેમની મુલાકાતે તેમને મકાંને જતા હતા. એટલુંજ નહિ પણ તેઓ તેમને મકાંને પોતાની પરણેતરોને તેમજ દીકરીઓને લઇ જઇ, તેઓ સાથે તેમની મુલાકાત કરાવવામાં માન સમજતા હતા. સબબ ? સબબ આ અધમ સ્ત્રીઓ, જાતે ચંચળ, બાહોશ અને વધારે સુધરેલી હોવાથી તેમની બાહોશી અને ચંચળાઇનો લાભ, એકાંતવાસમાં પડી રહેતી પોતાની બિન કેળવાયલી પરણેતરો અને દીકરીઓને મળે, એમ તેઓ માની લેતા હતા.

**જાપાન.**

જાપાનમાં અનિતિવાન ઓરતો તરફ માન અને મોહોબતની નજરથી ત્યાંના લોકો જુવે છે, અને ઘણીક વાર તેવી જાપાનીસ સ્ત્રીઓ, લગ્નના પવિત્ર ગાંઠથી ભલા ભલાઓ સાથે જોડાઇ સુખી થાય છે, અને પરણ્યા પછી કોઇબી આદમી તેણીને માટે કાંઇબી અપસુખન ઉચારવાની હિંમત કરતું નથી.

**રોમ.**

ઑાગસ્ટસના વખતમાં રોમ શેહરમાં એવો કાયદો હતો, કે બદફેલી-નું કર્મ કરતાં જો એક સ્ત્રી પકડાતી હતી, તો તેણીને કાંઇબી સજા કરવામાં આવતી નહિ હતી, પણ તેણીના મરદ સાથીને મોતની સજા થતી હતી.

વળી પ્રજાની વસ્તીમાં વધારો કરવા માટે, બચ્ચાંના પીતાઓને રાજ તરફથી મોહટાં ઈનામો અને માન મળતાં હતાં. આવી જાતના દરબારી ઈનામથી જનાકારીના પેશાને આડકતરી રીતે મોહટું ઉતેજન મલ્યું હતું, કેમકે વૃધ્ધ ઉમરના પુરૂશત્વ ખોઈ બેઠેલા ધણીઓ, આવાં શાહી માન અને ઈનામના લોભને ખાતર, પોતાની પરણેતરોને અનિતીને મારગે દોરવનારા થઇ પડયા હતા.

આ થોડીક દેશપરદેશની નોંધ ઉપરથી જણાય છે, કે જનાકા-રીની બદી અતિશય પુરાતન કાળમાં હસ્તી ભોગવતી હતી, અને પાછલા જમાનામાં આડકતરી રીતે એ બદીને ઉતેજન મલતું હતું. વખતના વહેવા સાથ એ નાશકારક બદી ફેલાતી ગઇ. અને જ્યારે "પોલીયંડ્રીની રૂઢીવાલાં લગ્નો થવા લાગ્યાં, એટલે આ બદી કાંઈજ નહિ પણ પોલીયંડ્રીના એક નવાં રૂપ પ્રમાણે ચાલુ થઇ. આવા સંજોગ વચ્ચે એ બદી ઘણીજ ધીમે ધીમે પણ મજબુતીથી પોતાનો પગપેસારો કરતી ગઈ, અને સુધારો જેમ જેમ સ્ત્રી–પુરૂશોને લગ્નના ગાંઠથી એક બીજાં સાથ જોડવાની હિમાયેત કરતો ગયો, તેમ તેમ આ બદીનો કુધારો તેની સાથેને સાથે ચાલુ રહ્યો.

આ સઘળી બીના બદફેલીના કર્મની શરૂઆતનો કાંઇક અતી ઝાંખો ખ્યાલ આપે છે. દુનિયાના અંધકાર કાળ સમે, સ્ત્રી-પુરૂશની હાલત કેવી હતી, તે એક અતી ઘણી જાણવા જોગ બાબદ છે, પણ તે સઘળું વિગતવાર દર્શાવવા માટે આ પુસ્તકમાં જગ્યા નથી. કાળનું ચક્ર દુનિયાને માથે ફરતું રહ્યું, અને વખતના વહેવા સાથ દુનિયામાં ફેરફારો ચાલુ થતા રહ્યા. એ ફેરફારોમાં માનસજાત ધીમે ધીમે પોતાના વિચારો પ્રમાણે,પોતાની સંસારી હાલત સુધારતી ગઈ; મરદોએ 'પોલીગેમી' (એક મરદની અનેક સ્ત્રીઓ)ની રૂઢી પસંદ કીધી; ત્યાર પછી પોલીયૅન્ડ્રી (એક ઓરતના અનેક પતીઓ)ના લગ્નની રૂઢી અખત્યાર કીધી; અને છેવટે 'મોનોગૅમી' (એક મરદની એક સ્ત્રી)વાલી રૂઢી ઉપર આવી અટક્યા. તોપણ સંસાર ચલાવવાની રૂઢી એટલેથીજ અટકી નહી. જેમ જેમ વખત વધારે આગલ વધતો ગયો, તેમ તેમ ' મોનોગેમી ' ઉપરાંત 'બીગેમી' (એક મરદની બે સ્ત્રીઓ) વાલી રીત પણ જાહેર થઇ. ખુદા જાણે કાળના ભિત્તરમાં હજી શું શું સમાયલું છે, કેમકે આ સઘળી સંસાર ચલાવવાની રૂઢી ઉપરાંત, 'એકસોગેમી', 'એન્ડોગેમી', અને 'ઓમ્નીગેમી,' ઉપરાંત બીજી અનેક રૂઢીઓ દુનિયાના જુદા જુદા ભાગમાં ચાલતી જણાઈ છે, પણ તે સર્વ માટે એક જુદુંજ પુસ્તક લખાવું જોઇએ.

લા૦ દુવાગીર.

D. H. P.



# પત્ર ૧૨ મું.

## વેશ્યાપણું.



**મારા પરમ કૃપાળુ સ્નેહી**

જનાકારીને નામે જણાંયલી બદી ઈંગ્રેજીમાં 'પ્રૉસ્ટિટયુશન' ને નામે ઓળખાયે છે. અને એ બદીમાં શરીક થનાર સ્ત્રી 'પ્રૉસ્ટિટયુટ' (prostitute)ને નામે ઓળખાયે છે. આપણ એવી સ્ત્રીઓને વેશ્યા યાને જારિની કહિયે છીયે, અને એ કર્મને જાર કર્મ, કુકર્મ, અનિતી, વ્યભિચાર, બદફેલી વિગેરે એવાં જુદાં જુદાં નામે ઓળખ્યે છીયે.

## બે પ્રકારની જનાકારી.

સંસારમાં એ બદી બે વર્ગમાં વહેંચાયેલી છે. [૧] ખાંનગી અને [૨] જાહેર. જાહેર અનિતીનું સ્વરૂપ જરાબી છુપ્યું રહેતું નથી, કેમકે જાહેરમાં સર્વને તે જાહેર હોય છે, અને સર્વે તે જોઈ શકે છે, તેમજ જાણી પણ શકે છે. પણ ખરેખરી ભયંકર બદી, તે ખાંનગી બદી છે. ખાંનગી બદી હમેશાં છુપછાપ ચાલે છે. તે સંસાર અને મંડળને છુપ્યો સળો લગાડે છે, અને તે ઘણાક નિર્દોશોના સુખી ઘરની ખરાબી કરે છે. ખાંનગી બદી, એ કાંઈજ નહિ પણ જાહેર બદીનું બીજ છે. કેમકે ખાંનગી બદી જ્યારે છુપી રહેતી નથી, ત્યારેજ તે જાહેર બદીનું રૂપ આપોઆપ લીયેછે.

## જનાકારી અને કાયેદા.

જનાકારીનું આવું ડરામણું સ્વરૂપ, નિતીની નજરે જોતાં, સડેલા સંસારમાં આપણી નજરે પડે છે. જાહેર જનાકારી માટે વેશ્યાવાડો

હોય છે. તેના ઉપર સરકારની સત્તાનો કાંઇબી અંકુશ હોતો નથી. પણ ખાંનગી જનાકારી જે નિતી અને સંસારનું નખોદ વાળનારી, તથા ભવિશની ઓલાદને નુકસાંનકારક હોય છે, તે ઉપર કાયેદાનો અંકુશ વધારે સખત પ્રકારનો પડેલો છે. ખાંનગી જનાકારી જ્યારે છુપી રહેતી નથી, અને જ્યારેબી તે જાહેર થાય છે, ત્યારે ઇન્ડીયન પીનલ કોડની ૪૯૭ મી કલમ પ્રમાણે, તે એક ફોજદારી અપરાધ તરીકે ગણાય છે, અને જનાકારી કરનાર મરદને પીનલ કોડમાં જણાવ્યા પ્રમાણે સજા થાય છે.

**Section 497 Adultery.**

Whosover has sexual intercourse with a person who is, and whom he knows, or has reason to believe to be the wife of another man, without the consent or connivance of that man, such sexual intercourse not amounting to the offence of rape, is guilty of the offence of adultery, and shall be punished with imprisonment of either discription for a term which may extend to five years, or with fine, or with both. In such case the wife shall not be punishable as an abettor.

આ કલમમા ફરમાવ્યા પ્રમાણે જનાકારીના અપરાધ માટે મરદોને પાંચ વરશના સખત કેદખાંનાની, યા દંડની, યા દંડની સાથે કેદખાનાની પણ સજા વેઠવી પડે છે.

## જનાકારીની જાળમાં સપડાયેલા મહાંન પુરૂશોની કહાંણી.

આપણા દેશ કરતાં ઇંગ્લૅન્ડના સુધરેલા મુલકમાં સંસાર મંડળનો અંકુશ આ સંસારી બદી ઉપર ઘણોજ સખત છે. એવાં કુકર્મ કરનારાઓ

તરફ ત્યાંની સોસાયટીઓ પાર વનાના ફિટકાર અને લિયાનતની નજરથી તેઓ તરફ જુવે છે, અને દરેક મિત્ર મંડળ કે સ્નેહી તેવાઓની સંગતને તરક કરી, તેમને તરછોડે છે. એવા અપરાધમાં કમનસીબે ગઈ સદીના પાછલા ભાગમાં આયરલંન્ડનો પ્રજાપ્રીય જાહેર પુરૂશ, મરહુમ પારનલ, જેને આયરલંન્ડની પ્રજા પોતાના ' તાજ–વગરના રાજા ' તરીકે ગણતી હતી, અને જે મરહુમ ગ્લાડસ્ટન જેવા મહાંન પુરૂશના જમના હાથ સમાન તેનો સાથી હતો, તે તેના કમનસીબે આ બદીની જાળમાં સપડાયો, અને તે દુનિયાથી ઉખડી ગયો હતો. તેજ પ્રમાણે એજ વખતના અરસામાં મદ્રાસનો લોક પ્રીય ગવરનર, લૉર્ડ કૉનેમારા, જેને માટે હિન્દુસ્થાંનના વાઇસરૉય થવાની વકી હતી, તેને કપાલે આ બદીનો કલંક લાગ્યાથી, તે પણ તરછોડાઈ હિનપસ્તીમા આવી પડયો હતો. એ ઉપરાંત સર ચાર્લ્સ ડિલ્ક, તેમજ મી० ડિલન જેવા મહાંન પુરૂશો, એ બદીને આધીન થયાથી તારાજ થઈ ગયા હતા.

આ બદફેલીની કહાંણીઓ ખરેખર જાણવા જોગ વિગતો રજુ કરે છે. દરેક કોમમા એ બદી મોહટાં કે નાહનાં પ્રમાણમા હસ્તી ભોગવતી હોય છે. એ બદીથી ફેલાતા અમુક રોગો, અને ભવિશની ઓલાદની થતી ખરાબીને ખાતર, કોઈ કોઈ સરકારને તો પોતાની રઇયતના લાભ માટે કાયેદા બાંધવાની પણ જરૂરત પડી છે.

## પૅરીસ શેહેરમાં ચાલતી બદફેલીનો ચિતાર.

### પૅરીસ શેહેરની વેશ્યાઓની જીંદગી.

આ વાત જાણીતી છે, કે દુનિયામા મોજ શોખને માટે જણાયલા સર્વ મુલકોમા, મોજીલી અને રંગીલી જીંદગી ભોગવવા માટે, એક આગેવાંન શેહેર તરીકે, પૅરીસ શેહેર જગ જાણીતી જગ્યા છે. આ મરકી રૂપી બદફેલીનો ફેલાવો પૅરીસ શેહેરમાં અતિશય વધારે પ્રમાણમા ફેલાયેલો હોવાથી, ફ્રેન્ચ સરકારને તે માટે ખાસ યોજનાઓ

યોજી કાહાડી, પોતાની પ્રજાના ભલાં માટે ખાસ કાયદાઓ ઘડવા પડયા છે.

બદફેલીનો પેશો અખત્યાર કરનારી સ્ત્રીઓને, પુલીસના વડા પાસથી પરવાનો મેલવવો પડે છે. આ પરવાનો આપવો કે નહી. અને જે જગ્યા ઉપર તે સ્ત્રી વસ્વાટ કરવા ચાહતી હોય, તે જગ્યા માટે બાહાલી આપવાનું કામ, અલબતાં પુલીસના વડાની મરજી ઉપર રહે છે. સ્કુલો કે દેવલોની પડોસમાં, તેમજ શેહેરમા વસ્તાં માતબર અને આબરૂદાર લોકોના મકાંનોની પડોસમાં, એવી સ્ત્રીઓને મકાંનો ભાડે લેવાની પરવાનગી કદીબી મલતી નથી. તેથી ઉલટી રીતે, શેહેરના ગીચ વસ્તીવાલા ભાગોમાં આવી કિસમના મકાંનો માટે પરવાના આપવામાં આવે છે.

પુલીસના વડા પાસથી પરવાનો મેલવ્યા પછી, મુકરર કરેલા લત્તા ઉપર એક મકાંન ભાડે રાખી, તેને સંગારે છે, અને ઘરની માલેક પોતાના જેવી હાલતવાલી બીજી સ્ત્રીઓને ત્યાં લાવી રાખે છે. આ મકાંનમાં અનિતીભરી જીંદગી ગુજારનારી સ્ત્રીઓને, ઘરની માલેક, ઉતમ પ્રકારનું ખાણું-પીણું અને રહેવાનું મકાંન, તેમજ સર્વથી ઉંચા પ્રકારનાં કિમતી કપડાં પોતાને ખરચે પહેરવા માટે પુરાં પાડે છે. આ કપડાં ઉપર છેવટે ઘરની માલેકનોજ હક રહે છે, અને જ્યારેબી તે સ્ત્રી, તે મકાંન છોડી જાય છે, ત્યારે મુફલેસ હાલતમાં, ખીસામાં એક પણ પાઇ વિના તે બિલકુલ નિરાધાર થઇ ઘરની બાહાર પડે છે.

આ બદફેલ સ્ત્રીઓની ઉપર ઘરની માલેક સખતમાં સખત જાપતો રાખે છે. તેમનું છુટાપણું બિલકુલ છિનવી લીધેલુ હોય છે, અને પોતાની મરજી પ્રમાણે તેમને તે ઘાતકી સ્ત્રી ચલાવી, તેમને જીંદગીથી ખુવાર અને પાયમાલ કરે છે. પોતાની ગુલામગીરી જેવી

હાલત થઇ પડવાને લીધે, આ સ્ત્રીઓ અનેક ગુપ્ત રોગોની ભોગ થઇ પડે છે. જાણતાં કે અજાણતાં, ઘરની માલેકની મરજીને તાબે થઈ, તેઓને પોતાની જીંદગીનો ભોગ આપવાની ફરજ પડે છે. આ દુખદાયક અને હિનપસ્તીભરી જીંદગીનું સેવટ અંતે એકાદ હૉસ્પીટલમાં આવે છે.

આવી કમનસીબ સ્ત્રીઓની એક અતી મોહટી સંખ્યા પૅરીસ શેહેરમા વસે છે. તેઓ મોહટે ભાગે કંગાલીયત અને મુફલેસીમા જીવી, સેવટે મરણ પાંમે છે. કોઈ વખત તેઓ ઇસ્પીટાલોમા મરણ પાંમે છે; કોઇ વખત તેઓના ખુન થાયે છે; કોઈ વખત તેઓ કેદખાંનામાં રીબીને મરણ પાંમે છે; અને કોઈ વખત તેઓ કયાં અને કેમ મરી જાયે છે, તેનો કાંઇબી પત્તો મલતો નથી.

પૅરીસની એવી સ્ત્રીઓ માટે ત્યાંની સરકારે, તેમના દરદોની સારવાર કરવા ખાસ ઈસ્પીટાલો કાહાડેલી કહેવાયે છે. પૅરીસમા ચાલતી બદફેલી મુખ્ય કરી, સ્ત્રીઓના ગુજારા માટે તેમને જોઈતું કાંમકાજ નહિ મલવાને સબબે; જીંદગીના નિભાવ જેટલી આવક નહિ થતી હોવાના કારણે; બાજે વખત નબળી પડી ગયેલી નિતીના સબબે; અને ઘણી વખત મોજ શોખ અને ખાંણીપીણીવાલી જીંદગી ગુજારવાની લાલચને નહિ અટકાવી શકયાના કારણો હોય છે. કમનસીબે સઘળી કોમોને અનિતીને રસ્તે ઉતરી પડવાના એજ કારણો માલમ પડે છે.

પૅરીસમાં ચાલતી બદફેલીનો આ એક ચિતાર છે. પણ સઘળીજ બદફેલ સ્ત્રીઓ પોતાનો રોજગાર એવી રીતે ચલાવતી નથી. બદફેલ સ્ત્રીઓનો એક બીજો વર્ગ એવો હોય છે, કે જે પોતે એક જુદું મકાંન પોતા માટે ભાડે લઈ, પોતે પોતાનું છુટાપણુ પોતાની મરજી પ્રમાણે ભોગવે છે. એવી સ્ત્રીઓ ઉપર કોઇનો કાબુ કે અખત્યાર હોતો નથી. તેઓ પોતાની મરજી પ્રમાણે પોતાનો વખત મોજ શોખમાં ગુજારે

છે, અને તેઓ ઉપર કોઈનીબી જબરી કે જાસ્તી ન હોવાથી, તેઓ પોતાની જવાંની અને ખુબસુરતીને તથા જીંદગીને જાળવવાની દરેક તજવિજ કરી શકે છે.

પણ આવી જાતના મકાંનો ઉપર પુલીસને ખાસ કરી વધારે દેખરેખ રાખવી પડે છે, કેમકે આવાં મકાંનોનો ઘણીકવાર છુપો ઉપયોગ આબરૂદાર પરણેલી સ્ત્રીઓને, તેમજ સ્ત્રી–નોકરોને કરવાની તક મલે છે, જે કાંમ કાયદા વિરૂધ હોવાથી પુલીસ એવાં મકાંનો ઉપર હમેશાં શકની નજરથી જુવે છે.

પૅરીસમાં ચાલતી બદફેલીની આ એક ઉપર ટપકેના હેવાલની માત્ર ટુંકી નોંધ છે. વીએના અને સ્ટૉકહોમ મધ્યે ચાલતી બદફેલીના બનતા બનાવોની વિગત એથી પણ વધારે ભયંકાર અને હેરતભરેલી જણાય છે. જણાવવામાં આવે છે કે જે કુછંદી મરદો, પૅરીસ અને વીએનાની બદફેલીની ચુંગાલમાંથી બચી ગયા પછી જો સ્ટૉકહોમ જવા પામે છે, તો ત્યાં તેનો આંકો થોડાજ વખતમાં આવી જાય છે. આદમી જાતની છાતી ધડકે એવી વિગતો ઘણા લેખકો એ વિશે લખે છે, પણ તે સઘળી વિગત અત્રે રજુ કરવી કેવળ નકામી છે.

તોપણ ખતમ કરતાં એકાદ બે જાતની બદફેલીની નોંધ લેવી હું જરૂરતની ધારૂ છું. અધમ વર્ગની બદફેલ સ્ત્રીઓનો પૅરીસમા એક મોહટો વર્ગ છે, જે "Thieves." યાને "લુટારી વેશ્યા" તરીકે પુલીસને જણાયલી છે. ખીસાં કાતરૂઓ અને ચોરોની સંગતમાં તેઓ હમેશા વસે છે. તેઓ નવરે પ્રસંગે વૃધ્ધ ઉમરના આબરૂદાર પુરૂશોને રસ્તા ઉપર ઘેરે છે, અને જ્યારે તેઓ તેણીને ઝણકાટી કાહાડે છે, ત્યારે તેઓ બુમ પાડી તુફાંન મચાવે છે, એટલે કરી રાખેલી ગોઠવણ પ્રમાણે તેમના ગોઠીઆઓ તુરત ત્યાં દોડી આવી, પોતાનાં શેકારને ઘેરી લેઇ, તેમની પાસનો નકકી માલ લુટી લીએ છે, યા તેમના ખીસાં કાતરી લઈ તેઓ નાહસી જાય છે.

આ બદી કાંઇ અમુક દેશમા કે અમુક મુલકમાજ જડ ઘાલી બેઠી છે, અને દુનિયાના બીજા મુલકો તેથી બચી ગયા છે, એમ માની શકાતું નથી. આ બદીની શરૂઆતની તવારીખ ગમે એવી જુની અને જાણવા જોગ છે, છતાં આ પ્રસંગે તે રજુ કરવી કેવળ અપ્રસંગોપાત થઈ પડે છે. છતાં એટલું તો જાણવું જરૂરનું છે, કે દુનિયાના સુધરેલા, અર્ધ સુધરેલા, તેમજ જંગલી મુલકોમાં આજેબી એ બદી એક યા બીજા રંગ રૂપમાં ચાલી રહી છે.

લા૦ દુવાગીર

*D. H. P.*



# પત્ર ૧૩ મું.

## વેશ્યાના વિરા!

### ( વૈદકશાસ્ત્રની નજરે એક ઝડફી તપાસ. )



### AN ADDRESS TO MEN.



માનવંત મિત્ર

જનાકારીની ઇલ્લત એવી તો નાશકારક છે, કે તે ઇનસાંનનો જડમુળથી નાશ કરે છે, એટલુંજ નહિ; ઇનસાંનની ઓલાદને પણ તે ખરાબ કરે છે. હવસની લાગણી જો મા-બાપમા હદબાહાર ખિલેલી હોય છે, તો તેવાં મા-બાપના ફરજંન્દોમા પણ તે ગુણ ઓપે ઉતરે છે. હવસખોર મા-બાપોના ફરજંન્દો, કુછંદી, લંપટબાજ, અને જો પુત્રી હોય, તો તે મોહટે ભાગે વેશ્યા નિકલવાનો સંભવ રહે છે.

### સ્ત્રીને જનાકારીની ઇલ્લત લાગુ પડવાનાં શારિરીક કારણો.

આ પત્રમા આ બાબદને વૈદકશાસ્ત્રની નજરે આપણ ઉપર ટપકેથી જોઈ લઈ આગળ ચાલશું. કામિક લાગણી પરમેશ્વરે દુનિયાંની વૃદ્ધી કરવા માટે જાનવરોમા તેમજ આદમીજાતમાં સરજેલી છે, એ વિશે મારાં આગલા પુસ્તક—સ્ત્રી—શાસ્ત્રમા હું લંબાણ લખાણ કરી ગયો છુ. આદમીઓમા જ્યાં સુધી એ લાગણીનો સદઉપયોગ થાયે છે, ત્યાં સુધી તેની જીંદગી અને ઓલાદ તમામ ભયથી નિરાળી રહે છે.

પણ આદમી જ્યારે પોતાની મતી ભુલી તે પોતાના હવસને પંપાળે છે, અને તેનો ઉપયોગ તે હદ બાહાર કરવા માંડે છે, ત્યારે તેના પરીણામ કેવાં નાશકારક આવે છે, તે સર્વ જણે જાણવાં જરૂરના છે.

સ્ત્રીજાતમા અમુક નબળાઇઓ જન્મથીજ કુદરતે સરજેલી હોય છે. સ્ત્રીઓની એવી નબળાઇથી જે કોરગા મરદો ખબરદાર હોય છે, તેઓ જેટલી સહેલાઇથી સ્ત્રીઓની ખરાબી કરી શકે છે, તેટલી ખુવારી બિનઅનુભવીઓથી થતી નથી. ખરી વાત તો એ છે, કે ઓરતજાત પોતે પોતાની નબળાઈ જાણી કે સમજી શકતી નથી, એટલે કુછંદી મરદો તેમની ઉપર પોતાની જાળ બિછાવવા માંડે છે, અને ધીમે ધીમે પોતાની ફરેબની જાળમાં સ્ત્રીઓને ભોલવી, ભંભેરી, તેઓને બદફેલીમાં ફસાવે છે. રાજી ખુશીથી કે જાણીબુજીને કોઇબી સ્ત્રી ઘણીજ જવલે બદફેલીમાં શરીક થાય છે; યા તો તેણીને શરીક થવાંની જ્યારે જબરી કરવામાં આવે છે, ત્યારે તે લાચારીએ પોતાની સરજતને શરણ થાય છે.

[૧] જે ઓરતો ખુશામતથી રાજી થતી હોય; [૨] જે ઓરતોમાં છાલકાપણાના ગુણ વિશેષ હોય; [૩] જેના આચાર વિચારો અધર્મી યા નાસ્તિક હોય; [૪] જે ઘણી આળસુ અને અયાસી હોય; [૫] જેણીને દારૂનો શોખ હોય; [૬] જેની નાણા સંબંધી હાલત ઘણી ગરજુ હોય; [૭] જે સેહજમાં ભંભેરાઇ જાયે એવી નબળી હોય; [૮] જેણીનાં લગનનું કામ તકુબ રેહા કરતું હોય; [૯] જે પોતાના ધણી તરફ અતી ઘણી અદેખી હોય; [૧૦] જે મુફલેસી છતાં પોતાના શોખને પંપાળતી હોય; [૧૧] જે ફિશાયારીમાં ડુબેલી હોય; [૧૨] જે પોતાની હાલત કરતાં વધારે મોહટો ભપકો દેખાડવા સદા ખંતી હોય; એવી એવી અને એના જેવી બીજી અનેક ખાસિયતો માહેલી એક યા વધુ જે સ્ત્રીમાં હોય, તે સ્ત્રી સેહલથી બદફેલીની ઇલ્લતમા

શરીક થાય છે. એક વખત—ફક્ત એકજ વખત તેણીથી એકાદ ભુલ અજાણતા યા જાણતાં થાય છે, એટલે તેણીનો નાશ જાવેદાંનનો નક્કી થાય છે.

## ક્રિયા શોખને લીધે સ્ત્રીજાત અનિતીમા ફસે છે.

સ્ત્રીજાતની નબળાઈ માટે હમેશાં બોલાતું આવ્યું છે. કુછંદી પુરૂશો જેઓએ પરસ્ત્રીની લાજ લુટવામાં મોજ મેલવવા માટેજ જન્મ લીધેલો હોય છે, અને જેઓ પોતાના હવસને પંપાળવા પોતાની તમામ દોલતનો ઉપયોગ કરવા સહેજબી આનાકાની કરતા ન હોય, તેઓ સ્ત્રીના મનની વલાંણુના ખાસ અભ્યાસી હોવા જોઇએ, કેમકે તેવાઓ સ્ત્રીજાત કેવા કેવા શોખને વશ થવાનું પસંદ કરે છે, તે જાણતા હોવાથી, તેઓ પરસ્ત્રીને તેવી રીતે ફુસલાવવાની યોજના રચે છે, અને કમનસીબે ભોલી અને નબળાં મનની સ્ત્રીઓ, તેમનો ભોગ થઈ પડે છે. એક અનુભવી વિદવાંન તબિબના નિચલા શબ્દો એ વાતને ખુલ્લો ટેકો આપે છે.

* Conceit of their personal charms or adornments, a morbid craving for flattery, desire for indiscriminate admiration or for presents, or applause, and an overweening longing for the society and companionship of "fine gentlemen," lead them at first to walk on the brink of the precipice, over which they soon fall,"

## સ્ત્રીને અનિતીમાં ડુબાડનારૂ એક દરદ !

હિસ્ટિરિયાની બિમારી, ખાસ કરી પ્રેમવિકારવાલી સ્ત્રીઓમા, તેમજ વેશ્યાઓમા સાધારણ હોય છે. તેમજ આ બીના પણ જાણવા

* James Foster Scott, Heredity and Morals.

જોગ છે, કે જે સ્ત્રીઓ 'હિસ્ટિરિકલ' હોય છે, તેઓ ઘણીક વાર કામ વિકારને આધીન થઇ પડેલી હોય છે. વિદ્વાનોએ પોતાની તપાસ દરમિયાંન એવી ગણુત્રી કરી છે, કે એક સો "હિસ્ટિરિક" સ્ત્રીઓમાથી †બાર સ્ત્રીઓએ કોઇબી પ્રકારની કંગાલીયત કે મુફ્લેસીના કારણ વિના, કામવિકારને વશ થઈ, વેશ્યાનો પેશો ફકત પોતાની કાંમનાને સંતોખવા માટે અખત્યાર કીધો હતો. આ બનાવ આગલી બિનાને ટેકો આપે છે, કે જવાંન સ્ત્રીઓમાં હિસ્ટિરિયાની બિમારીનું એક જાણવાજોગ કારણ, કામિક લાગણીનો જુસ્સો ઉત્તપંન થવાનું હોય છે.

## સ્ત્રી તેમજ પુરૂશોને લાગુ પડતાં બે ભયંકાર કામિક દરદો.

મોહટે ભાગે સ્ત્રીઓમાં ઉતપંન થતો કામિનો જુસ્સો, પુરૂશોના જેટલો સખત હોતો નથી. પુરૂશોમાં કામિક જુસ્સો અતિશય જોર પકડે છે, અને કોઇપણ જાતની નિતીરીતીથી તે કાબુમાં રહી શકતો નથી, ત્યારે તે એક બહુ બુરા શારિરીક રોગ તરીકે ઓળખાય છે. જ્યારે એવી બિમારીના ભોગ મરદો તેમના કમનસીબે થઈ પડે છે, ત્યારે તે બિમારી—"સૅટરાયેસિસ'—(satyriasis) ને નામે ઓળખાયે છે. તેજ રીતે સ્ત્રીઓ જ્યારે એવીજ જાતની બિમારીથી હેરાન થાય છે, ત્યારે તે બિમારી-' નિમ્ફોમેનિયા '-(nymphomania) ને નામે કહેવાય છે.

આ બને હાલતો એક જાતના દિવાનાપણ જેવી હોય છે. જેવું દરદનું જોર દરદીમા હોય છે, તેવી તેની નિશાંણીઓનું પરાક્રમ તે દરદીમાં પ્રગટ થાય છે. આ દરદની વિગત જુદે ઠેકાણે આપેલી છે. આ ભયંકાર રોગ એક આબરૂદાર સ્ત્રીને લાગ્યા પછી, તેણીનો કેવો હાલ થયો, તે તબિબી દફતરે નોંધાયલી હકિકત ઉપરથી, નીચે ઉતારી લીધો છે, જેથી વાંચકને તે દરદનો કાંઇક ખિયાલ આવી શકે.

† Lombroso, "The Female Offender."

## નિમ્ફોમેનિયાની પિડાકારીમા સપડાયેલી એક જવાંન સ્ત્રીનો 'કેસ.'

*એક જવાંન બાંનુ પોતાની પસંદગીના એક જવાંન સાથ સાચા પ્યારથી ચાહીને અદરાઇ હતી. અમુક સંજોગ વચ્ચે તે જવાંન એકાએક તે બાંનુને છોડી ગયો, અને તેમની વચ્ચેનો તમામ સંબંધ તુટી ગયો.

આ બનાવથી તે સ્ત્રીના મન ઉપર ઘણીજ કાતીલ અસર થઈ, અને તેણીની હાલત રફ્તે રફ્તે બગડવા લાગી. તેણીની ઉંઘ બિલકુલ જતી રહી, અને મોહટે અવાજે તરેહવાર બિભીત્સ ગાયનો તે ઘરમાં ચાલુ ગાવા લાગી. રફ્તે રફ્તે ગાયનોની સાથે તેવાજ બેઅદબ અને ગેરસલુકાઈ ભરેલા ચાલાઓ તે હાથો વડે કરવા લાગી. અંતે તેણીની બિમારી એટલી હદ સુધી વધી ગઈ, કે પોતાની ગેરસલુકાઇભરી હાલતનુ કાંઇબી તેણીનેભાંન રહ્યું નહિ. મનની હાલત વધારે બગડતાં, તે પોતાના શરીર ઉપરના કપડાં વટિક કાહાડી નાખી નગ્ન હાલતે પોતાના મકાંનમા તે બેધડક ફરવા, અને તરેહવાર ભાંડ શબ્દો બોલવા લાગી.

અંતે મજબુત બાંધાના માનસોએ તેણીને પકડીને તેણીના બિછાના સાથ બાંધી રાખી. એટલું છતાં તે શાંત પડી નહિ, અને જબરાં ઝનુની હવસની તે તલબગાર બની. તેણીનું મોહોડું બિલકુલ સુકાઈ જવા લાગ્યું; તેણીની જીભ સુકાઇ જવાથી લાકડાં જેવી કઠણ બની ગઇ; અને એવી કમનસીબ હાલત થોડા દિવસ ભોગવી, અંતે બેભાંન હાલતમા તે મરણ પામી.

નિમ્ફોમેનિયાની બિમારી જ્યારે ઘણી જોર (acute form)મા લાગુ પડે છે, ત્યારે દરદીની હાલત બેશક દયાજનક થઈ પડે છે. દરદી સ્ત્રી પોતાનું સ્વમાન અને દરજ્જો દરેક રીતે ખોઈ દે છે, અને

* Krafft-Ebing, Psychopathia Sexualis.

તેની ઇચ્છા હવસથી એટલી બધી તો ઉસ્કેરાઈ ગયેલી હોય છે, કે તેણીના મનમા બસ મરદ અને મરદની સોબતનોજ ખ્યાલ ભમ્યા કરે છે. એવી દરદીઓ નિંન્દમા પણ કાંમિક સ્વપના જોતી રહે છે. દીવસના પણ તેમની હાલત તેવીજ બેકરાર હોય છે. એવી સ્ત્રીઓનુ અરમાંન પુરૂશોની સંગત છતાં, સેહજબી સંતોશ પાંમતુ નથી.

સ્ત્રીઓમાં લાંબા વખતની જડ ઘાલી બેઠેલી નિમ્ફોમોનયાની બિમારી, જાહેર નિતીને બાજે વખત કલંક લગાડે એવા સંભવવાલી થઈ પડે છે. એવી કમનસીબ સ્ત્રીઓ પોતાની આસપાસમા વસતા મરદોને, તેમજ જવાંન છોકરાઓને જેમ જોખમ-ભરેલી થઈ પડે છે, તેમ જવાંન નિર્દોશ સ્ત્રીઓ તથા છોકરીઓની નિતીનો પણ તે ભંગ કરે છે, કેમકે કોઇક વાર એવી બિમારીથી હેરાંન થતી સ્ત્રીઓ, સ્વજાતીના મિલાપથી પોતાની હવસભરી તરસ મટાડનારી હોય છે. આવી દરદી ઇલતને વશ થયલી સ્ત્રીઓને

***" હોમોસૅક્ષ્યુઅલ—નિમ્ફોમૅનિયક્સ. "**

(Homosexual Nymphomaniacs) ને નામે તબિબી ભાશામા ઓલખાવી છે.

નિમ્ફોમૅનિયાની બિમારીવાળી સ્ત્રીઓ જાહેર નિતીને ખરાબ કરનારી માલમ પડી છે, કેમકે તેઓ પોતાને લાગુ પડેલા રોગની ધુનમા જાહેરમા મરદોને તરેહવાર અનિતીવાન ચાળા કરે છે. એવી સ્ત્રીઓ જો માતબર હોય છે, તો તેઓ પોતાની કામિક

*સ્ત્રીજાતમાં આ એક ભયંકર રોગીષ્ટ વલાંણ હોય છે. સાધારણ રીતે સ્ત્રીઓ પોતાની કામવાસના પુરૂશોના મિલાપથી સંન્તોખે છે, પણ આ એક એવી જાતની બિમારી સ્ત્રીજાતને લાગુ પડે છે, કે જેમા સ્ત્રી પોતાની કામિક લાગણીઓ સ્વજાતીથીજ સંન્તોખે છે. આ બીમારી ઉપર વિદવાંન તબિબોએ અનેક મોહટાં પુસ્તકો લખી અજવાળું પાડયું છે. કરતા.

લાગણીને સંન્તોખવા, પોતાની સઘળી દોલત એકાદ કુછંદી પુરૂશને આપી દઇ, તેને તે ગોયા વેચાતો લઇ લીયે છે.

કોઇબી આબરૂદાર તેમજ પતિવૃતા સ્ત્રીની ઇજ્જત અને નિતીની પાયમાલી કરે, એવી ભયંકર આ બિમારી છે. જે સ્ત્રીને એ રોગ લાગુ પડે છે, તેના શરીરમાં હવસનો જવાળા ફાટી નિકલે છે, અને તે જવાળાની અગનમા તે કમનસીબ સ્ત્રી બળી મરતાં જે વેદના તેણીને થાય છે, તે તેણીથી સહન થઇ શકતી નથી. ગમે એવી કુલીન સ્ત્રીઓ આ રોગથી પોતાની ઈજ્જત, પોતાની હાલત, પોતાનું માન અને મરતબો, એ સઘળું ભુલી જાય છે, અને કોઇબી વર્ગના પર-પુરૂશને તે પોતાનું શરીર અર્પણ કરતાં સહેજબી લાજતી કે લજવાતી નથી.

## મરદને લાગુ પડતી પિડાકારી—સૅટરાયેસિસ.

**SATYRIASIS**

એવીજ કિસમની બિમારી મરદોને પણ લાગુ પડે છે. જેવી હાલત નિમ્ફોમૅનિયાના દરદથી સ્ત્રીની થાય છે, તેવીજ, બલકે કાંઇક ફેરફારવાલી નિશાંણીઓ સાથ, હવસનો જવાળા મરદોમાં જ્યારે ફાટી નીકળે છે, ત્યારે તબિબી ભાશામા તે દરદને 'સૅટરાયેસિસ' કહે છે. આ બિમારી પાછલા ભાગમાં વિસ્તારીને જણાવી છે.

## સ્ત્રીની ઇનકાર કરવાની શક્તિને વશ કરવાની રીત.

અલબતાં આ વાત જાણવી જરૂરની છે, કે દુનિયામા વસ્તી સઘળીજ સ્ત્રીઓ કાંઇ એકસરખી નિતી રીતીની હોતી નથી. અનિતીનો માર્ગ અખ્તીયાર કરવાની જે જે કારણોથી સ્ત્રી જાતને ફરજ પડતી હશે, તે સઘળાં કારણોને તે પોતાની આગલથી દુર કરે; અને લોભ, લાલચ, અને એવાંજ બીજાં કારણો, જે અબલા જાતીને અનિતીને મારગે ઉતારવા માટે જણાયલાં છે, તે સઘળાં કારણોને તે ઠોકર મારી, પોતાની આગ-

ળથી દુર રાખી પોતાની નિતીને પકડી રહે, એવી ઓરતોબી ઘણીક હોય છે. સઘળીજ ઓરતો કાંઇ મુરખ્ખુ હોતી નથી. તેમજ ઘણીક સ્ત્રીઓ મુરખ અને અભણ હોવા છતાંબી પોતાની નિતીને જીવ કરતાં વધારે જાળવી રાખી શકે છે, એમાં કાંઈ શક જેવું પણ નથી.

એટલું છતાં બગડ્યાની અને બદફેલ ફોરગાઓની ફસાહતભરી જબાનદરાજી ઉપર લોભાઇ જઇ, ઘણીક વાર નબળા મનની સ્ત્રીઓ પોતાની નિતીને છોડી, આડે રસ્તે ઉતરી પડે છે. એવી નબળા મનની સ્ત્રીઓ પરપુરૂશના 'પ્યારના કોલ કરાર'; 'પરણીને જીંદગી સુધી સુખમા રાખવાની ખોટી કબુલાતો;' 'પોતાનું જે કાંઇ હોય, તે તેણીને સ્વાધીન કરી દેવાના મળેલા વચનો'; વિગેરે સખુનો સાંભલી ભોલવાઇ, ભંભેરાંઇ જવામાં પહેલ્લી હોય છે.

પણ આ સઘળી ફસાહતભરી જબાંનદરાજીને અગર જો કોઇ ઓરત ધિકારી કાહાડે એવી મજબુત મનવાલી હોય, અને તે અનિતીથી દુર રહેવા ચાહતીબી હોય, તે છતાં કમનસીબે કોઈ બદફેલ, સાધુના વેશમાં જો તેણીની મીત્રાચારી મેલવી શકયો હોય, અને તે મિત્રાચારીભરેલી એકાદ મુલાકાત દરમિયાંન અગરજો પેલા ફોરગાની બનાવટ કે સમજાવટથી, તેણીને એકાદ સ્વાદિષ્ટ પીણા મધ્યે, અજાંણુતા થોડીક*——મેળવી પિંવાડી હોય, તો તેની અસરથી સ્ત્રીજાતની ઈનકાર કરવાની તમામ શકિત નિર્બળ થઇ જાયે છે; અને તે સામા ધણીની દયાને આધારે પડે છે. તે પીણાની અસરથી સ્ત્રીની નકાર કરવાની તમામ શક્તિ (power of negation) નબળી પડી જાય છે, મનમાં એક જાતનો ગુપ્ત ઉત્સાહ ઉતપંન થાય છે; અને

* આ શું વસ્તુ છે, તે અતરે જાહેર કરવા આ પુસ્તકનો લખનાર ના પાડે છે, કેમકે તેથી તેનો ઉપયોગ કરવો બીજાઓને સહેલ થઈ પડે એ બનવા જોગ છે.

કરતા.

પ્યાર અને પ્રિતના ખોટા કરારને તે કંચન જેવા બેમુલ માની લેઇ, તેની મરજીને તે તાબે થાય છે.

એક નિર્દોશ અબલાની પડતીની આ પેહલ્લી શરૂઆત થાય છે. તે કમનસિબ ભુલ બીજે દિવસે તેણીને માલમ પડે છે. પણ થઈ ગયેલી ભુલ તે હવે સુધારી શક્તી નથી, કેમકે તેણીની પુઠ તેણીની ખરાબી કરનાર ખુની છોડતો નથી. ભુલ ઉપર ભુલ થતીજ જાય છે; ખરાબીમા વધુ અને વધુ તે અબલા ગુંચવાતી જાય છે; અને પછી————

## જનાકારીના પરીણામ વધારે કોણને વેઠવાં પડે છે?

આવી અનિતીમા જો કે પુરૂશ તેમજ સ્ત્રી બંને શરીક થાય છે, પરંતુ તેના પરીણામનો બોજો એખલી સ્ત્રીનેજ માથે પડે છે, એ સ્ત્રી! જાતે હમેશાં ધ્યાંનમાં રાખવું જોઇએ. જનાકારી કરનાર મરદને પૈસાનો ભોગ આપવો પડતો હશે; યા તો તેને જનાકારીના પરીણામથી થતાં દુઃખ અને દરદો વેઠવાં પડતાં હશે; પણ તે બાહારથી વેશ ધારીને ફરતો હોવાને લીધે તેની ખાંનગી બદીથી લોક અંજાણ રહે છે, અને તેથી તે પોતાના ધંધા રોજગારમાં કદાચ ફતેહમંદ નિવડે છે. લોકોના કુટુંબમાં તે એક ભલા અને આબરૂદાર તરીકે દાખલ થઈ શકે છે; અને જો તે કુવારો હોય છે, તો કોઇ નિર્દોશ બાનુને ભંભેરી ભોળવીને તેણી સાથ તે પરણીબી શકે છે.

એ રીતે પોતાની બદી તે ચોમેર ફેલાવતો જાય છે. ચેપી રોગનો તે ફેલાવો કરતો રહે છે. કોઇક વાર પોતાના કુકર્મોના પરીણામને છુપાવવા માટે તેને ગર્ભપાત કરનારાંઓ (abortionists)ની મદદ લેવી પડે છે. અનિતીના એટલા બધા ઉંડા ગારમા તે ડુબેલો હોવા છતાં, કાયેદાની ચુંગાલમા તે સપડાઇ શકતો નથી. ખરૂ જોતાં તો આ બેઉ ગુનેહગારોમાંથી વધારે મોહટી સજાને લાયક મરદ પોતે હોય છે, છતાં સઘળો બોજો બિચારી ઓરતને માથેજ આવી પડે છે.

## સ્ત્રીજાત શા માટે ખુબસુરત દેખાવા ઇન્તેજાર હોય છે.

આ વાત ના પાડી શકાય એવી નથી, કે સ્ત્રીજાત જાણુતાં કે અજાણુતાં, પુરૂશોના વિચારોને અનુસરતી થવાની દરેક તજવિજ કરતી રહી છે. પોતે સામી જાતીને આનંદ પમાડી તેમનું ધ્યાંન પોતા તરફ ખેંચી રાખવાની જે જે તજવિજો કરે છે, તે ઉપરથીજ તે જણુાઇ આવે છે. આ સબબને લીધેજ નવી 'ફેશનો' નિકલતી રહી છે, અને જેવી તે 'ફેશનો' જુની થઈ મરદોના ધ્યાંન ખેંચતી બંધ પડે છે, કે તુરતજ બીજી નવી 'ફેશન' નિકલી આવે છે, કે જે વડે ચિતહરણુ કરવાની સ્ત્રીઓ નવી નવી તજવિજ કરે છે.

## પુરૂશોના ધ્યાંન ખેંચવા માટે દેશ પરદેશની ઓરતો કેવી રીત અખત્યાર કરે છે.

પુરૂશોના મન ઉપર પોતાની ખુબસુરતીનો છાપ મારવાની, અને તેમના ધ્યાંન પોતા તરફ ખેંચવાની તજવિજ બહુ પુરાતન કાળથી સ્ત્રીઓ કરતી આવી છે. પોતે ખુબસુરત હોય તેથી વધારે સુંદર દેખાવ કરવાની વલાંણુ, સુધરેલાં તેમજ જંગલી સ્ત્રી પુરૂશો અસલથીજ ધરાવતાં આવ્યાં છે. દુનિયાના દરેક ભાગમાં વસ્તી પ્રજાની સ્ત્રી પુરૂશોની જવાંની અને જોબંનની શરૂઆત થતાંજ, શણુગાર સજવાની ઇચ્છા તેમના મનમાં ઉતપંન થાય છે.

દાખલા તરીકે ચીન દેશમાં ચીનીઓના પગ જન્મથીજ બાંધી લેવામાં આવે છે, કે જેથી તે મોહટા થતા અટકે, અને ચીનીઓ તેથી ચિતાકર્ષિત બને !

*જંગલી પ્રજાઓમા નાક અને કાંન વિંધવામાં આવે છે, કે જેથી સ્ત્રીઓ ચિતાકર્ષિત બનવા તરેહવાર દાગીનાનો ઉપયોગ કરે !

*અમુક પ્રજામાં શરીર દિપતું અને શોભાયમાન કરી સામી જાતીનું

* Westermarck History of Human Marriages.

ધ્યાન ખેંચવા શરીરના જુદા જુદા ભાગો અને ચહેરા ઉપર તરેહવાર છુંદના (tattooing) પડાવે છે!

અમુક જાતની વેશ્યાઓ પોતાના કેસને રંગે છે, અને પોતાની આંખ્યો આંજે છે; કે જેથી તેઓ પુરૂશોનું ચિત હરી શકે.

હોઠમા કડીઓ, કાંનમા કુંડલો, નાકમાં ખુલાકીઓ, હાઠના આંગલાંમા વિટીઓ, બંગડીઓ, સાંકલીઓ, કંમરબંધો, અને એ ઉપરાંત દાંતને ઘસીને કાળા કે લાલ રંગવા, માથાંના બાલને સમારવા, વિગેરે સઘલી યોજના સ્ત્રીઓ પુરૂશોનું પોતાની તરફ ધ્યાંન ખેચવા માટે કરે છે, એમ સઘળા વિદવાન મુસાફરો એકમતે પોતાનો અભિપ્રાય દરશાવે છે.

## વ્યભિચારી પુરૂશોની ગુપ્ત ખાસિયતો.

આ સઘળી હકિકત સ્ત્રીઓ વિશે થઈ. પણ નિર્દોશ સ્ત્રીનું નખોદ વાળનારા વ્યભિચારી મરદો વિશે કાંઈક જાણવું જરૂરનું છે. આ વાત જાણીતી છે, કે વ્યભિચારી જીંદગી ગુજારનાર મરદો, ઠગાઈ અને પ્રપંચના ખેલ કરવામાં અતી કુશળ હોય છે. વળી એવાઓ જુઠું બોલવામાં મહા પ્રવિણ હોય છે, અને પોતાની ખોટી વાતોને ખરી તરીકે મનાવવાં તરેહવાર ઠીગડાં મારી, પોતાના અપરાધને વધારે ગંભીર બનાવતા રહે છે. જુઠું બોલી તે એક ભોલી ભલી નારને ફુસલાવે છે. અગરજો જરૂર પડે છે, તો પોતાનો અપરાધ છુપાવવા તેઓ પોતાના કુટુંબીઓને જુઠું સમજાવે છે: અગરજો તેમના પાપ તેમને ફસાવે છે, અને 'પુલીસના' હાથમાં જો તેઓ જઇ પડે છે, તો પોતાને નિર્દોશ દેખાડવા તેઓ અનેક જુડી બનાવટો કરે છે, અને જરૂર પડે છે, તો તેઓ પોતાના ડાકટરને પણ જુઠું કહી તેને ઠગવા અચકાતા નથી. આ સઘલા વ્યભિચારી પુરૂશોના ગુપ્ત ગુણો હોય છે.

એવા મરદો ઉપર કુદરતના શ્રાપ હોય છે, કેમકે તેઓ ગમે એવા બહાધુર કે અકલમંદ હોવા છતાં, જનાકારીના અપરાધમા ફસ્યા પછી, તેઓ પોતાનું પુરૂશાતન અને બાહોશી ભુલી જાય છે, અને બળહિન બની બાયલા સમાન જુઠું બોલી, પોતાને નિર્દોશ બતાવવાની ખોટી તજવિજો કરે છે.

વ્યભિચારી પુરૂશો એટલા બધા તો હિચકારા બની જાય છે, કે પોતાના ખુનથી પેદા પડેલાં પોતાનાં ફરજંન્દોને દુનિયામાં તેઓ તરછોડી તજી દિયે છે, અને પોતે તેમના હકદાર બાપ હોવા છતાં, તેઓ પોતાનું નામ તેમને આપી શકતા નથી. એવી રીતે એક પીતા તરીકેની પોતાની ફરજ, તેઓ પોતાના બચ્ચાં તરફ બજાવી શકતા નથી. એવાં તેમના બાળકનું સેવટ કેવું આવશે, તેનુ વટિક ધ્યાંન તેમને હોતું નથી. તે બાળક જો જીવ્યું તો તે કોણના ફરજંન્દ તરીકે ઓળખાશે, અને તે કમનસિબ બાળક પોતાંના પીતા તરીકે કોણને બોલાવશે, તે વિચારજ દયાજનકોનું હૃદય ચિરી નાખે છે.

પણુ એક હાથ ઉપર જ્યારે બદફેલીમા પડેલા મરદોની એવી હાલત હોય છે, ત્યારે બદફેલ સ્ત્રીઓની હાલત કેવી હોય છે? આવાં જારકર્મમા ફસેલી સ્ત્રીઓ, હરાંમ ઇસ્લિતથી જનેલાં પોતાના ફરજંન્દને, જો તેઓ પરણેલી હોય છે, તો પોતાના પતીને ગળે ઠોકવાના તે અનેક પ્રપંચો રચે છે. જ્યારે તેણીનો ભોળો પતી, તેણીના બાળકને પોતાના ખુનનુ બાળક સમજી, પોતાના સંસાર સુખને વખાણે છે, ત્યારે ગુજરાતના એક કવીની નિચલી લિટીઓ, અતરે નોંધી લેવાની ખાસ જરૂર પડે છે.

"ધરતિ ખોદતાં ધન હસે,
વૈદ હસે આવતાં કાળ;
કુકર્મી સ્ત્રી મનમા હસે,
કંથ ઉછાળે બાળ."

ધરતીમા સમાયલું ધન ખોદી કાહડવા માટે જ્યારે ધરતીને ખોદવામા આવે છે, ત્યારે ધરતી મનમા હસે છે; મોત જ્યારે આદમીને લઇ જવા સામે આવી ઉભું રહે છે, તેવે સમે 'મોહટા કન્સલટિંગ ડાકટરોને' ઇલાજ માટે આવતા જોઇ, મોત પોતાના મનમા હસે છે; અને એક પરણેલી સ્ત્રીએ હરાંમ ઇલ્લતથી જણેલાં બાળકને, જ્યારે તેણીનો ધણી (તે બાળકને પોતાનું બાળક સમજી) રમાડે છે, ત્યારે તે કુકર્મી સ્ત્રી પોતાના મનમાં હસે છે, (કે એ પુતનો ખરો બાપ કોણ છે, અને કોણ એ બાળકને રમાડે છે).

લા૦ દુવાગીર.

D. M. P.



# પત્ર ૧૪ મું.



## પુરૂશની જનંન શક્તિનું ત્રણ પ્રકારે ભ્રષ્ટ થવું.



**THREE DEADLY FORMS OF SEXUAL POWERS.**



સુજ્ઞન મિત્ર-

આગે ઉતરતાં દરદો તેમજ ખાસિયતોની એક ટુંકી ટીપ પાછલાં પત્રમાં આપ્યા પછી, તે ટીપમાં સમાયેલી કેટલીક ખાસિયતો અને કેટલાંક દરદો વિશે કાંઇક ખુલાસો કરવો ઘટે છે.

આ વાત દેખાઇતી છે, કે જેઓની ખાસિયત હવસથી ભરેલી હોય છે, યાને જેઓ પોતાના હવસની પરસ્તેશ કરતા હોય, તેઓનો ફેજ કદીબી આવકારદાયક આવતો નથી. પોતાની કામિક ઇચ્છાને સંતોખવા હદ બાહાર વિલાસી થવાથી, મોડે કે વેહલે એકાદ રોગની પિડાકારીનો તેઓ ભોગ થઇ પડે છે, એમા તો જરાએ શક રહેતો નથી. કુદરતનો કાયેદો તોડવાની તેમને એ ઘટીત સજા થાય છે.

અલબતાં મજબુત બાંધાના અને જોરાવર તન્દરોસ્તીના વિલાસી મરદો, જેઓ પુર સાહુચેતીથી પોતાની વિલાસી જીંદગીને પંપાળે છે, તેઓ ઘણાજ જવલે એવી પિડાકારીની ચુંગાલમાંથી બચી જાય છે, પણ એવાઓ પોતાની ભવિશની ઓલાદને પોતાનેજ હાથે ફના કરે છે, એમા તો જરાએ શક સમજવો નહી.

## પુરૂશોને વાંઝીયાપણુ કેવી રીતે લાગુ પડે છે.

હદ બહારની વિલાસી જીંદગી ગુજારનાર વ્યભિચારી મરદો, અનેક સબબોને લીધે વાંઝીયા બને છે, અને પોતે વાંઝીયા બની પોતાની પરણેતરોને પણ વાંઝણી બનાવે છે. અને એવી રીતે પરસ્ત્રી તરફથી પોતે મેલવેલા ચેપી રોગનો સળો, તેઓ પોતાની નિરદોશ પરણેતરોને લગાડી તેમને, તથા પોતાના ફરજંન્દોનો તેઓ ખુવાર કરે છે.

## વેશ્યાના વીરાઓની પણેતરો.

આવી રીતે ચેપી રોગથી રીબતી કંઇએક નિરદોશ પરણેતરોના ઝેરી દરદોના ઇલાજ કરવા માટે, સરજ્યનોને જોખમભરેલાં વાહાડ-કાપ કરવાં પડે છે, અને ઘણીક વાર તેમના જનંન શરીરનો એકાદ ભાગ, યા એકાદ આખું અવયવ સમુળગું કાપી કાહાડવું પણ પડે છે.

વળી ઘણીક વાર એવા વેશ્યાના વીરાઓની જવાંન પરણેતરો, લગનની શરૂઆતમાંથીજ એવાં કાતીલ દુખની ભોગ થઇ પડેલી હોય છે. પોતાને લાગુ પડેલાં દરદની અસરથી તે બિચારીઓ કેવળ અજ્ઞાંન હોવાને લીધે, તેવાં દુઃખને શરૂઆતમાં તેઓ પોતાનીજ પિડાકારી હશે, એમ સમજી તેને ચલાવી લેવાનો તેઓ ઠરાવ કરે છે. પણ પાછળથી જ્યારે તે રોગ જડ ઘાલી બેસે છે, અને ખરૂ કારણ તબીબો જ્યારે તેમને જણાવે છે, ત્યારે તેના ઇલાજ માટે ચાલુ રાત દિવસ દવા લેવી પડે છે, અને ઘણીક વાર અંતે કવખતે તેઓને મોતને શરણ પણ થવું પડે છે.

વળી એજ દરદના પરીણામ તરીકે, ઘણીક વાર હમેલદાર પરણેત-રોને અધુરે માસે 'ગર્ભપાત' વેડવો પડે છે; કોઇ ખોડખાપણવાલાં બાળકો જન્મે છે; કોઇ જન્મથી આંધળાં જન્મે છે; કોઇ દીવાના બને છે;

અને કંઇએક બાળકો રોગીષ્ટ ખાસિયતો પોતાના લોહીમાં જન્મથીજ આમેજ થયલી લઇને પેદા પડે છે.

હવસ પરવરોની મોહોકાંક્ષાનો હિસાબ એટલેથીજ પુરો થતો નથી, એ ધ્યાંનમાં રાખવું. તે સઘળાંનો સામટો સરવાળો હવે પછી લઇશું, પણ એવા વ્યભીચારીઓ જેઓ પોતાની હવસભરી ઇચ્છાને તૃપ્ત કરવામાં જીંદગીની એક મોજ માનતા ફરે છે, તેવાઓ પોતાના શરીરમાં એકાદ એવાં ઝેરી દરદનો ચેપ લઈ, સંસાર મંડળમાં 'શોભાના ગાંડીયા' બની ફરે છે. જેમનો સ્પર્શ વટીક ઝેરી હોય છે; જેઓના હોઠ સાથ લાગેલું એક 'ગ્લાસ,' કે એક ચાહનું પિયાલું, કે એક પાણીનું 'ટંમ્લર' વટીક ઝેરી બનેલું ગણાય છે. તેવાઓથી સાવધ રહેવાને, અને તેમનો ચેપ નિરદોશ નિરોગીઓને લાગુ નહિ પડે, તેને માટે કેવા પ્રકારની સલામતી યોજી શકાય ?

એવાઓએ પોતાના કર્મના ફળ ચાખવાંજ જોઇએ છે. એવાઓ પોતાનાઓને, તેમજ બીજાંઓને ઘણાજ પિડાકારક થઇ પડે છે; કેમકે તેઓ ગમે એવા કિમતી ઇલાજે છતા ખાતરી પુર્વક રીતે સદંતર તો કદીબી સાજા થતા નથીજ.

વેસ્યાઓના આવા વીરાઓની જીંદગીથી આવતાં ભયંકર પરીણામોનો ખ્યાલ, અગર જો કોઇબી સાદી સમજના આદમીને ખુલ્લાસા વાર સમજ પાડયો હોય, તો તે જવલેજ આડે મારગે જવાની હેમાકત કરે. પણ સ્ત્રીજાત તરફ ખેંચાઈ જવાનું જે લોહચુંમ્બીક—આકર્શન કુદરતે પુરૂશના અંતરમાં સરજેલું છે, તે એવું તો પ્રબળ છે, કે તેને જેર કરવા માટે મરદોએ પોતાની અંદર એક જુદીજ શકિત ખિલવવી જોઇએ.

સીધો અને સરળ રસતો મરદો માટે એકજ છે, અને તે એ કે જે મુળ નેમથી જગકરતાએ તેમને આ જગતમાં જન્મ આપ્યો છે, તે જન્મ સફળ કરવા તેણે પરણીને સુખી થવું, અને પોતાની

પરણેતરને સુખી કરવી. ના, એટલુંજ નહિ, પણ પોતાના મનની અને તનની હાલતને ચોખ્ખી અને સાફ રાખી, પોતાની ઓલાદને એવી બનાવવી કે તે તેનું, અને તેના કુળનું નામ રાખે.

જેઓ આ સિધાંત સમજી શકતાં નથી; જેઓ ખરાંમાંથી ખોટું પિછાની શકતાં નથી; જેઓ પોતાના મનની વલાંણને ચોખ્ખી રાખવા જેટલી શકિત પોતામા ધરાવતાં નથી, અને જેઓ પોતાના હવસને રાજી રાખવા તૈયાર થાય છે, તેઓ પોતાના જનંન શરીર ઉપર એક જાતની જફા ગુજારે છે.

જનંન શરીરની શકિતનું બગડવું, તેમજ કાંમ ઇચ્છાનું બગડીને બદલાઇ જવું, એ બંને બનાવો ખરેખર દુઃખદાયક છે. બંને હાલતો ઘણી ગંભીર પ્રકારની ગણાય છે; અને તેટલાં માટે તે બાબદ દરેક રીતે દરેક જનના ધ્યાંન ઉપર લાવવા જોગ છે. કારણ કે એક બળવંત પુરૂશને તે બળહિન કરી નાખે છે. દરદીના મનની હાલત બગડવાથી આ પિડાકારીઓ જન્મ પામે છે, અને દરેક રીતે દરદીને તે કંગાલ અને નિર્બળ બનાવી દે છે.

## †ઍનિસ્થિશિયા. *Anæsthesia.*

### (Absence of Sexual Desire.)

## વિલાસી લાગણીનું કેવળ મરી જવું.

### મદન ભંગ.

આ હાલત અતી ખેદકારક થઇ પડે છે. એવી હાલતમાં મરદ એક નાહના બાળક જેવો નિર્બળ, અને એક અતી ઘરડા પુરૂશ જેવો નબળો થઈ જાયે છે, કેમકે ગમે એવી ખુબસુરત સ્ત્રીની હાજરી યા સંગતમાં તેની ઇચ્છા પ્રગટ થઇ શકતી નથી, અને પોતે

† Krafft-Ebing.

'નામર્દ' જેવા બળહિન બની જાય છે. બીજા શબ્દોમા બોલતાં, તે કાંમ ભ્રષ્ટ બની જાયે છે. જનંન શક્તિ ભ્રષ્ટ થવાનો આ પહેલો પ્રકાર કેહવાયે છે. એ દરદ વિશે વધુ લખાણ હવે પછી જાણવા જોગ થઈ પડશે.

## ‡ "હાઇપરિસ્થિશિયા"–*Hyperæsthesia.*

## (ABNORMALLY INCREASED SEXUAL DESIRE).

## કાંમ ઇચ્છાનું હદ બાહાર વધી જવું.

### મદન મસ્ત.

આ હાલતવાલા દરદીનો હવસ પાર વિનાનો વધી ગયલો હોય છે. પોતાની એવી ઉસ્કેરાયલી હાલત દરમિયાંન, તેઓ કોઈનીબી દરકાર કીધા વિના ઘણાજ નિર્લજ બની જાય છે, અને પોતાના હવસને સંતોખવા માટે કાંઇબી બેઅદબી કરવા તેઓ અચકાતા નથી. એવા દરદીઓ દરેક સ્ત્રી તરફ હવસભરી નજરથી જોતા રહે છે; એટલુંજ નહિ પણ બાજે વખત તેમના મનની હાલત એવી બની જાય છે, કે સ્ત્રીઓના પોશાક કે પહેરવેશની એકાદ ચીજ ઉપર નજર પડતાંજ, તેમની ઇચ્છા ભડકી ઉઠે છે. જનંન શક્તિ બગડવાનો આ બીજો પ્રકાર ગણાય છે.

## * "પેરિસ્થિશિયા." "*Paræsthesia.*

## (PERVERSION OF SEXUAL DESIRE).

## કામિક ઇચ્છાનું બગડી જવું.

આ હાલતવાલા દરદીના મનની મતી ધિક્કારવા જેવી રીતે બગડી જાય છે. એવી હાલતવાલા દરદીઓની કાંમ ઇચ્છા કુદરતી માર્ગ મુકી દઇ આડે રસ્તે ઉતરી પડે છે, અને અકુદરતી ઇસ્લતમાં તેઓ વધારે

‡ Krafft-Ebing. * Krafft-Ebing.

મોજ મેલવતા, માલમ પડે છે. તેમની બગડી ગયેલી મતીને લીધે ભડકી ઉઠેલાં કામને જવાળા ઠંડો પાડવા, દરદી જેમ કોમલ વયના જવાંને ઉપર બલાતકાર કરવા અચકાતા નથી, તેમજ ગ્રહસ્થ સ્રીઓને પણ અપમાન કરવાને તેઓ ડરતા નથી.

મિત્ર મેહરબાંન, ધ્યાંન રાખવું કે પુરૂશોના જંનન શરીરને લાગુ પડતાં દરદોની, આ કાંઈ વિગતવાર ટીપ નથી. ઉપર જણાવેલી ત્રણ પ્રકારની સ્થિતી, જેમ પુરૂશોની તેમજ સ્રીની કાંમિક-ઇચ્છાની બગડેલી યાને દરદી હાલતનો ખ્યાલ આપે છે. મુખ્ય કરી પુરૂશને લગતી બાબત ઉપર આ પુસ્તકમાં હું લખવા ધારૂં છું, એટલે સ્રી જાતને લગતી પિડાકારીઓ માટે હું ફકત હવે ઉપર ટપકેથીજ ઇશારા કરીશ. એટલાંજ માટે ઉપલી ત્રણ દરદી હાલત સાથ સ્રીને કેટલો અને કેવો સંબંધ છે, તે માટે વધુ લખવું પ્રસંગોપાત લાગતું નથી, કેમકે સ્રીને લગતાં સાહિત્ય માટે હું એક બીજું અલાહેદુ પુસ્તક "સ્રીની જીંદગી અને જમાનો!" એવે નામે પ્રગટ કરવા ધારૂં છું.

લા૦ દુવાગીર

D. H. P.



# પત્ર ૧૫ મું.



## હિજડા! અને હિજડાપણું.



**HERMAPHRODITISM.**



**મારા માનવંત મિત્ર.**

ત્રણ ભયંકર પ્રકારની જનંન શરીરને લાગુ પડતી હાલતની બિના જણાવ્યા પછી, આ પત્રમાં મરદની જનંન હાલતને લગતી એક નવી બિના ઉપર હવે હું વાંચકોનુ ધ્યાંન ખેંચુ છું.

આ પત્રને મથાળે લખેલા શબ્દોથી કોઇબી અજાણ્યું ન હશે. એ શબ્દો ઘણીક વાર તિરસ્કાર રૂપે વપરાતા વાંચકો માહેલા ઘણાકોને સંભળાયા હશે. સાધારણ રીતે હીજડા શબ્દનો અર્થ એવો સમજવામાં આવે છે, કે એક મરદ, દેખાવમાં મરદાના જેવો દેખાતો હોવા છતાં, તે નામર્દ યાને નપુંશક હોય છે, એને તેટલા માટે તે પરણીને પોતાની સ્ત્રીને સંસાર સુખનો લાહાવો આપી શકે એવો હોતો નથી. આવા વિચારો સામાન્ય હોય છે. પણ આવા માનવીઓના જનંન શરીર બંધનની રચનાનું જ્ઞાંન જેઓને હોતું નથી, તેઓ એવાં મતના હોય છે, કે એવાઓના હવાલામાં બીબીઓનું જનાંનખાનું તેમની નિગેહબાની માટે જો આપ્યું હોય, તો તેમાં કાંઇબી વાંધા જેવું નથી.

એ વિચાર ગમે તેવો હોય તે સાથ વાંચકને સહેજબી નિસ્બત નથી. પણ આવાં માનવીની શારિરીક રચનાની વિગત અને જનંન

શરીરના ગુણ–દોશ આપણુ વૈદકશાસ્ત્રની નજરે ઉપર ટપકેથી જોઈ લઈશું.

## હીજડા એટલે શું ?

ઘણાકોનુ સમજવું એવું છે, કે હિજડાઓ 'નહિ નરમા, કે નહિ નારીમા', એવા હોય છે. જો એ શબ્દોનો અર્થ એટલોજ થતો હોય, કે હિજડાઓમાં મરદાઇ જેવું કાંઈ હોતું નથી, અને તેમની હાલત એક નાન્યતર જાતી જેવી હોય છે, તો એ અર્થ કેટલો ખોટો છે, તે જાણવું જરૂરનું છે.

## હિજડાઓના શરીરની રચના કેવી હોય છે.

એક આદમી જે જન્મથીજ સ્ત્રી તેમજ પુરૂશ બંનેના જનંન અવયવો સાથે લઇને જન્મ પામ્યું હોય, તે. 'હર્મેફ્રોડાઈટ' (HERMAPHRODITE) યાને હિજડા તરીકે તબિબ ભાશામાં ઓળખાય છે.

હર્મેફ્રોડાઇટનુ વ્યાખ્યાંન એક વિદવાંન તબીબ નીચે પ્રમાણે લખે છે:—

† The true definition of an Hermaphrodite is the *co-existence in a single individual of completely developed ovaries and testicles, or one at least of each gland.*"

## બાળક છોકરો હોવા છતાં, તે છોકરી કેમ હોય છે ?

દુનિયામાં આદમીજાતની વસ્તી વચ્ચે એવાંબી સ્ત્રી–પુરૂશો જન્મ લઈ છૂટે છે, એમ ઉપલાં વ્યાખાંનની રચના વાંચતાં જણાઈ આવે છે. તોપણ વિદવાંન તબિબોનું કહેવું એવું છે, કે આદમીના

† Legal Medicine by C. M. Tidy.

જનંન શરીરના અવયવોની આવી વિલક્ષણ રચના થવાનું એક કારણ એ હોય છે, કે કાંઇક વિચીત્ર સંજોગ વચે બાળક જ્યારે માતાના ગર્ભમા હોય છે, ત્યારે તેના જનંન શરીર, તથા તેને લગતાં અવયવોની વધ અટકી પડી હોય, અથવા તો તેનો ઉધર ભાવ અસાધારણ પ્રમાણમાં વધી ગયો હોય, ત્યારે એવાં આદમીઓ જન્મ પામે છે.

ખુલાસા તરીકે આ પેદાયસનું વર્ણન આવી રીતે અપાયલું છે, કે એક માતાના પેટમાં રહેલો ગર્ભ જો છોકરાનો હોય; અને કાંઇક સંજોગને સબબે તે ગર્ભના જનંન અવયવો, ખિલતાં અટકી પડયા હોય, તો તેવા સંજોગ વચે જ્યારે તે છોકરો જન્મ લીયે છે, ત્યારે તે બાળક, પુરૂશ હોવા છતાં, તેના જનંન અવયવો એક છોકરીના જેવાં દેખાય છે.

## બાળક છોકરી હોવા છતાં, તે છોકરો કેમ હોય છે!

અને તેજ રીતે માતાના પેટમા રહેલો ગર્ભ, જો છોકરીનો હોય, અને કાંઇક સંજોગને સબબે તે ગર્ભના જનંન અવયવોની વધ જોઇએ તે કરતાં વધારે પ્રમાણમાં ખિલી ગઈ હોય, તો તેવા સંજોગ વચે જ્યારે તે છોકરી જન્મ લીયે છે, ત્યારે તે બાળક છોકરી હોવા છતાં, તેણીના જનંન અવયવો પુરૂશ જેવાં દેખાય છે.

## હિજડાપણું, ખરૂં અને ખોટું.

વાંચક મેહરબાનો કાંઈ પુરવીણ-તબિબ નથી, કે તેમને આ વિષય બારીકીથી સમજાવવા માટે મારે એ સવાલના ભિતરમા ઉતરવું જોઇયે. કેમકે તેમ કરવા માટે તેમની આગળ મારે જનંન શરીર શાસ્ત્ર (ANATOMY OF SEXUAL ORGANS) ખુલાસાવાર દાખવવું જોઇયે. વળી તેવી રીતનો ખુલાસો ચિત્રો વિના સમજ પડે તેમ ન હોવાથી, એ બાબદમાં મારે જરૂર જોગુ પણ સાદી સમજને અનુસરતું લખાંણ કરી સંતોશ પકડવો પડે છે.

## બે જાતના હીજડાઓ.

આ ગુચવાડાભરી બાબદને સમજ પડે તેવી રીતે રજુ કરવા માટે તબિબોએ હિજડાઓને બે વર્ગમાં વેહચી નાખ્યા છે. ૧, ખોટું હિજડાપણુ, અને ૨, ખરૂં હિજડાપણું.

પહેલા વર્ગમાં ખોટા હિજડાઓને મુકયા છે, જેને તબિબો 'સ્પુરિયસ-હર્મેફ્રોડાઇટ્સ' (SPURIOUS HERMAPHRODITES) કહે છે. ખોટા હિજડાઓના વર્ગમાં બે જાતના હિજડાઓ સમાઇ જાય છે.

ક. મરદાના સ્ત્રીઓ. (MANLY WOMEN.)

ખ. બાયલાઓ અથવા રાંડવાઓ. (WOMANLY M N.)

બીજા વર્ગમા ખરા હિજડાઓને મુકયા છે, જેને તબિબો 'ટ્રુ-હર્મેફ્રોડાઇટ્સ (TRUE HERMAPHRODITES) કહે છે. ખરા હિજડાઓમાં સ્ત્રી તેમજ પુરૂશ બંનેના જનંન અવયવો હોય છે. એટલુંજ નહિ પણ તેઓમા સ્ત્રી તેમજ પુરૂશ બંનેના લક્ષણો હોય છે. વળી તેમની ચાલચલણ અને રીતભાત પણ (થોડી કે ઘણી) સ્ત્રી તેમજ પુરૂશના જેવી હોય છે.

## ખરા હિજડાઓની શરીર રચના કેવી હોય છે.

ખોટા હિજડાના વર્ગને હાલ તુરત બાજુ મુકી, આ ખરા વર્ગમા આવેલુ હિજડાપણુ તપાસી જોઇશું, તો તેમાં નિચે પ્રમાણે તેમના જનંન શરીરની રચના જણાયલી નોંધાઈ છે.

૧. જેમા ગુપ્ત શરીરની એક બાજુએ પુરૂશના જનંન અવયવો, અને બીજી બાજુએ સ્ત્રીના જનંન શરીર જેવી રચના હેય છે. એવી જાતની પેદાયસને તબિબો 'લેટર્લ-હર્મેફ્રોડીટિઝમ' (LATERAL HERMAPHRODITISM) કહે છે.

૨, વળી કેટલાંકોમાં શરીરની બાહાર એક જાતીના જનંન અવયવો નજર પડે છે, અને શરીરની અંદર બીજી જાતીના અવયવો હોય છે.

એવી પેદાયસોને તબિબો 'ત્રેન્સવર્સ હર્મેફ્રાડીટિઝમ (TRANSVERSE HERMAPHRODITISM) કહે છે.

આવી જાતની પેદાયસોમા એવા દાખલા તબિબી દફતરે નોંધાયલા છે, કે જેમા ગુપ્ત શરીરની રચના તપાસતાં બાહારથી પુરૂશનું જનંન શરીર નજરે પડે છે, અને ભિત્તરમા સ્રીના અંદરના જનંન શરીર હોય છે.

## *માસીક માંદગી ભોગવતો મરદ.

## તબીબી દફતરે નોધાયલો કેસ.

આવી હાલતના એક આસામીના કેસની નોંધ ડા૦ તીડીના દફતરમાં નોંધાયલી મલી છે. આ આસામીને ગોળી જેવું બિલકુલ હતું નહિ. પુરૂશ લિંગ અતિશય નાહનું હતું, અને તેમાંથી નિયમિત માસીક પ્રવાહ જતો હતો. જનંન માર્ગ અતિશય પ્રાથમિક હાલત જેવો હતો, અને બીજો સર્વ બંદોબસ્ત સ્રીના જેવો હતો.

૩. એ બે પ્રકાર ઉપરાંત એક ત્રીજા પ્રકારની પેદાયસ જન્મે છે, જેને તબિબો 'ડબલ હર્મેફ્રાડીટિઝમ' ને નામે ઓળખે છે. આવી જાતના 'કેસ' મોહટે ભાગે ગુચવાડા ભરેલા હોય છે, અને તેટલાંજ માટે તેમને અતરે રજુ કરવા અપ્રસંગોપાત થઈ પડે એવા હોવાને લીધે, તે પડતા નાખ્યા છે.

## ખોટા હિજડાઓની શરીર રચના કેવી હોય છે?

**Manly Women.**
**મરદાંના સ્રીઓ.**

આ વર્ગમા બે જાતની પેદાયસ થાય છે. 'મરદાના સ્રીઓ', એ વર્ગમા પેહલી ગણાય છે. એવાંઓના ચેહરા ઉપર કેટલીક વખતે મુછ અને દાહાડી તથા ઠોંબીઆના બાલની વધ પણ હોયે છે.

---

* Legal Medicine by C. M. Tidy.

*કૉન્સટૅન્ટીનોપલમા એક કદાવર ઓરત દરેક રીતે મરદના જેવા બાંધાની હતી. સરવે કોઈ તેણીને એક મરદ તરીકેજ ગણુતાં હતાં, કેમકે તેણીના મોહોડાં ઉપર મોહટી મુછ અને લાંબી દાઢી ઉગેલી હતી. આ સ્ત્રી જ્યારે જન્મ પાંમી, ત્યારે તેની દાઢી ઉપર બાલ ઉગેલા દેખાતા હતા, અને જ્યારે તે આંઠ વરશની ઉમરે પુગી, ત્યારે તેની દાઢી બરાબર બે ઇંન્ચ લાંબી થઈ હતી.

આ વર્ગમા મેલાયેલી મરદાના સ્ત્રીઓના જનંન અવયવો વિલક્ષણુ પ્રકારના હોય છે, અને તેની ખરી જાતી શું છે, તે શોધી કાહાડવા માટે તબિબો લગાર ગુંચવાડામા પડે છે.

**મરદાના સ્ત્રીના એક વિચીત્ર કેસની હકિકત.**

†નોરફોકની દીવાનશાલામા ૪૨ વરશની ઉમરે પુગેલી એક દરજણુ સ્ત્રીને દાખલ કરવામા આવી હતી. કદમા તે મોહટી અને પુરૂશ જેવી પોહોળી પીઠવાલી હતી. તેણીના સ્તન સેહજ ખિલેલાં હતાં. મોહોડાં ઉપર મુછ અને દાઢી સારી રીતે ઉગેલી હતી.

તબિબી તપાસમા એવું જાહેર થયું, કે તેણીને ગોળીઓ જેવું જન્મથીજ કાંઈ હતુ નહિ, પણુ સ્ત્રી—લિંગ (CLITORIS)—પુરૂશ લિંગ જેવી કદમા મોહટી હતી, અને નાહની ઉમરે તે ત્રણુ વખત માસિક માંદગી ભોગવી ચુકી હતી. જનંન માગ અને ગર્ભસ્થાંન (vagina અને uterus) સ્ત્રીના જેવાંજ હતાં, અને કાંમવિકારને તે અતિશય આધીન થતી હતી.

**‡બાયલા યાને રાંડવાઓ. તેમની શરીર રચના કેવી હોય છે.**

**Womanly-Men.**

**નામરદો.**

મરદાના સ્ત્રીઓ પછી બાયલા પુરૂશો વિશે કાંઇક જાણી લેવું ઠીક થઈ પડશે. ગુજરાતીઓ એમને રાંડવા કેહ છે. આવાં આસામીઓની હાલત મરદાના સ્ત્રીઓ કરતાં વધારે ગુચવાડાભરી જણાઈ છે.

* Legal Medicine by Tidy. †Lancet Vol 1., 1873 p. 129 (*Dr. Hills*)
‡ Legal Medicine by M. Tidy.

આ વર્ગમા જન્મ પાંમેલાં આસામીઓની શરીર રચનામા કાંઇબી ફેરફાર કે નવાઈ જેવું બંધારણ મોહટે ભાગે હોતું નથી. તફાવત જે હોય છે તે એટલોજ, કે તેમના જનંન શરીર અને અવયવો ઘણીક વાર ઘણાંજ નાહનાં કદના રહી ગયેલાં હોય છે. ઉમર મોહટી થઈ જવા છતાં, પણ તેમનો અવાજ નાંહના જવાંન છોકરા કે નાંહની છોકરી જેવો રહી ગયેલો સંભલાયે છે; અને ઉંમર મોહટી થવા છતાં હોઠ ઉપર કે દાઢી ઉપર, તેમજ શરીરના ગુપ્ત ભાગો ઉપર બાલની વધ બિલ્કુલ થતી નથી. શરીર ઉપરના માસના લોચા (મસ્લ્સ) સફાઈદાર, ભરેલા, અને કાંહક પોચા–નરમ હોય છે. ચાંમડી હાથને સુવાલી અને મુલાએમ લાગે છે. એવાંઓમા ખરા મરદને છાજતા ગુણો બિલ્કુલ હોતા નથી. તેઓ ચીરડાઉ, બ્હીકણ, જરા જરામાં ગુસ્સે થઈ જનાર, અને હિચકારા હોય છે! એવાંઓમાં કાંમ કે હવસ જેવી લાગણી સેહજબી હોતી નથી. તેમનુ તમામ જનંન શરીર બળહિન અને કાંઈ પણ લાગણી વિનાનુ હોય છે. તબિબોના મત પ્રમાણે એવાંઓની એવી મંદ અને લાગણી વિનાની હાલત, આખી જીંદગી સુધી રહે છે.

## નહિ નર કે નહિ નારી જેવાં આદમીઓ.

ખરાં અને ખોટાં હિજડાપણાની વિગતનો ચિતાર આપ્યા પછી.

**Sexless Beings.**

આ બાબદ ખતમ કરતાં આટલું ઉમેરવાની જરૂર છે, કે સદરહુ પ્રકારો ઉપરાંત હિજડાપણાનો એક એવો બીજો પ્રકારબી જણાયલો છે, કે જેમા આગલ જણાવેલા પ્રકારો માહેલો એકબી પ્રકાર હોતો નથી. એવાંઓમા પુરૂશના કે સ્ત્રીના જનંન શરીરની સેહજબી નિશાંણી હોતી નથી. એવા દાખલા તરીકે જણાયલી એક સ્ત્રીની વિગત જાણવા જોગ થઇ પડશે.

"પચીસ વરસની ઉંમરે એવી એક સ્ત્રી પરણી ગઇ હતી. બે વરસ પછી તેણીના ધણીએ તેણીથી છુટાછેડા કરવા માટે કાયેદાની કોરટમા અરજ કરી હતી. તબિબી તપાસ કરતાં માલમ પડયું હતુ, કે મજકુર સ્ત્રીની છાતી બિલ્કુલ ખિલી નહિં હતી. જનંન માર્ગ (vagina), ગર્ભસ્થાંન (uterus), તેમજ સંતાંન બીજ સ્થાંન (overies) જેવુ તેણીમા કાંઇ હતુંજ નહી, તેમજ પુરૂશના જનંન અવયવો જેવુંબી કાંઇજ જણાયુ નહિ હતું."

સ્ત્રીની ગર્ભિત હાલત દરમિયાંન, તેણીના પેટ માહેલા ગર્ભના જનંન શરીરનું રૂપ વિરૂપ થઈ જવાથી, યા તો જનંન શરીરની વધનો ઉધર ભાવ હદ બાહાર વધી જવાથી, યા તો જનંન શરીરની વધનો ઉધર ભાવ હદ બાહાર અટકી જવાથી, આવી કિસમનાં વિલક્ષણ પ્રકારનાં આદમીઓ જગતમા અવતરે છે, જે હિજડાઓ અન હિજડીઓના નામે માનસજાતમા ઓલખાય છે. શરીર શાસ્ત્રના કાયેદા પ્રમાણે જોતાં, આવી શારિરીક ખાંમીઓ કાંઈ શરીરમા નવી પેદાયસ તરીકે ઉગી નિકલતી નથી, એ ધ્યાંન પુગાડવા જોગ બિના છે.

લા૦ દુવાગીર.

D. H. P.



# પત્ર ૧૬ મું.



## માનસિક—શાસ્ત્ર.

### મોહિનીનો મહિમા.



**PSYCHOLOGY OF SEXUAL LIFE.**



પ્રીય મિત્ર—

બહુ પુર્વ કાળના જંગલી જમાનામા દુનિયામા માનસ-જાતની હાલત કેવી હતી, અને તે વખતે તેમની નિતી રીતી અને રીતભાત કેવાં હતાં, અને કેવી રીતે તે સર્વે ધીમે ધીમે સુધરતાં ગયાં, અને નર નારી એક બીજાના સમાગમમા આવ્યાથી તેમના સંસારમા કેવા ફેરફાર થતા ગયા, તેને સર્વ બેશક જાણુવાં જોગ બાબદ છે.

૧. પોતાના કામવિકારને સંતોખવો, અને પોતાના હવસની ભુખ મટાડવી, એ તે વખતે જેમ માનસની તેમજ જાનવરોની સર્વથી પેહલ્લી નેમ અને પેહલ્લી મતલબ હતી, એવું જણુાય છે. શરીર ઉપર કાંઈ લુગડાં કે પેહરવેશ વિના સ્ત્રી તેમજ પુરૂશો વસ્તાં હતાં, અને પોતાના શરીરની તમામ નગ્ન હાલત માટે તેઓ એક બીજાની હાજરીમા સેહજબી લજવાતાં કે શરમાતાં નહિ હતાં. એટલુંજ નહિ પણુ પોતાના સંસાર વહેવારમાં કાંયબી ખાનગીપણું રાખવું ઘટે છે, એવો સેહજબી ખિયાલ કે વિચાર તેમને નહિ હતો.

૨. ઓસ્ટ્રેલેશિયંન, પોલીનેશિયંન, તેમજ ફિલીપાંઇન્સના લોકો પણ તેવીજ હાલતમાં વર્તતાં હતાં. સ્ત્રીઓ પુરૂશોની મિલકત તરીકે ગણાતી, અને જેઓની પાસે જર અને જોર વધારે પ્રમાણમાં હતાં, તેઓ પોતાને મન પસંદ સ્ત્રીઓનો કબજો મેલવી શકતા હતા.

૩. સ્ત્રીઓની હાલત તે જમાનામા ઘણીજ દયાજનક હતી. સ્ત્રીઓ મેલવવા માટે વેપારના સોદાની મિસાલ માલ આપી તેની કિંમતના બદલા બદલ સ્ત્રીઓ મેલવી શકાતી હતી, યા તો સ્ત્રીઓને કિમત આપી વેચાતી લેવાઈ શકાતી હતી.

૪. દેશ, કાળ, અને સ્થિતીમા જેમ જેમ ધીમે ધીમે સુધારા થતા ગયા, અને આબો હવાની સરદી અને ઠંડી, તેમજ ગરમીની અસરમા જેમ જેમ ફેરફાર થતા ગયા, તેમ તેમ આદમીને તેમનાં શરીરના બચાવ માટે ઈલાજો યોજવાની જરૂરત પડતી ગઈ, અને એ રીતે આદમીને પોતાના શરીર ઢાંકવાની કુદરતે ફરજ પાડી. જંગલી પ્રજાની અજ્ઞાન હાલત એવી તો બેઅંદાજ હતી, કે શરીરને ઢાંકવા માટે પોશાક પેહડતાં તેમને શરમ લાગતી હતી, અને કોઈબી રીતે નગ્ન હાલતમા ફરતાં તેઓ જરાબી શરમાતાં નહિ હતાં.

૫. વળી સુધારાના વધારા સાથ, માનસ જાતમા જે જાણવા જોગ ફેરફાર થવા પામ્યો તે એ હતો, કે સ્ત્રીની આગલી હિનપસ્તી ભરી હાલત સુધરતી ગઇ. ગોલાંમગીરીની હાલતમાંથી છુટીને સ્ત્રી કાંઇક ઇન્સાંનિયતમાં ગણાવા લાગી, અને રફતે રફતે તેણીને પોતાની મરજી પ્રમાણે પોતાની પસંદગીનો ઉપયોગ કરવાનો હક મલતો ગયો. મરદો તેણીને ચાહાવા લાંગ્યા. પ્યાર અને મોહબતની નજરથી મરદો સ્ત્રીને જોવા લાગ્યા. આ ફેરફારના પરીણામે મરદો તેમજ ઓરતો એક બીજાં તરફ તેમના શારિરીક અને માનસિક ગુણોને લીધે એંચાવા લાગ્યાં; અને એ રીતે અરસપરસની પ્રિત અને મોહબતનો

મહીમા ચાલુ થયો. આ તબક્કા ઉપર આવતાં ઓરતને જે નવું ભાન આવ્યું, તે એ કે તેણીના નાજ, નખરાં, અને તેણીની ખુબસુરતી કાંઇ દરેકને માટે નથી, પણ પોતાની પસંદગીના એક મરદને માટે છે.

ગુજરાંન માટે ભટકતા ફરવાની, અને એક સ્થળથી બીજે સ્થળે જઇ પડાવ નાખી પડવાની આદતને લીધે, મરદોને ઘરબાર માંડવાની ફરજ પડી, અને તેમ કરતાં પોતાની જીંદગીના સાથી, પોતાના સુખ દુખના અંગી, અને પોતાના ઘરની રાણી તરીકે એક ઓરતની ખાસ જરૂરત મરદોને પડવા લાગી.

૬. જ્યારે એક પ્રજા અતી ઘણી મોજીલી, અતી ઘણી લંપટ-બાજ, અને બળહિન બાયલા જેવી બને છે, ત્યારે તે ગમે એવી બળ-વંત અને જોરવર હોવા છતાં, નિતીભંગ બની પડી ભાગે છે.

કાઇબી બળવંત પ્રજા એવી રીતે અચણુચ પડી ભાગે, એ સાદી નજરનાં આદમીઓને એક ચમતકાર સમાન લાગે, એ બનવા જેગ છે. પણ એ બનાવ વૈદક શાસ્ત્રની નજરથી જોતાં સેહજબી અજાયેબી ઉત-પંન કરે એમ નથી. દેખાઇતું છે કે મોજ શોખ, લંપટબાજી, અને વ્યભિચારી જીંદગીના બનાવો, એવી પ્રજાના "શારિરીક—તંતુ" એટલે 'નર્વસ સિસ્ટમ' (nervous system) ઉપર જે સખત પ્રકારની નાશકારક અસર કરે છે, તેનું બેશક એ પરિણામ હોય છે. વ્યભિચારી અને વિષયી જીંદગી, કાઇબી કોમના સંસાર સુખ અને આલ્હાદનો નાશ કરતા છે; એટલુંજ નહિ પણ એવી કોમ ગમે એવી મહાંન પ્રજા સમાન હોય, તોપણુ તે અંતે પડી ભાગે છે. મહાંન રોમ, પ્રખ્યાત ગ્રીસ, અને (૧૪ મા અને ૧૫ મા લુઇના અમલમા) બળવંત ફ્રાંન્સ, એ સર્વેની પડતીના મુળ કારણો એજ હતાં.

આ તર્કમાં સહેજબી સરાહગાત નથી. મોહટાં શેહેરોમા વસ્તી પ્રજાઓ હંમેશાં મોજ શોખ અને ફિશીઆરીમાં પડેલી હોય

છે. એવાં શેહેરો આદમીને હલકી નિતીના બનાવનારાં, અને તેમના શારિરીક તંતુની ખરાબી કરનારાં હોય છે. ત્યાંન તંતુની એ ખરાબી તબિબી ભાશામા ' ન્યૂરોસીસ ' (neurosis) ને નામે જણુાયેલી છે. પ્રાચીન કાળના બેબિલોન, નિનેવે, અને રોમની તવારીખ, તેમજ આજના જગ જાહેર મોહટાં અને માનીતાં શેહેરોની મોજીલી જીંદગીની હકિકત, એ દાખલા પુરા પાડે છે.

૭. જવાંની શરૂ થતાંજ જોબંનનો બહાર ખિલવા માંડે છે. જ્યાં સુધી જવાંનીની શરૂઆત થતી નથી, ત્યાં સુધી પ્યાર કે પ્રીતના જોસની હસ્તીનું સેહજબી ભાંન કે ખ્યાંન, સ્ત્રી કે પુરૂશને બિલ્કુલ હોતું નથી. પણુ જવાંની જેમ જેમ આગલ વધતી જાયે છે, તેમ તેમ કામનો જુસ્સો અટકી નહિ શકે એવું રૂપ ધારણુ કરે છે, અને છેવટે કોઇનિબી વશ થઈજવા તે અતી આતુર બને છે.

૮. ખરા પ્યારનો જોસ પાર વિનાનો હોય છે. ખરા પ્યારની હદ પણુ તેટલીજ હોય છે. જવાંનીના બહારની શરૂઆત થતાં જે પ્યાર પ્રગટે છે, તે પ્યાર હમેશાં હવસના જુસ્સા વિનાનો નિર્દોશ, અને પવિત્ર વલાંણુવાલો હોય છે. પણુ જેમ જેમ જવાંની વધતી જાયે છે, તેમ તેમ પ્યાર પ્રબળ બનતો જાય છે, અને ત્યારે આદમીના અંતરમાં એક નવી શક્તિ જન્મ પામે છે. એ નવી શક્તિ તે કાંઈજ નહિ પણુ ' મનોવિકાર ' હોય છે, જે આદમી પહેલીજ વાર અનુભવે છે. આ વિકારની શક્તિ ઘણીજ ભયંકાર અને જોખમ ભરેલી હોય છે, જે આદમીની જીંદગીને ધાસ્તીભરી હદ ઉપર ધસડી જાયે છે. પરીણુામ એનું એ આવે છે, કે એવું આદમી (સ્ત્રી કે પુરૂષ જેબી હોય તે) પોતાની હાલતની, પોતાના દરજ્જાની, પોતાની તેમજ પોતાના ખેશ–કુટુંબની ઇજજતની કાંઇબી દરકાર કરતું નથી, અને જેને તે ચાહતું હોય, તે ગમે એવું હલકું.

અને પોતાના કરતાં વધારે મુફલીસ કે નાલાએક હોય, તે છતાં તે પોતે તેવા આદમીને સ્વાધિન થાયે છે.

### ELOPEMENT.

## નહાસી જવું, યા નિકલી જવું !

આવી જાતના સંજોગમાં સપડાયલું એક આદમી (સ્ત્રી યા પુરૂશ), પોતાના ભવિષની ખુવારી પોતેજ કરે છે. જો તે સ્ત્રી હોય છે, તો તે કોઇ પાખંડી લંપટબાજ પુરૂશની ફુસલવણીનો ભોગ થઈ, તે ઘણી સાથ અયોગ્ય સંબંધમાં પડે છે; યા તો તેની ઉપર ભ્રમિત થઈ, તે તેની સાથે નાહાસી કે નિકલી જાય છે. જો તે પરણેલી હોય છે, તો તે પોતાના પતીનું ઘર છોડી પર પુરૂશ સાથ ચાલી જાયે છે. એવા બનાવો સાધારણ બનતા અને સંભલાતા રેહ્યા છે, જેને ઈંગ્રેજી ભાષામાં 'ઇલોપ્મેન્ટ' (elopement) ને નામે ઓળખવામાં આવે છે.

### DOUBLE-MURDER.

## મારી 'ને મરવું !

તેમ જો બનતું નથી તો તેથીબી વધારે ભયંકાર બનાવ બનવા પામે છે. નાસિપાસી અને નાઉમેદીની ધુનમા, એવું આદમી પોતાના મગજની શાંતિ અને સમતોલપણુ ગુમાવી દે છે, અને એક જાતના દિવાનાપણાની બિમારી તેને લાગુ પડે છે. આ દિવાનાપણુ તકલીદી કહેવાયે છે, અને તબિબો તેને 'ટેમ્પરરી–ઇન્સેનિટી" ( temporary-insanity ) ને નામે ઓલખે છે. એવા દિવાનાપણાની ધુનમાં અનેક ભયંકાર ભુલો, એવાં આદમીઓ કરતાં સંભળાયાં છે, તેમજ જણાયાં પણ છે. એનું પરીણામ એકાદ ખુન કરવામાં, યા પોતાના જીવનો આપઘાતથી નાશ કરવામાં, યા "મારીને મરવામાં" આવે છે. છેલ્લા પ્રકારના ખુનને "ડબ્લ–મર્ડર" ( double murder ) કહે છે.

## કુછંદીનો પ્યાર. તેની ખાસિયતો.

સ્ત્રીને ભ્રમિત કરી નહસાંડી લઇ જનાર હંમેશાં કુછંદી હોય છે. કુછંદીનો પ્યાર કદીબી સાચો હોતો નથી, એ જાણવા જોગ સાચી બીના છે. વિના શકે આ વાત નિર્દોશોએ સાચી જાણવી, કે કુછંદી પુરૂશોમાં હંમેશા બે ખાસિયતો હોય છે. [૧] એક તો ઉદાર હાથે પૈસા ખરચી, સાંમાને ભંભેરી ભ્રમિત કરવું; અને [૨] પોતાની પ્રીત ગમે એવી ડોલધાલુ અને ખોટી હોય, છતાં તેને ઘણા મીઠા મોહક શબ્દોનું રૂપ આપી, પોતાના ધારેલા ભોગને પ્રુસલાવી ફસાવવું. કમનસીબે આ બંને યુકતીઓ જવાંનીની બહારમા આવેલી બિનઅનુભવી અબળાઓને ભમાવવામાં હમેશાં ફતેહમંદ નિવડે છે. પણ કુછંદીનો પ્યાર કદીબી સાચો હોતો નથી, અને વળી તે લાંબો વખત નિભતો પણ નથી.

× × ×

સાચો પ્યાર જુદાજ પ્રકારનો હોય છે. સાચા પ્યારનું સ્વરૂપ અતી નિરમળ હોય છે. સાચો પ્યાર નિતી અને મનના સદગુણો ઉપર રચાએલો હોય છે, અને તેની કસોટી એજ છે, કે તે સુખમા જેમ આનંદ પામી મોજ મેલવે છે, તેમજ દુઃખ, સંકટ, અને વિપ્તીમાં પણ તે અંતઃકરણથી ભાગ લઇ, તેનો ભાગીદાર બને છે. એટલુંજ નહિ પણ ઘણીક વાર તો તે પોતાના જીવનો ભોગ પણ આપવા રાજી થાય છે. કોઇબી પ્રકારની આફત સામે ટક્કર ઝીલવા, સાચો પ્યાર હમેશાં તતપર રહે છે. કોઇબી પ્રકારની હરકતો અને અડચણોને દુર કરવા તે હિંમતથી તઇયાર રહે છે. તે દુશમનથી કદીબી ડરતો નથી, અને હિંમતનો અંશ તેમા હમેશ કરતાં વધારે રહે છે. ઘણીક વાર તે મહા પરાક્રમો કરે છે, પણ જો તેના ભિતરમાં સેહજબી અનિતીનો અંશ આમેજ થયલો હોય છે,

તો તેમા અદેખાઇ પ્રગટી નિકળે છે, અને તેમ થતાંજ તે સતવર પોતાનું અસલ રૂપ ખોઇ દે છે.

× × ×

નબળાં મનવાલાંઓના પ્યારની હાલત વળી જુદાજ પ્રકારની હોય છે. એક દ્રઢ મનવાલાંના પ્યારથી તે કેવળ જુદાજ રૂપનો હોય છે. નબળાં મનવાલાંઓની પ્રીત હમેશાં બદનામ કરે છે, અને સામા ધણીને તે બદનામીનો કલંક લગાડે છે. કારણકે નબળાં મનવાલાંઓનો પ્યાર હમેશાં મોહટે ભાગે કલ્પીત કલ્પનાથી ભરેલો હોય છે. તેના તમામ મનોભાવ અતી ઘણા તિવ્ર હોય છે. એવાંઓ જ્યારે પ્રીત અને પ્રેમમા નિષ્ફળ થાય છે, યા તો તેમના પ્યારને જ્યારે દગો થાય છે, અને બરોબર રીતે તેમને તેમની પ્રીતનો બદલો મલતો નથી, ત્યારે નિરાસીના આવેશમા એવાંઓ મોહટે ભાગે આપઘાત કરે છે.

સાચા પ્યારના પરાક્રમો સામા ધણીના વખાણ અને પ્રશંસાને પાત્ર હોય છે. ઘણીક વાર તે માનને લાયેક ગણાય છે.

× × ×

## મરદોની મરદી અને નામર્દી.

મરદ પોતાની મરદાંનગી માટે જણાયેલો છે. મરદાંનગી, એ મરદમાં મરદીની હસ્તી દાખવનારી નિશાણી છે. મરદાંનગી, એ મરદમાં ઘરડાઓનું ઘડપણ, અને જવાંનોની જવાંની વચેના તફાવતનું ખરેખરૂં પ્રમાણ અચુક દેખાડે છે. મરદાંનગી વિનાનો મરદ, નામર્દ ગણાય છે. નામર્દી મરદની આરોગ્યતાને નુકસાંન કરે છે, અને મગજની તાજગી, મનની ચળવળ, અને જાતી વિશ્વાસને ખરાબી કરે છે. આ ખરાબી ઉંમર અને વ્યભીચારના પ્રમાણમાં થતી રહે છે.

મરદોની મરદી એ તેમની જીંદગીનું જીવન છે. મરદી વિનાનો પુરૂશ સુર્યના તેજ વિનાના એક અંધકાર દિવસ સમાન છે. જીંદગી તેને ઝેર જેવી કડવી થઇ પડે છે. દુનિયા તેને મનથી અકારી થઈ પડે છે.

મરદની મરદી જો કાંઇક કારણે અચણુચ બળહીન થઇ જાય છે, અને મરદ તેથી નામર્દ બની જાયે છે, તો ઘણીક વાર પરીણામમાં એવાં માનસને 'મૅલંન્કોલિયા' ને નામે જણાયેલી બિમારી લાગુ પડે છે. તેમ જો થતું નથી, તો મરદીમાંથી ગયલો મરદ પોતાની જીંદગીની મિઠ્ઠામા મિઠ્ઠી મોજની લેહજત ખોઇ દીધાથી તેને ઉપજતી નિરાસી, અને નાસિપાસીના સબબને લીધે, તે આપઘાત કરી પોતાની જીંદગીનો અંત લાવી મુકે છે.

## મૅલંન્કોલિયાની બિમારી પીછાંનવાની રીત.

મૅલંન્કોલિયાની બિમારી ઘણી વાર જીવલેણ થઈ પડે છે. આ બિમારીની બારીક તપાસ આ પ્રસંગે ન લેતાં, તેની થોડીક નિશાણીઓ વિશે ખુલાસો કરેલો ઠીક થઇ પડશે.

આ બિમારી જ્યારે ઉપર લખેલા કારણે લાગુ પડે છે, ત્યારે દરદી દિગમુઢ બની શોકાતુર થઇ ગયો હોય, એવો થઈ પડે છે. કોઇ-નાબી બોલાવ્યાથી કે રીજવ્યાથી તે રીજીને રાજી થતો નથી. ગમે એવા હસવાના ઢોંગ કીધા છતાં તેના મન ઉપર કાંઇબી એવી અસર થતી નથી, કે જેથી તે હસીને ખુશી થાય. તે કોઈ ઉંડા વિચારમાં પડયો હોય, તેવો દેખાય છે. દુનિયાની હસ્તીને તે ભુલી ગયો હોય, એમ લાગે છે. 'મુગો મંતર' બની, ડોળા ફાડી, કાંઇબી મતલબ વગર તે હવામાં ટિકતો રહે છે. કોઇનીબી હાજરીથી તે દુખી અને નારાજ થતો દેખાય છે, અને પોતે હમેશાં એકાંતમાં તનાહ રેહવાનું વધારે અને વધારે પસંદ કરે છે. તેની ભુખ બિલકુલ મરી જાય છે. રાત સારી બેચેની અને તાશવિશમા તે કાહાડે છે, અને નિરાસીના ઉંડા દમ તે ભરતો જણાય છે.

મનની હાલત બગડવાથી કોઇ વાર જીવ ઉપર આવી તે પોતાની દુખી જીંદગીનો અંત લાવવા આપઘાત કરે છે. કોઈબી રીતની મનાવટ કે સમજાવટથી દરદી આપઘાત કરવાથી પરહેજ રહતો નથી. આપઘાત કરવા માટે દરેક તકનો લાભ લેવા, એવો દરદી હમેશાં ઇન્તેજાર રહે છે, અને પેહલ્લીજ તક મલતાં તે પોતાની જીંદગીનો છેડો લાવી મુકે છે.

મૅલંન્કોલિયાની બિમારીની અતી ઘણી ઉપર ટપકેની નિશાંણીઓની આ માત્ર નોધ અતરે લીધી છે.

## મૅલન્કોલિયાની નરમ પ્રકારની બિમારી.

અગર જો એવી સખત પ્રકારની પિડાકારી દરદીને લાગુ પડતી નથી, તો તેથી દરદીની તબિયત ઉપર બિલ્કુલ કાંઈબી અસર થતી નથી, એમ જવલેજ બને છે. જો 'મૅલંન્કોલિયા'ની બિમારી ગંભીર પ્રમાણ (acute form) મા લાગુ પડતી નથી, તો એજ દરદને લગતી નરમ પ્રકારની નિશાંણીઓ દરદીમાં પ્રગટી નિકળે છે. તેવે સમે દરદીઓ બળિયેલ, ચિરડાઉ, અદેખા, હિચકારા, અને સ્વમાન વિનાના બની જાય છે. તેમની આગલી હાલત બિલ્કુલ બદલાઈ જાય છે. તેમની આગલી ઝેન અને ચંચલાઈ તથા ચપલાઇ જતી રહે છે, અને તેઓ મુઢ જેવા દેખાય છે.

## સ્ત્રી–પુરૂશના પ્યારનો ખેલ!

કાંમવિલાસમા સ્ત્રી કરતાં મરદ વધારે ભોગી હોય છે. મરદની કામ ઇચ્છા, સ્ત્રી કરતાં વધારે મોટા પ્રમાણમાં ખિલેલી હોય છે, એમાં તો જરાએ શક હોતો નથી. જવાંનીનો બહાર ખિલ્યા પછી, મરદની લાગણીઓ સ્ત્રી તરફ હમેશાં ખેંચાતીજ રહે છે. મરદનો પ્યાર વિષયી હોવાને લીધે, સ્ત્રીની ખુબસુરતી, સ્ત્રીના હાવભાવ, અને સ્ત્રીના નાજ નખરાંની તેને મોહીની લાગે છે, અને તેનું તમામ ચિત સ્ત્રીની તરફજ દોડતું રહે છે. કામ વીલાસની ધુનમા તે તેણીને

મેલવવા, અને તેણીને જીતવા અનેક યોજનાઓ રચે છે. પણ તેનો કામ કેવળ તકલીદી હોય છે. તકલીદી હોવા ઉપરાંત વળી તે કેવળ મતલબી પણ હોય છે, કેમકે એક વખતના મિલાપ પછી, તેના મનની મનોવૃતી કુદરતના નિયમ પ્રમાણે બિલ્કુલ મંદ પડી જાય છે, અને તેનુ ચિત તરતજ બીજી નવી નવાઇઓ તરફ દોડે છે.

## કેળવાયેલી સ્ત્રીઓની ખાસિયત.

સ્ત્રીઓ જો કેળવાયલી અને શારિરીક તેમજ માનસિક હાલતે નિરરોગી હોય છે, તો તેઓ કદીબી વિષયી ખવાસની, કે લંપટી ખાસિયતવાલી હોતી નથી. જોકે અપવાદનો કાયેદો કુદરતને પણ લાગુ પડે છે, પણ આ બનાવમાં સ્ત્રી જવલેજ ક્રિયાકારક વૃતીની (active) હોય છે. સ્ત્રીની કામવાસના ગમે એવી તિવ્ર હોવા છતાં, કદીબી તે પોતાની ઇચ્છા મરદને જાહેર થવા દેતી નથી, એ કુદરતનો એક મહાન ભેદ છે. મરદ જ્યારે ક્રિયાકારક (active) હોય છે, ત્યારે સ્ત્રી હમેશાં શિથિલ યાને મંદ (passive) હોય છે. સ્ત્રીનો કામ ગમે એવો ભડકેલો હોય, તોપણ તેણીના સહનશિલપણાને લીધે, તે તેને તાબેમાં કરી શકે છે, અને કદીબી તે પોતાની ઇચ્છા પુરૂશને જાહેર કરતી નથી. એ તેણીના ખાનદાનની, તેમજ તેણીએ સંપાદન કરેલી કેળવણીની અસર હોય, યા તો સ્ત્રીના મન ઉપર કુદરતે મારેલા કોઇ ગુપ્ત છાપની અસર હોય.

સ્ત્રીનો પ્યાર પુરૂશ કરતા વધારે પ્રબળ હોય છે. આગલ જોયું છે, કે પુરૂશનો પ્યાર વિષયી છે, પણ સ્ત્રીનો પ્યાર પુરૂશ જેવો હોતો નથી. સ્ત્રીનો પ્યાર પરમાર્થિક હોય છે. પુરૂશ સ્ત્રીને પહેલાં પોતાની પરણેતર તરીકે ચાહે છે, અને ત્યાર પછી તે તેણીને પોતાના ફરજંદોની માતા તરીકે ચાહે છે. સ્ત્રી પોતાના ખાવિંદને પોતાના જીગરમાં પહેલી જગ્યા એક ખાવિંદ તરીકે આપતી નથી, પણ પોતાના બાળકના બાપ તરીકે તેને અથાગ અને અનંત પ્યારથી ચાહીને

પોતાના જીગરમાં તેને પેહલ્લી જગ્યા આપે છે, અને ત્યાર પછી તે, તેને પોતાના ખાવિંદ તરીકે ચાહે છે.

સ્ત્રી એક મરદને તેના શારિરીક ગુણો માટે કદીબી ચાહતી નથી, પણ તેના માનસિક ગુણોને ચાહે છે. એક બાળકની માતા પોતાનો પ્યાર પોતાના બાળક અને ખાવિંદ બંનેને વહેંચી આપે છે. સ્ત્રી પોતાના બાળકમાંજ પોતાનું સર્વસ્વ સમજે છે. સ્ત્રી પોતાના બાળકની હસ્તીમા પોતાનું જીવન, પોતાના બાળકના સુખમાં પોતાનું સુખ, અને પોતાના બાળકના દુઃખમાં પોતાનું દુઃખ સમજે છે. એ ખરો પરમાર્થિક પ્યાર કહેવાય છે.

સ્ત્રી પોતાના અથાગ પ્યારથી પુરૂશને ચાહે છે. સ્ત્રીને મનથી પ્યાર એ જીંદગીના જીવન સમાન છે. પુરૂશને મનથી પ્યાર, એક જીંદગીની મોજ અને શોખ, તથા જીવને બહેલાવનારાં રમકડાં સમાન છે.

પ્યારમાં સંકટ કે આફત પડયાથી પુરૂશનું દીલ તુટી જાય છે; પણ પ્યારમાં સંકટ કે આફત આવી પડયાથી સ્ત્રીની આખી જીંદગી પાયમાલ થાય છે, અને તેણીના સુખની ધુલધાની થાય છે.

આ ખરેખર એક જાણવા જોગ સવાલ ઉભો થાય છે, કે કુદરતે આવી રીતનું માનસિક બુદ્ધિબળ સ્ત્રીને આપ્યા પછી, એક સ્ત્રી શું જીંદગીમાં બે વાર કોઇબી પુરૂશને ખરા પ્યારથી ચાહી શકે? એ ખરેખર એક 'સાઇકૉલોજીકલ' સવાલ ઉભો થાય છે.

## મરદો ઓરતના ગુલામ કાં બને છે?

મરદો પોતાની વિષયી ખાસિયત અને ખવાસને લીધે, ઓરતોને વશ થઈ રહેવાની નબળાઇ દેખાડે છે. મરદ જેમ જેમ નબળો પડતો જાય છે, તેમ તેમ તે વધુ લંપટી બનતો જાય છે, અને જેમ જેમ તે વધુ લંપટી બને છે, તેમ તેમ તે સ્ત્રીની મરજીને વધુ અને વધુ તાબે થઇ, તેણીના કહ્યા પ્રમાણે તે તેણીના એક ગુલાંમ તરીકે સંસારમાં વસે છે.

વૃધ ઉમરે વધુ વિષયી અને મોજીલા બનવાના કારણે, મહાંન રાજ્યો અને પ્રજાની જે પડતી આવી હતી, અને જગત આશકાર કોમોને મુફલેસી હાંસલ કરવી પડી હતી, તે આ ઉપરથીજ જણાઈ આવે છે. તવારીખમાં નોધાયલા બનાવો આ વાતને મજબુતીથી ટેકો આપે છે, કે મહાંન રાજકરતાઓ અને પ્રખ્યાત રાજદ્વારીઓ, જેઓ ઘણીક વાર ઓરતોના ગુલાંમ બની રેહ્યા હતા, તેનું કારણ એજ હતું, કે તેમના શરીરને તેમના વિષયી ખવાસને લીધે એક જાતની જબુન પ્રકારની નબળાઇનુ દરદ (neuropathic condition) લાગુ પડયું હતું. આ તેમની દરદી નબળાઇને લીધે, તેઓ પોતાનું સ્વમાન ખોઇ દઇ, સ્ત્રીઓને વશ થઈ રહેતા હતા. ઓરતોના ગુલાંમોની કેવી દયાજનક હાલત!

## મરદો ઓરતના ગુલાંમ શા કારણે બને છે?

### HENPECKED-HUSBAND.

આ વાત એક દરદીની થઈ. પણ સત્રળાજ મરદો કાંઇ એવી નબળાઇથી સ્ત્રીને વશ થઇ પડતા નથી. સ્ત્રી વશ થઈ પડવાનું આ એક ચોકસ કારણ જો કે ગણાયું છે, તે એટલાજ માટે, કે વૈદક શાસ્ત્ર પ્રમાણે મરદના મનની હાલત, અને મનના બળનો ઘાત થયા પછીજ, મરદ પોતાના મનનુ બળ ખોઇ દેતો જાયે છે, અને એક ગુલામ જેવી હાલતમાં સ્ત્રીને વશ થઇ જીવવામાં, તે એટલાંજ કારણે મોજ મેલવતો જણાય છે, કેમકે તે પોતાનું સ્વમાન ખોઇ દીએ છે.

ઓરતના બની રહેલા ગુલાંમોની આ આવી હાલત, વૈદક શાસ્ત્રની નજરે જોતા માલમ પડે છે. બીજા કારણોમા એક જાણવા જોગ કારણ તે મરદના મનની ડગમગતી યાને ધચુ–પચુ હાલત હોય છે. આ વાત ખરી છે, કે સ્ત્રી એક લોહચુંમ્બકની શક્તિ ધરાવનારી જીવતી મુરતી છે, જે લોખંડ (મરદ)ને અટકાવી શકાય નહિ એવા બળથી

પોતાની તરફ ખેંચે છે. નબળું લોખંડ (નબળા મનવાલો મરદ) આવી રીતે લોહચુંમ્બક (સ્ત્રી) તરફ ધસડાઇ તણાઇ જાય છે, અને એવી રીતે તે પોતાની નબળી મનશક્તિની મોહોકાણમા, સ્ત્રીનો ગુલાંમ થઈ, તેણીની પ્રીત ખાતર પોતાનું સ્વોતંતમ સ્વમાન ખોઇ દે છે.

મરદોનો શારિરીક ખવાસ એવોજ હોય છે. અને કમનસીબે એવા ખવાસને લીધેજ, સ્ત્રીઓને મરદ ઉપર એટલો બધો લાભ લેવાનું સેહલ થઇ પડે છે. કુપાત્ર સ્ત્રીઓ તેનો લાભ લેવાને ચુકતી નથી, અને તેથી નબળાં મનવાલા પુરૂશોની સ્ત્રીઓના ગુલામ બની રેહવાની સરજત ફેરવાતી નથી.

આવા મરદોથી દુનિયા કાંઇ ખાલી પડી નથી. બ્રેઝીલના મધ્ય ભાગમા વસતા જંગલી મરદો—ઇન્ડીયનો—પોતાની સ્ત્રીઓના એવા નમાના ગુલાંમ બની રેહવા માટે તવારીખમા નોંધાયલા છે, કે તેઓ પોતાની સ્ત્રીઓના પડતા બોલો, અને ફરમાન બજાવી, તેમને માન આપે છે.

સુધરેલી દુનિયાના ઘણાક વગવસીલાવાલા, માતબર અને મુફલેસ મરદોની પણ એવી દયાજનક હાલત, ઘણીક વાર સંતાપ સાથ સંસારમા જોવામા આવે છે. કોઇ પણ નાત–જાતના મરદોમા, ઓરતના ગુલાંમો ઘણા નહિ તો થોડાબી હશેજ હશે? કેમકે તેઓ પોતાના મનની નબળી હાલતને લીધે, પોતાની સ્ત્રીને વશ થઈ, તેઓના ગુલાંમ બની જવામા જરાએ શરમાતા નથી. ઇંગ્રેજીમા એવા ખાવિંદોને Henpecked Husband કહે છે. આપણુ તેમને ઓરતના ગુલાંમ તરીકે ઓલખીયે છીયે.

વલી ત્રીજુ એક કારણ ઓરતના ગુલાંમ બનવાનુ જે ગણાયું છે, તે એ છે, કે લંપટી ખવાસના કામાંન્ધ ખાવિંદોની મરજીને તેમની પરણેતરો સંતોશ પમાડતી હોવાને લીધે, પરીણામમા તેઓ પોતાની

પરતરોના ગુલાંમ બની રહે છે. માનસિક શાસ્ત્રની નજરે જોતાંજ ઓરતના ગુલાંમનો આવોજ હિસાબ નજરે પડે છે.

રાજાઓ અને સુર વીરો જે મોહટાં મોહટાં રાજ ચલાવતા, અને સુર વીરો જે યુદ્ધના મેદાંનમા ધરતીને ધ્રુજાવતા, તેઓ ઓરતોના ગુલાંમ એજ સબબે બની રેહેલા હતા. તવારીખે એ વાત છુપી રાખી નથી.

એક વિદ્દવાંન લેખક એ વિશે નિચલા સખુનો લખે છે:—

"† The greater the sexual passivity and coldness of the women, the more readily does she gain dominion over the man. * * * A favourite means for this purpose is the practice of '*coquetry*,' which can also be defined as the activity of women in fettering men to themselves, and in bringing them under feminine dominion."

એ સિવાય બીજા કારણોનો હિસાબ આ પ્રસંગે કરવો અપ્રસંગોપાત હોવાને લીધે, અતરે એ સવાલ અધુરો મુકીશું.

## નિમખહરામ પરણેતરોનું કાયેદાના હાથમાંથી છટકી જવું.

અનિતીને મારગે ઉતરી પડેલી, તેમજ વ્યભિચારી નિતીભંગ પરણેલી સ્ત્રીઓની નિર્લજ વર્તણુકનો સવાલ, રહી જવો જોઇતો નથી. ખરૂ જોતાં એવી સ્ત્રીઓને કાયેદાએ સખતમાં સખત સજા કરવી ઘટે છે. પણ અફસોસ જેવું એ છે, કે કાયેદો જનાકારી કરનાર નિમખહરાંમ પરણેલી સ્ત્રીઓને સજા કરતો નથી, અને સર્વ ગુનાહનો

† Ivan Bloch.

બોજો તેને ફુસલાવનાર મરદને માથે પડે છે. એક નિમખહરાંમ પરણેતર પોતાના જાર કર્મથી તે પોતાની ઈજ્જતનીજ ખુવારી કરતી નથી, પણ તે પોતાના કુટુંબની ઈજ્જતની, અને કુટુંબની સાથે પોતાના ખાવિંદ અને બચ્ચાંની પણ તેટલીજ ખરાબી કરે છે. એવી કુપાતર સ્ત્રીઓ પોતાના બાપદાદાના નામને કલંક લગાડે છે, કેમકે ઘણીક વાર એવી ખાસિયતો તોખમની તાસીર તરીકે ઓથે ઉતરતી રહે છે.

## કુંવારી સ્ત્રીઓ અને કુંવારા પુરૂશો.

કુંવારી સ્ત્રીઓ અને કુંવારા પુરૂશોની નિતીભંગ હિલચાલ, જનાકારીનું ડરામણુ અને સંસારની ખુવારીનું એક ભયંકાર રૂપ છે. એવાંઓને માટે ઘણું લખી શકાય એમ છે. એટલુંજ કહેતું પુરતું છે, કે કુંવારી સ્ત્રીઓએ પોતાની અમુલ્ય હાલતને એટલી બધી હલકી અને નબોજી રીતે ખુવાર કરવી નહી. તેઓએ પોતાના મનના બળ ઉપર, હજારો લાલચ સામે કાબુ રાખી રહેતું ઘટે છે, અને દરેક રીતે લાજવંત બની મર્યાદશીલ અને નિર્ભિમાન બની, કુછંદી પુરૂશોાથી પોતાની ઇજ્જતનો બચાવ કરવો ઘટે છે.

સ્ત્રીઓ માટે અતરે વધુ લખતું અપ્રસંગોપાત છે. વળી પુરૂશો માટે અતી લંબાણુથી અત્યાર આગમચ લખાઇ ગયું છે, એટલે એ વિષય હવે પડતો મુકી, એક નવીજ બાબદ ઉપર હું વાંચક મિત્રનું ધ્યાંન ખેચુ છું.

લા૦ દુવાગીર,

*D. M. P.*



# પત્ર ૧૭ મું.

## મોહિનીના ચેટક !

‘ ફેટિચિઝમ. ’



**FETICHISM.**



મારા મેહુરબાંન મિત્ર—

‘ ફેટિચિઝ્મ ’ શબ્દ એક નવીજ બાબદને લગતી બીના સુચવે છે, કે જે વિશે મે મારાં આગલાં પુસ્તકમા કાંઇબી ઈશારો આજ સુધી કરેલો નથી. એક ગુજરાતી શબ્દ કોશ અંદર એ શબ્દનો અર્થ ‘ અધમ મુરતી પુજા ’ એમ લખ્યો છે. આ બાબદને વિદવાંન તબિબોએ ઉપાડી લઈ, ઇંગ્રેજી વૈદક શાસ્ત્રમા અનેક નજરથી તેનુ અવલોકન અને અભ્યાસ કીધા પછી, તબિબી દફતરે તેની નોંધના બનાવો નોંધી, જાહેરની જાણુ માટે પ્રસિદ્ધ કીધા છે.

આ ફેટિચિઝ્મ શબ્દનો અર્થ મારા વાચનારાંઓની સગવડને ખાતર, સાદી અને સરલ ઈબારતમા કરવાની જો હું તજવિજ કરૂ, તો એ શબ્દનો હું એટલોજ અર્થ કરૂ, કે “ પ્યારથી બગડેલી મનની હાલતને લીધે લાગેલું ચેટક.”

હવે એ ચેટકો કેવી કિસમના છે, અને વૈદક શાસ્ત્રમા તે કેવી રીતે રજુ થયાં છે, તેની વિગત જાણુવા જોગ છે.

"પ્યાર આંધલો છે," એ કહેતી અજાણી નથી. એ પ્યારની અગનમા જેઓ જલતાં હોય, તેમને થતી પિડાકારીનો ખિયાલ પારકાંઓને કોઇબી સંજોગ વચ્ચે કદીબી આવી શકે એમ લાગતું નથી.

પ્યાર અને હવસ વચ્ચે શું તફાવત છે, અને કેટલો તફાવત છે, તે આગલ જોઇ લીધું છે. પણ માનસના મન ઉપર તેથી જે કાતીલ અસર થાય છે, તેના પરીણુંમની નોંધ ખરેખર આ પ્રસંગે લેવી ઘટે છે. પારકાંઓની નજરમા એવાંઓ જો કે મોહટી હાંસી અને નાલેસીમા આવી પડે છે, બલકે પોતાના વિચીત્ર લક્ષણથી તેઓ પારકાંઓનો ધિક્કાર પોતાની તરફ ખેંચી લીયે છે, છતાં પોતાના કરતવ્યને સુધારવા જેટલો અંકુશ તેઓ પોતાના મન ઉપર જરાબી રાખી શકતાં નથી. ખરેખર તે એક જાતના ચેટક સમાન હોય છે, અને જેમ અમુક સ્વાદિષ્ટ પકવાંનનો દાંતને ચષ્ટો હોય છે, તેમ એવાં પ્રેમઘેલાં દરદીઓને તે એક જાતનું ચેટક લાગેલું હોય છે.

## મરદોને લાગુ પડતાં મોહિનીના ચેટક !

એવાં ચેટકને તબિબી ભાશાએ "ફેટિચિઝમ"ને નામે ઓલખાવ્યું છે. આ પુસ્તકમા મરદોને લાગતાં કેટલાંક ચેટકો માટે ફક્ત ઉપર ટપટેથીજ લખાંણ કરી, આપણ તેની નોંધ લેઇશુ, અને સ્ત્રીઓને લગતાં ચેટકોની તપાસ કોઇબીજે પ્રસંગે કરીશું. મરદોના મનની હાલતમા કોઇક વખત એવો ફેરફાર થાયે છે, કે જે સ્ત્રીને તે ચાહતો હોય, અને તેની યાદમા તે સંપુર્ણ લીન બની ગયલો હોય છે, ત્યારે તે સ્ત્રીને લગતી દરેક ચીજ તેને એટલી તો વાહલી લાગે છે, કે તે વસ્તુની અંદર તે મરદ તેણીને જીવતી જાગતી જોતો હોય, એમ સમજી તે વસ્તુ સાથ તે વર્તે છે. દાખલા તરીકે અગર જો તે સ્ત્રીના પહેરવેશનો કોઇબી ભાગ એવા દરદીની નજરે પડે છે, યા તે તેને હાથ લાગે છે, તો તેથી તેના મન ઉપર એવી તો અજાયેબ જેવી અસર થાય છે, કે

તે પુરૂશ પોતાની હાલત ભુલી જાઇ, તે વસ્તુને પોતાનાં મનની મુર્તિ–જીવતી માશુક–સમાન સમજી, તેની સાથ તે વર્તે છે.

આવી જાતના કિસમ કિસમના ચેટકોને "ફેટિચિઝમ" કહે છે. તબિબી દફતરે આ દિવાન્યતપણાના દાખલાઓની મોહટાં પ્રમાણમા નોંધો લેવાઈ છે, અને તે ઉપર વિદવાંનોએ અનેક ચરચા ચલાવી છે.

## સ્ત્રીને માટે જુદી જુદી પ્રજાને લાગતાં જુદાં જુદાં ચેટકો!

આ વિશયનો એક ફ્રૅન્ચ વિદવાંન 'તારડયુ' ખાસ અનુભવી ગણાયો છે. તે કહે છે, કે આવી જાતના ચેટકો જુદી જુદી પ્રજાના લોકોની રીત અને વલાંણ પ્રમાણે, તથા તેમના મનની ખાસિયત પ્રમાણે, જુદી જુદી પ્રજાના લોકોમાં ફેરફાર સાથ જોવામાં આવે છે. કોઇ પતલી સ્ત્રીઓને પસંદ કરે છે, તો કોઈ ભરેલાં આંગવાલીને ચાહે છે! કોઇને ગોરી સ્ત્રીનુજ ચેટક લાગેલું હોય છે; તો કોઈ સાંમળા રંગવાલીને ઉતમ પ્રકારની સ્ત્રી ગણે છે! કોઈના મનને એવોજ શોખ હોય છે, કે અમુક જાતનાજ અવાજવાલી સ્ત્રી પસંદ કરવી! કોઇ સ્ત્રીના શરીર કે બાલમાથી નિકલતી અમુક જાતનીજ સુગંધ પસંદ કરે છે; તો કોઈ અમુક ઘાટના હાથ, તો કોઇ અમુક ઘાટના પગનેજ ચાહે છે! અને તેમાજ તે પોતાના મનની મુર્તિને આરાધે છે. હવસ કહો યા પ્યાર કહો, પણ મરદના મનમા લાગેલી આવી ઘેલાઈ ફિઝીયોલોજીના કેટલાંક સિધાંતને વિના તકરારે ખરાં પાડે છે.

## સ્ત્રીના બાલનું મરદોને લાગેલું ચેટક!

એવું આપણ ધાર્યે છીયે, કે મરદોની આવી ખાસિયતોથી ઓરતો મોહટે ભાગે વાકેફગાર હોય છે. આ વાકેફીનુ તેમને કોઇએ શિક્ષણ આપ્યુ હોય, અને તેથી તેઓ મરદોને લાગતાં એવાં ચેટક

વિશે જાણતી હોય, એમ સમજવું નહિં; પણ એવું જણાયુ છે, કે સ્રીજાતને તેનું અંતરજ્ઞાન હોય છે.

ઓરતો પોતાના બાલની જતન કરવા પાછલ અતિશય મેહનત લીયે છે. જેઓની ગુજાસ હોય છે તેઓ પોતાના માથાના કેસને દિપાયમાન અને શોભઇતા બનાવવા, તથા સુગંધી કરવા, પઇસા અને મેહનતનો ભોગ આપવા જરાએ અચકાતી નથી. તેનું કારણ ?

માતાઓ પોતાની દીકરીઓના બાલની કેવી સંભાલથી જતન કરે છે ! ઓરતોના માથાંના બાલ જ્યારે ખરવા માંડે છે, ત્યારે રખે તેઓ બોડકી બની જાયે, તેની ફિકરથી તે કેવી બાવરી અને નિરાસ બની જાયે છે! સ્રીઓ દરેક સ્રીના બાલને કેવી બારીકીથી તપાસી તેમના બાલની અદેખાઇ કરે છે ! સ્રીના સુંદર બાલો ઉપર ઘણીક વાર મરદો મોહી પડયા છે, કેમકે સ્રીના બાલોનુ મરદોને જબરૂ ચેટક લાગે છે.

મરદોને સ્રીઓના બાલના ચેટક લાગવાની વાત જાણીતી છે. ઘણાંક મરદો પોતાની મોહોરદારના, યા કોઈ સ્રી મીત્રના, યા જેણીને તેઓ અનંત પ્યારથી ચાહતા હોય તેના બાલની લટ (tress)ને કાપી લેઇ, તેઓ તે લટને પોતાની પાસે છુપાવી રાખે છે, અને જ્યારેબી તેઓને તક મલે છે ત્યારે, યા તો જ્યારે તે સ્રીની યાદ તેઓને હૈડે હડી આવે છે ત્યારે, તે બાલની લટને તેઓ પોતાની નજર સાંમે પકડી, તેને અનંત પ્યારથી ચુંબન કરે છે; આંખોમે દાબે છે; છાતીએ દાબી સંતોશ પકડે છે.

કેટલાકો તે બાલના ઘડીઆલના છેડા બનાવી, તેમા ઘડીઆલ રાખી, રાત દિવસ સાથે લેઇ ફરે છે. કેટલાકો ઘડીઆલના છેડામા એક નાહની જેવી 'લૉકેટ' અંદર થોડાક બાલોને મુકી, તે ઉપર સંતોશ પકડે છે.

કેટલાકોને એવુંજ ચેટક હોય છે, કે સ્ત્રીના માથાં ઉપર અમુક રીતેજ બાલનો સેંથો હોવો જોઇયે ! કેટલાકો અમુક જાતનાજ બાલને પસંદ કરે છે. કોઇ કરચળીવાલા બાલને સર્વથી વધારે ખુબસુરત ગણે છે ! કોઈ કાળા ભંમર જેવા રંગના બાલ પસંદ કરે છે ! કોઇને સોનેરી રંગના બાલનુજ ચેટક હોય છે ! તો કોઇને જુદોજ રંગ આંખને ઉડી વાગે છે !

## એક ઇંગ્રેજને લાગેલી બાલની મોહિની.

“ એક તવંગર યુરોપીયન ગ્રહસ્થને સ્ત્રીના બાલનું અજબ જેવું ચેટક લાગ્યુ હતું. કોઇબી ખુબસુરત બાનુના બાલને કાંસકી અને ‘બ્રશ’ વડે ઓળવાનો તેને જબરો શોખ લાગ્યો હતો ! આ સબબે તેણે એક ખુબસુરત ઓરતને પોતાને ત્યાં નોકરી રાખી, અને જ્યારેબી પોતાને ફુરસદ મળતી ત્યારે તેણીને બોલાવી તે એક સુંદર ખુરસી ઉપર બેસાડતો, અને તેણીના બાલને પોતાના હાથમા લેઇ, બ્રશ અને કાંસકી વડે તે ઓળતો, અને તેણીના બાલોમાં પોતાના હાથના આંગળાં ખોસી તે મોજ મેલવતો ! આવી કિસમના ચેટકમા તે પોતાની જીંદગીની મોહટામાં મોહટી મોજ સમજતો હતો.”

## સ્ત્રીના હાથ અને પગનું ચેટક !

ઘણીક વાર સ્ત્રીના ઘટમદાર હાથ અને પગનો ઘાટ, મરદોના ચિત ચકિત કરે છે, અને તેઓ અમુક ઘાટના હાથ, અને પગ ઉપરજ મરી ફિટે છે. એક સ્ત્રી દેખાવલી કે ઘટમારી માલમ પડતાં, ઘણાક મરદો તેણીના પગના ઘાટને જોવાં ઘણાજ ઇન્તેજાર બની રહે છે ! અને તે સ્ત્રીના પગના ઘાટને જોઇ તેઓ મોહટો સંતોશ મેલવે છે ! પ્રેમઘેલાઓને લાગેલાં આવાં ચેટકને લીધે, સ્ત્રીઓના પગને ઘણીકવાર તેઓ પોતાની આંખોમા દાબે છે, યા તો ચુંબંન કરી પોતાનુ ચેટક સંતોખે છે. સ્ત્રીઓના હાથના બાબમાં પણ તેવાંજ ચેટક મરદોને લાગેલા માલમ પડયાં છે.

## અસાધારણ મોટાં નિતંબવાળી સ્ત્રીજાતની પ્રજા.



**Steatopygia.**

'બુશમેન' નામે જણાયલી પ્રજાની સ્ત્રીઓમા શરીરની આવી હાલત સાધારણ હોય છે.

ઘણીક વાર સ્ત્રીના મરોડદાર હાથના સુંદર ઘાટે, તથા આંગળાં, અને હાથના બાંધાએ, મરદોના દીલ જીતી લીધેલાં જણાયાં છે. એવા ઘાટમારા હાથો સામા ધણીના અંતરમા પ્યાર પ્રગટ કરનારા માલમ પડયા છે. વિદ્દવાંન તબિબ બીનેટ એક જવાંન માનસ માટે પોતાની નોંધ ટપકાવે છે કે:—"એક જવાંન પુરૂશ, કોઇબી સ્ત્રીના ઘાટમારા હાથ જોતાંજ, તેણીની સંગત અને પિછાંન કરવાના તે વળખાં મારતો હતો, અને કોઈબી રીતે તે સ્ત્રીના ખુબસુરત હાથને 'શેક-હૅન્ડ' કરવા માટે, તે હંમેશાં અનેક તજવિજો કરતો હતો."

## સ્ત્રીના શરીરના જુદા જુદા ભાગોના મરદોને લાગતાં ચેટક!

સ્ત્રીના નિટંબ યાને કુલ્લાંનો ભાગ પણ એવીજ કિસમના ચેટક મરદોને લગાડતો જણાયો છે.

†સ્ત્રીના નિટંબની મોહિનીના ચેટકના દાખલા પણ અનેક નોંધાયા છે. સુધરેલા દેશની સ્ત્રીઓમા સ્ત્રીના શરીરનો એ ભાગ ઝાજો ખિલીને બાહાર નિકલી આવેલો હોતો નથી. આવી શારિરીક રચના યુરોપીયન સ્ત્રીઓ કરતા હબસી પ્રજાની સ્ત્રીઓમા ઘણી મોહટા પ્રમાણમા જણાઇ છે.

## અસાધારણ મોહટાં નિતંબવાલી સ્ત્રીની પ્રજા.

### ( ચીત્ર સાથે. )

### * STEATOPYGIA.

તબિબી ભાશામા શરીરની એવી હાલત 'સ્ટિટોપિજીયા' કહેવાયે છે. સ્ટિટોપિજીયાનો અર્થ, નિટંબ યાને કુલ્લાં ઉપર અસાધારણ પ્રમાણમા ચરબીની વધને લીધે તેનુ બાહાર નિકલી આવવું, એવો થાય છે. એ વિશે ઉપલો લખનાર નીચે પ્રમાણે લખે છે.

---

† Races Of Man, by J. Deniker.

* Steatopygia=*The State of having fat buttocks.*

†Steatopygia is characteristic of the Bushman race; it is only met with in all its characters (alteration of form on the lateral and anterior sides of the thighs; persistence even in emaciation, etc) among populations into the composition of which enters the Bushman element: Hottentots, Nama etc. Steatopygia is especially marked in the Bushman woman, in whom it commences to develop only from the age of puberty; but it exists also, though in less degree, in the male of that race.

## સ્ત્રીના ખાસડાંની મોહિની !

### 'રૅટિફિઝમ!'

સ્ત્રીના ખાસડાંની મોહિનીનુ ચેટક પણ પુરૂશોને લાગે છે! જે રીતે 'મારકિવસ-ડૅ-સૅાડ' નામના પુરૂશના નામ ઉપરથી 'સૅડીઝમ' નામનુ ચેટક યુરોપીયંન વૈદક શાસ્ત્રમા નોંધાઇ રેહ્યું છે, તેમ 'રૅટિફ' (Retif) નામના પુરૂશ ઉપરથી આ ચેટકનું નામ 'રૅટિફિઝમ' પડેહ્યું છે. આ ચેટકનુ બયાંન તેણે પોતે લખેલી પોતાની જીંદગીની કારકિર્દીવાલાં પુસ્તકમા વિગતવાર દરશાવ્યુ છે, કે જે પુસ્તક 'ગીથે' અને 'શિલર' જેવા વિદ્દવાંનોએ વખાણ્યું છે.

## સ્ત્રીના ખાસડાંના પુજારીઓ !

### "FOOT-WOOERS."

કોઇબી ખુબસુરત સ્ત્રીના 'બુટ કે શુઉ' જોતાંજ, એવાઓના દીલમા સ્ત્રી તરફ પ્યાર ઉભરી નિકલતો જણાયો છે! તે જોતાંજ તેઓ એમ સમજતા કે તે 'શુઉ' પેહડનારી સ્ત્રી, પોતે તેમની

† J. Deniker, Races Of Man.

સાંમે જીવતી ઉભેલી છે ! એવાં ચેટકને લીધે કહે છે, કે એક મરદે જે બી સ્ત્રીઓ તેની નજરમા ખુબસુરત દીસતી, તે સ્ત્રીઓના બુટ, શુઝ, અને સ્લીપરો તેણે ચોરીને એકઠાં કરેલાં હતાં. તે સઘલાંને તે ચુમતો હતો, અને પોતાની આંખ અને છાંતીમા દાબી, તેમાંથી નિકલતો વાસ તે આનંન્દથી સુંઘી, તેમાં તે મોજ મેલવતો હતો.

ઘણીક વાર એવાબી બનાવ બનેલા જણાયા છે, કે જે સ્ત્રીના પગના ઘાટ ઉપર એક મરદ મોહિત પડયો હોય, અને તેણીની ગેર-હાજરીમા જો તે સ્ત્રીનુ' બુટ ' કે ' શુઝ ' તે મરદની નજરે પડે છે, તો તે તેણીના "શુઝ"ને પોતાના મનની મુર્તિ મિસાલ ચાહી, તેને પ્યાર કરે છે!

## સ્ત્રીના રૂમાલનુ ચેટક!

અને એવીજ રીતે મરદોને સ્ત્રીના રૂમાલનું પણ ચેટક લાગે છે, કે જે રૂમાલ એક યાદગારી તરીકે જાળવી રાખવા મોહટી મુસ્કેલીથી તેઓને તે મેલવવો પડે છે, અને કોઇ વખત તો તે ચોરી છુપીથી ઉડાવવા પણ તેઓ ચુકતા નથી !

## સ્ત્રીના કપડાંની મોહિની લાગવી!

સ્ત્રીના પગ અને ખાસડાં માટે કાંઇક જાણ્યા પછી, સ્ત્રીના પહેરવાના લુગડાં માટે જાણવું, કે એવાં ચેટકોમા સ્ત્રીના પહેરવાના કપડાંનું પણ ચેટક મોહિની રૂપે મરદોને લાગુ પડે છે. સ્ત્રીનાં સ્ટૉકિંગ, સ્ત્રીના રૂમાલ, સ્ત્રીની સાડી, સ્ત્રીના બ્લાઉસ, * * * * વિગેરે બીજા સર્વ પ્રકારના લુગડાં એ ચેટકમા સમાઈ જાયે છે.

એવાં ચેટકથી ચકાસેલા મરદો, પોતાને લાગેલાં ચેટકવાલી સ્ત્રીના પહેરવેસની વસ્તુઓ ચોરવા વટિક ચુકતા'નથી. એવી રીતે મેલવેલી વસ્તુને તેઓ પોતાની નજર સાંમે રાખી, એક કલ્પીત ખ્યાલને તેઓ પોતાના

મનમા ઉભો કરે છે, જેથી તે "સ્ત્રીનો જીવતો આકાર" તેમની નજર સાંમે ઉભો રેહ્યો હોય, એમ તેઓને ભાસે છે, અને એવી રીતે તેઓ પોતાના મનની અગનને બુજાવે છે. * * *

## ખુબસુરત સ્ત્રીઓના કપડાં—ચોરની કાંહાંણી.

‡ બરલીન–તાગે–બ્લાત નામના બરલીન શેહેરના જાહેર છાપામા થોડાંક વરશની મુદત ઉપર (૧૯૦૩મા) એવા એક ચોરની પુલીસ કોરટમાં ચાલેલી જાહેર તપાસનો હેવાલ છપાયો હતો. આ ચોર હમેશાં સ્ત્રીઓના 'અંન્ડર-કલોધિંન્ગ' ચોરી જતો હતો. આ ચોરની ધાસ્તીથી બરલીનના પશ્ચીમ ભાગના પરાંમા રેહનારી સ્ત્રીઓ એટલી બધી તો હેબતી ગઈ હતી, કે તેમની હેબતનો સુમાર રહ્યો નહિ હતો. પણ અંતે એક દીવસ તે ચોર પકડાઇ ગયો, અને માલમ પડયુ, કે તે એક મજુર હતો. તેના મકાંનની ઝડતી લેતાં, સ્ત્રીઓના જાત જાતના 'અંન્ડર-કલોધિંન્ગ' મોહટી સંખ્યામા પુલીસને મલી આવ્યાં હતાં.

## સ્ત્રીની આંખોની મોહિની.

### આકર્ષિત આંખો બનાવવાની રીત.

ઓરતોની ચોકસ જાતની આંખો, મરદોના દીલમા પ્યારનું ભડકું સલગાવતી માલમ પડી છે. એવી આંખો ઘણીજ આકર્ષિત હોવી જોઇએ. મરદોને લાગતાં આવાં ચેટકથી અમેરીકાની મોહટે ખાંચરેની સ્ત્રીઓ જાણીતી હોવાને લીધે, તેઓ મોહટા મેલાવડામા જયારેબી જાયે છે, ત્યારે પોતાની આંખોને મરદોના ચિત પોતાની તરફ ખેંચવા માટે ખાસ કરી તૈયાર બનાવે છે. આ મતલબ પાર પાડવાની નેમથી, કેટલીક સ્ત્રીઓ એવે સમે પોતાની આંખોમા બે કે

‡ Ivan Bloch.

ત્રણ ટીપા*———નાંખે છે, જેથી તેમની આંખો ઘણીજ ખુબસુરત, અને સામા ધણીનું ચિત આકર્ષિ શકે એવી બને છે.

## સ્ત્રીની આંખો ઉપર મોહિ પડેલો એક જવાંન.

એક ઉછરતી ઉમરનો જવાંન "ઓમ્નીબસમા બેસી મુસાફરી કરતો હતો, તેવામા તેની સાંમે એક દેખાવલી જવાંન બાંનુ આવી બેઠી. આ બાંનુની આંખો જોતાંજ તે જવાંન ચકિત થઇ ગયો, અને પોતાનુ કાંમ છોડી તે સ્ત્રીની પુઠ પકડી, તેણીના મકાંનનો તેણે પતો મેલવ્યો. વલતે દીવસે તે જવાંન તેણીને ઘરે ગયો, અને તેણીની સાથ પરણુવાની તેણે માંગણી કરી. પેલી બાંનુએ તે માંગણી નામંજુર કીધી, પણ પેલો જવાંન કાંઇ સમજ્યો નહિ, અને ફરી ફરી તે સ્ત્રીના મકાંન ઉપર જઈ તેણીને ત્રાસ આપવા લાગ્યો. અંતે એક દીવસે પેલી સ્ત્રીએ તેની આવી ચાલ વિશે પુલીસને ખબર આપી, અને આ ચેટકના પરીણામમાં તે જવાંનને કેદખાનાની સહેલઘાહ કરવી પડી.

## ગંધ અને સુગંધની મોહિની.

વળી સુગંધીના ચેટક કાંઇ ઓછાં ગણાતાં નથી. મેળાવડામા સ્ત્રીઓ મધમધતી અને સુગંધી બનવાના બનાવો સાધારણ છે. જો કે ઘણીકો આજે વિવેક અને શોખને ખાતર સુગંધીનો ઉપયોગ કરતી જણાઇ છે, પણ નબળાં મનની હાલતવાલાંઓ ઉપર તેથી જે અસર થવા પાંમે છે, તે ઘણીજ કાતીલ અસર હોય છે. સુગંધી ઉપર મોહી પડેલાંઓના એવા ઘણાક દાખલાઓ જણાયલા વિદ્વાંનોએ તબિબી દફતરે નોંધ્યા

* આ વસ્તુનું નામ અતરે આપવુ ઠીક લાગતું નથી, કેમકે આજ કાલ હિન્દુસ્તાંનમાં નકલી જમાનો ફાટી નિકલ્યો છે, અને તેથી એ વસ્તુ 'વાંદરાના હાથમા અસતરા' સમાંન થઇ પડે, એવો સંભવ હોવાના કારણે તે અતરે જાહેર કરવી નુકસાંનકારક લાગે છે. કરતા.

છે, કે જેમાં 'અગ્લી' યાને બદસુરત ઓરતોના શરીરમાંથી નિકલતા સુગંધી વાસના ચેટક, સમજુ અને સ્યાણા મરદોને લાગ્યાથી, તેઓ તેમની ઉપર મોહી પડી પરણી ગયા હતા.

## સ્ત્રીનાં અવાજની મોહિની.

વળી સ્ત્રીના અવાજથી મરદો કાંઈ ઓછા ચકિત થતા નથી. સ્ત્રીના અવાજની અસર, મરદોના મન અને મગજ ઉપર ઘણીક વાર એવી તો ઉંડી થઇ પડેલી જણાઇ છે, કે મરદોને તેવી સ્ત્રીનું જબરૂં ચેટક લાગે છે. એલોટ નામનો ફ્રેન્ચ વિદ્દવાંન એવા ઘણા દાખલા આપે છે, કે જેમાં ગાનારીઓના હલકનું ચેટક મરદોને લાગ્યાથી, તે સ્ત્રીઓની દામન અને નિતીનો કાંઈબી વિચાર કે ખિયાલ કીધા વીના, તેઓ તેમની સાથ પરણી ગયા હતા.

## સ્ત્રી જાતને લાગતાં ચેટકો!

વિદ્દવાંનો હજી એવું નક્કી કહી શક્તા નથી, કે જેવી રીતે આવી મોહિનીના આ ચેટકો મરદોને લાગુ પડે છે, તેવાંજ ચેટકો ઓરતોને લાગુ પડે છે યા નહિ. તોપણ એવી ખાતરી પુર્વક ગણત્રી હાલ તુરત મહાંન તબિબોએ કરી છે, કે નીચલાં ચેટકો મોહટે ભાગે સ્ત્રીઓને પણ લાગુ પડેલાં જણાય છે.

સામાન્ય રીતે જોતાં કેટલીક સ્ત્રીઓને નિચલા મરદાંની ગુણોનું ચેટક લાગે છેઃ–[૧] મરદનુ શારિરીક બળ, અને મરદનું મોહટું કદ. [૨] મરદની હિંમત. [૩] મરદની મરદાંનગી યાને બહાદુરી. [૪] મરદનુ ઉદાર દીલ અને મોહટું મન. [૫] પોતાના બળ અને સખુન ઉપર ભરૂસો રાખનાર મરદ. [૬] તોર અને દમામ રાખનાર મરદ. [૭] મરદની બજીદાઈ. [૮] મરદની મગરૂરી. [૯] મરદની મોહટી મુછ, અને મોહટી દાહાડી. [૧૦] લશકરી પોશાકમાં સજ્જ થયલો મરદ, વિગેરે.

ઘણીક સારા ખાંનદાનની તેમજ કેળવાયેલી અને બાહોશ સ્ત્રીઓ કુછંદી મરદોની અંદર એકાદ બે એવા ગુણો જોયાથી તેમની તરફ ખેંચાઈ ગયેલી જણાઇ છે, અને તેમનું ચેટક લાગ્યાથી તેઓ સાથ પરણી જઈ, પોતાની નિર્દોશ જીંદગીને તેઓએ ગુપ્ત દરદોથી ખરાબ કરી નાખી છે.

એકાદ નાટકના ફતેહમંદ કુશળ એકટર ઉપર, યા એકાદ મધુર હલકવાલા ગાયક ઉપર, યા એકાદ છતાદાર જાહેર વકતા ઉપર, યા એકાદ પહેલવાંની દેખાવના પણ સરકારી મેહમાંનખાંનાની (જેલની) મુલાકાત લઈ આવેલા મરદનું ચેટક, નબળાં મનવાલી સ્ત્રીઓના મનને બાજે વખત લાગે છે. આ ચેટક જેમ નાહની તેમજ મોહટી ઉમરવાલી સ્ત્રીઓને, તેમજ પરણેલી અને કુંવારી સ્ત્રીઓને એક સરખી રીતે લાગુ પડે છે.

જે રીતે સ્ત્રીઓના બાલની ખુબસુરતી ઉપર મરદો મોહી પડે છે, તેમ મરદોની મોહટી મુછો અને દાઢી ઉપર, સ્ત્રીજાતનું વધારે ધ્યાંન દોડે છે, કેમકે મુછ અને દાઢી મરદાંનગીની નિશાંણી દેખાડનારાં તત્વો છે. છતાં ઘણાક મરદો, મુછ કાં બોડાવતા હશે?

મહાંન ગાયકો સ્ત્રીઓના દીલ જીતી લેવામાં ફતેહમંદ નિવડયા છે. ઘણાક ફતેહમંદ ગાયકો સાથ પરણવા માટે ખાંનદાની સ્ત્રીઓએ માંગણી કરેલી જણાઈ છે. સ્ત્રીઓને લાગતી મોહિનીના ચેટક, તેમજ પુરૂષોને લાગતાં એવાંજ ચેટકો વિશે પ્રસંગોપાત વિવેચન હવે પછી તે માટે યોજેલાં પત્રમાં કરવા ધાર્યું છે, એટલે આ પત્ર અતરે ખતમ કરવું ઠીક થઇ પડશે.

લા૦ દુવાગીર

D. H. P.



# પત્ર ૧૮ મું.

—•—※—•—

## કામ-ગુણુ-દર્શન !



**PHYSIOLOGICAL FACTS.**



મારા સુજ્ઞ મિત્ર——

શું મરદ કે શું ઓરત, બંનેની જવાંનીનો બહાર જ્યારે શરૂ થાયે છે, ત્યારે તેજ વખતે તેમના જનંન શરીરના (glands) અવયવોમાં નવીન ક્રિયા કાર્યોની શરૂઆત થવા માંડે છે. આ કાર્યો શરીરના ભિત્તરમા થતાં હોવાથી આપણુ તે જોઇ શકતાં નથી, એટલે તેને આપણુ ગુપ્ત શક્તિને નામે ઓલખીયે છીયે. એ ગુપ્ત કાર્યોની અસરથી સ્ત્રી તેમજ પુરૂશને કામવાસનાનો ખિયાલ પેહલ-વેહલો આવવા માંડે છે. કાંમ-વાસનાનુ જવાંનીની શરૂઆત સાથે શરૂ થવું, એ વૈદક શાસ્ત્ર મમાણે 'ફિઝીયોલોજી' નો એક અચુક કાયેદો ગણાય છે.

**કાંમ જવાળા શરીરમાં અચબુચ પ્રગટવાના કારણો.**

જનંન શરીરની અંદર આવી શક્તિની ચળવળની જાગ્રતીનું જોર, દરેક જનમા કાંઇ એક સરખી રીતે, જવાંનીની સાથેજ મગટ થતું નથી, એ જાણુવા જોગ છે. જુદી જુદી મજા અને જુદી જુદી જાતના લોકોની રહેણી મમાણે; તેમની શારિરીક શક્તિ મમાણે; શરીરના બાંધા પ્રમાણે; દેશની આબો-હવાની અસર મમાણે, તેમજ ઓધે ઉતરતી ખાસિયતોની અસરના પ્રમાણુ મમાણે, એ શક્તિ ખિલવા માંડે છે.

દાખલા તરીકે ગરમ દેશમા વસ્તી સ્ત્રીઓની જવાંની માસીક-માંદગી બારથી પંદર વરશની ઉમરે શરૂ થાય છે, અને તેમના શરીરનો બાંધો પણ તે મુદત દરમિયાંન ખિલવા માંડે છે. પણ એથી ઉલટોજ બનાવ ઠંડા મુલકમાં વસ્તી સ્ત્રીઓ તેમજ મરદોમાં બને છે, કેમકે તેઓમાં ત્યાંની આબો-હવા અને તેમની રેહણીની અસરથી મજકુર જાગ્રતી અસુરેથી શરૂ થવા માડે છે.*

## જવાંનીના ખિલવા ઉપર ઓલાદની અસર.

ઓલાદના ગુનની પણ જવાંનીના ખિલવા ઉપર અસર થાય છે. દાખલા તરીકે યાહુદી સ્ત્રીઓ, જેઓની ઓલાદ બિલ્કુલ આલુદા થયેલી ન હોવાને લીધે તેઓ દુનિયાના દરેક ભાગમાં એકજ ઉમરે માસિક-માંદગી ભોગવે છે, એટલે ૧૪ યા ૧૫ વરશની ઉમરે તેઓ જવાંનીમાં આવવા માંડે છે. જુદી જુદી પ્રજાના એક બીજા સાથ સંસાર સંબંધમા આવ્યાથી જન્મેલી પ્રજાની જવાંની ઉપર પણ અસર થાય છે. દાખલા તરીકે યુરેઝીયન યાને એંગ્લો-ઇન્ડીયંન, એટલે 'હાફ-કાસ્ટ' પ્રજાની ઓલાદમા જવાંની ખિલવાના વખતમા કેવો અને કેટલો ફેર પડે છે, તે નિચલા લખાંણ ઉપરથી માલમ પડે છે.

† Race plays an important part; thus Jewesses, who belong to an unmixed people, menstruate at about the same age in all latitudes, *i. e.*, at fourteen or fifteen years of age. Commingling of races develops a mean; thus Eurasions, or Anglo Indians, *i. e.*, half-castes with European fathers and Hindoo mothers, arrive at puberty earlier than pure Europeans and later than pure Hindoos."

* વધુ માટે વાંચો કસ્તાડ પુસ્તક. "સ્ત્રી-શાસ્ત્ર." † F. Scott. The Sexual Instinct.

પણ જવાંનીના ઉધર ભાવ ઉપરાંત ઘણીક વેળાએ એવાબી બનાવો બને છે, કે જેમા જવાંનીની શરૂઆત થવા વગર, આદમીનો હવસ મગટી નિકલે છે,

## હવસ ઉસ્કેરનારા શારિરીક સ્થાંનો.

## EROGENIC ZONES.

*વિદવાંન તબિબ 'ફ્રિયુદ' પોતાના અનુભવ અને અવલોકનને આધારે જણાવે છે, કે આદમીના શરીરના કેટલાક ભાગોને ટટોળવાથી મનોવિકાર ઉસ્કેરાઇ શકાયે છે. શરીરના જુદા જુદા ભાગો, જે તબિબ ..ામાં 'એરોજેનિક-ઝોન્સ' ( erogenic zones ) ને નામે ઓલખાયે છે, તે મારફતે મજકુર પરીણામ ઉપજાવી શકાયે છે. એવા 'ઍરોજૅનિક-ઝોન્સ,' એટલે શરીર ઉપરની ચાંમડી, જે જે જગ્યા ઉપર આવેલા 'અંતર પડ' યાને 'મ્યુકસ-મેમ્બ્રેન' ( mucous membrane) સાથે સંગંમમા આવી જોડાયે છે, તે સઘળા ભાગો આદમીના હવસને યાને મનોવિકારને ઉસ્કેરી આપવાની શક્તિ ધરાવનારા હોય છે.

## ચુંબનનો પ્રયોગ ! KISS !

આદમીના શરીર ઉપર એવા ભાગો ગણત્રીના હોય છે. એ ભાગોમા સર્વથી પેહલ્લો ભાગ આદમીના હોઠો છે, જ્યાં હોઠની ઉપરનો અંટર્‌પડ, (મ્યુકસ-મેમ્બ્રેન) મોહોડાંની ચાંમડી સાથ જોડાય છે. આ વાત હવે છુપી રહી નથી, કે ચુંબન યાને ચુમીનો પ્રયોગ, આદમીનો હવસ કેવી રીતે મગટ કરે છે ! વળી સ્રીના સ્તંનનું મુખ, જે 'નીપલ્સ-nipples'-ને નામે ઓલખાય છે, તેની ઉપર આવેલુ નાજુક 'અંતર પડ' સ્તન ઉપરની ચાંમડી સાથ જોડાયે છે, તે ભાગમા પણ એવીજ ખાસિયત જોવામાં આવે છે.

* Krafft Ebing.

સ્ત્રીઓમા એ ઉપરાંત, સ્ત્રી-લિંગ (clitoris), તથા ગર્ભસ્થાંનનું મુખ, અને જનંન માર્ગમાં પણ એવી ખાસિયતો રહે છે. પુરૂશમા એવી ખાસિયત પુરૂશ લિંગના મુખમા, તેમજ તેની ઉપરની ચાંમડીમા રહે છે.

## સ્ત્રીની આંખોમાં અંજન લગાડી કામ ઉસ્કેરવાની રીત.

વળી અમુક સંજોગ વચ્ચે આદમીની આંખો પણ 'ઍરોજેનિક ઝોન્સ' તરીકે મહાભારત પરાક્રમો ભજવી બતાવે છે. એના બાબમા એમીલ બૅાક નામના પ્રખ્યાત તબિબે કરેલો એક અજ્મતરો દફતરે નોંધાયો છે. ડા૦ એમીલ બૅાકે ડાકટર P* ના——મલમનું અંજન બનાવી કેટલીક સ્ત્રીઓની આંખોમાં તેણે પોતાની આંગલી વડે લગાડયાથી, તે સ્ત્રીઓના ચેહરા ઉપર અનેક ફેરફારો તેને થતા દેખાયા હતા, અને સેવટે તે સ્ત્રીઓમા કામવિકાર પ્રગટી નિકલેલો જણાયો હતો.

### મરદ. નવજોબના !

બાળ-પુરૂશમાં જવાંનીનો બહાર જેવો ખિલવા માંડે છે, ત્યારે અનુભવીઓથી તે જરાએ છુપો રેહતો નથી. શરૂઆતમા તેના †અવાજમાં તુરતજ ફેર પડવો શરૂ થાય છે. તેના મોહોડાં અને ઉપલા હોઠ ઉપર, તેની દાહાડી ઉપર અને તેના પીકુની હેડલ, તેમજ બગલમાં અને છાતી ઉપર, તથા પગના ટેટાં અને હાથના કાંડા ઉપર રૂવાંટી જેવા બાલ આવવાની શરૂઆત થવા માડે છે. બાળ પુરૂશમા બીજા ફેરફારો જે જવાંનીની શરૂઆતમા થવા માંડે છે, તે એ, કે જનંન શરીર અને તેને લગતાં પિંન્ડ (ગ્લેંન્ડસ)નો ઉધર ભાવ ખિલી

---

*આ નામ ડાકટર P ના નામથી ઓલખાતા મલમનું છે, પણ તેની બનાવટ અતરે પ્રગટ કરવાની જરાબી જરૂર જણાતી નથી.—કરતા.

† જવાંન છોકરાઓના અવાજમાં ફેર પડવાનુ, યાને અવાજનુ બદલાવું, મોહટે ભાગે તેમને લાગુ પડેલી બુરી ઈલ્લત-(secret-vice)-હસ્ત-ક્રરાજીથીબી થાયે છે. વધુ માટે વાચો મારૂ પુસ્તક સ્ત્રી-ભવસાગર, બીજી આવૃતી.

નિકલે છે. શરીરના ભિત્તરમા ધાતું, યાને તખિમો જેને 'સિમેન' (Semen) કહે છે, તે, અને તેને લગતા પ્રવાહી પદાર્થો ઉતપંન થવા માંડે છે, અંને એ સઘલા નવા ફેરફારોની શરૂઆતને સમે, એક નવી શક્તિની સુચના બાળ–પુરૂશને થાય છે, જેનું અત્યાર સુધી તેને ભાંન વટિક હતુ નહિ. તે નવી શક્તિ કામ વાસના યાને 'સૅક્ષ્યુઅલ-ઇન્સ્ટીંન્કટ'ને નામે જણાયલી છે.

## નવીન શ્યામા !

*છોકરાઓ કરતાં છોકરીઓ સ્ત્રી–વેશમા ઘણીજ જલ્દી આવી જાય છે. તેઓમા થતા શારિરીક ફેરફારો પણ ઘણીજ ઝડપથી વધ્યા જાયે છે. સ્ત્રીના જનંન શરીર અને જનંન અવયવોને પુષ્ટી માટે જે લોહીનો જત્થો મલે છે, તે જવાંન છોકરાઓ કરતા વધારે મોહટા પ્રમાણમા મલતો હોવાને લીધે, છોકરાઓ કરતા છોકરીઓ વધારે જલ્દી જવાંનીમા આવે છે.

એ પ્રસંગે છોકરીઓના શરીરના બાંધામા અને ઘાટમા નવનવીન ફેરફારો થવા શરૂ થાયે છે, અને ધીમે ધીમે છોકરીઓમા સ્ત્રી તત્વ દેખાવ દેવા માંડે છે. કેડ અને ઢાપાનો દેખાવ ખિલી નિકલી પોહોળો બનતો જાયે છે. સ્તન ધીમે ધીમે ખિલવા માંડે છે. શરીરના જુદા જુદા ભાગો ઉપર બાલ ઉગવા માંડે છે. છાતી પોહોળી બનતી જાયે છે, જેથી દમ લેવાની શક્તિ વધે છે. ગળાંમા ફેરફાર થવાથી અવાજ બુલંદ અને સ્ત્રીને લાયેકનો બને છે, અને તે નાજુક, મધુર, અને મુલાએમ હોય છે. હવે તે બાળાપણ ભુલી જતી હોય એવું લાગે છે, કેમકે પુરૂશો–નાહના કે મોટા—ની સાંમે તેણીને શરમ લાગે છે, અને પુરૂશોને જોઇ તે લજવાયે છે.

* **Landois and Stirling's Physiology.**

## સ્ત્રીમા એક નવીન લાગણીનું ઉત્પંન થવું.

આ સઘલા ફેરફારો જેવા છોકરીઓમા થવા માંડે છે, અને જવાંન બાળાઓ જ્યારે છોકરી વેશમાથી નિકલી સ્ત્રીવેશમા આવે છે, ત્યારે તેઓમા એક બિલ્કુલ નવી જાતની બુદ્ધી યાને લાગણી ઉત્પંન થાય છે, જે લાગણીથી તે જવાંન બાળા આજ સુધી બિલ્કુલ અજાણ અને બેખબર હતી. તે નવી લાગણી પુરૂશને જોતાંજ શરમઇ જવાની છે. બાળાપણમા ઢિંગા–મસ્તી અને દોડધાંમ કરવાની જે નખેદ તેણીને પડેલી, તેવી દોડધાંમ કરતાં હવે તે શરમાઇ જાયે છે! અચકાયે છે! અને પરપુરૂશ સમક્ષ કાંઇક લજવાવા માંડે છે! એ સર્વે કરતાં વધારે જાણવા જોગ બનાવ, તે માસિક માંદગીની શરૂઆત વાલો બનાવ ગણાયે છે, જે વિશે વિગત વાર હેવાલ મારા આગલાં પુસ્તકોમા મે દર્શાવ્યો છે.

## સ્ત્રી–પુરૂશમા પ્રજા ઉત્તપંન કરવાની શક્તિ.
## હિયાં અને વેલાતમાં.

મરદો કરતાં ઓરતોના જનંન પિન્ડની ચળવળના લાંબો વખત રેહતી નથી. મરદોમા મરદી ઘણીક વાર મોહટી ઉંમર સુધી કાયમ રહે છે, અને તેની નોંઘો તબિબો દફતરે નોંધાયેલી જે જણાય છે, તેમાં થોડાક દાખલાઓમાં ૮૦ વરશની ઉંમરના ઘરડાઓને ત્યાં નાહના દીકરા દીકરીઓની વધી થયેલી છે.

જવાંની ખિલ્યા પછી ત્રીસ વરશ સુધી ગર્ભિત થવાની શક્તિ સ્ત્રી ધરાવતી કેહવાય છે. આ બનાવ સ્ત્રીના બાબમાં જાણવા જોગ છે. કે સ્ત્રીની જવાંની જો કે પુરૂશના કરતાં વધારે જલદી કરનાઇ જાય છે. છતાં તેણીની ગર્ભ ધારણ કરવાની શક્તિ તેટલી જલ્દી જતી રહેતી નથી.

યુરોપના મધ્ય ભાગમા વસ્તા મરદોમાં જવાંનીની શરૂઆત

૧૮ મે વરશે થાય છે, અને તેઓની મરદી યાને તાકત ચાલીસ વરશની ઉંમરે સંપુર્ણ બાહારમા ખિલેલી હોય છે. ચાલીસ વરશ પુરાં થયાં પછી, તે શક્તિ ધીમે ધીમે સેહજ નબળી પડવા માંડે છે. પ્રજા ઉત્તપંન કરવાની તેમની શક્તિ જો કે ૬૦ થી ૬૨ વરશે પુરી થાય છે, છતાં, તેઓમાં કામ શક્તિ એથીબી વધારે વરશ જાગૃત રહે છે, જો કે આગલા જેવી તિવ્ર અને સબળી તે શક્તિ હોતી નથી.

## સ્ત્રી તેમજ પુરૂશના હવસનુ મથક.

મિત્ર મેહરબાંન, મારાં આગલાં પુસ્તકોમા કામ શાસ્ત્રને લગતી બાબદ ઉપર લખતાં, મે ચિત્ર સાથ જુદે જુદે ઠેકાંણે દેખાડી આપ્યું છે, કે કામ યાને હવસનુ મથક, આદમીના ભેજાંના પાછલા ભાગમા આવેલું છે, જે ભાગ ‘સૅરીબેલમ’ ને નામે ઓળખાયે છે. એ બાબદ ધ્યાંનમા રાખી, આપણ આગલ ચાલશું.

કામ વાસનાની લાગણી જે આદમી અનુભવે છે, તેનુ મુખ્ય અને મુળ સ્થાંન ભેજાંના પાછલા ભાગમાં આવેલું છે, અને ત્યાંથી નિકલેલાં ગ્નાંનતંતુઓની હારમાળા, જનંન શરીરના અવયવોને ગતી તેમજ ચૈતન્ય શક્તિ જેમ પુરી પાડે છે, તેમજ જોવાની તથા સ્વાસ લેવાની શક્તિવાલાં ગ્નાંન તંતુ ઉપર પણ તેનો કાબુ રહે છે.

સ્વાસ લેવાની શક્તિ મારફતે, દુર્ગંધ અને સુગંધ વચ્ચેના અનેક જાતના તફાવતો અનુભવાય છે. આ બંને શક્તિના મુળ સ્થાંન આદમીના મગજની અંદર એક એકની પાડોસમાં આવેલાં હોવાને લીધે, અમુક પ્રકારના વાસ યાને સુગંધ કે દુર્ગંધની અસરથી, જાનવર તેમજ આદમીના મગજ ઉપર એવી અસર થાય છે, કે જેથી તેમની કામ-વાસના ઉસ્કેરાય છે.

## SPHERE OF SEXUALITY AND OLFACTION.

## સ્ત્રી તેમજ પુરૂશના હવસને જાગૃત કરવાના ઈલાજો.

વિદ્વાંનોએ કરેલી શોધને એક મતે પુરતો ટેકો મલ્યો છે, કે કુદરતમા ઉગતાં સુગંધી ફોલોના ઝાડોમા, એક ચોકસ વર્ગના સુવાસિક ફુલો મોહટી સંખ્યામા ઉગે છે, જેનો વાસ આદમીના હવસને ઉશ્કેરવાની અજાયેબ જેવી શક્તિ ધરાવે છે. ફુલોની સુગંધીથી આવતાં આવાં પરીણામ ઉપરથી તેવાં ફુલોના ખુશબોદાર અત્તર, અને 'સેંન્ટ' બનવા પામ્યાં, અને તેમનો ઉપયોગ સુધરેલી દુનિયામાં વસ્તાં લંપટબાજો કરવા લાગ્યાં. આદમીના દેમાગના મજકુર ભાગને ઉશ્કેરનારી આવી કિસમની સુગંધીનો ઉપયોગ, મોઝીલા મરદો ઉપરાંત વેશ્યાઓ પણ મરદોને પોતાની જાળમા પકડવા માટે કરતી જણાઇ છે. એક વિદ્વાંન લેખક આવી સુગંધીના લગભગ એક દજન નામો આપે છે.

હું તે સુગંધીના નામો અતરે પ્રગટ કરતો નથી, કેમકે તેમાં અજાંણ્યાઓનો, તેમજ ભલાં અને ભોલાં સ્ત્રી-પુરૂશોનો મોહટો લાભ સમાયેલો છે, એમ હું માની લેઉં છું. સબબ એવી વસ્તુઓનો બે ધારી તલવારના જેવો ઉપયોગ થઇ શકે છે. કેમકે ખરા દરદીઓ, જેઓની કાંમિક લાગણી નષ્ટ યા નબળી થઇ ગઇ હોય, તેઓને આ વસ્તુઓના ઉપયોગથી જીંદગીનુ સુખ મેળવવાની જેમ આશા રહે છે, તેમ દુર્ગુણીઓ અને પાખંડીઓના હાથમા એ વસ્તુઓ કોઇ નીરદોશોના સંસાર સુખની ખુવારી કરનારૂ હથિયાર થઇ પડે છે. એટલાંજ માટે એ વસ્તુઓના નામો જાહેર કરવું ઇચ્છવા જોગ નથી.

## શક્તિની ગોળીઓ, ચાકુતીઓ, ખાકો અને ભસમો!

ઘણાક અજાણ્યાંઓ, જેઓ વૈદક શાસ્ત્રની આવી બેમુલ શોધખોલ તરફ અવિસ્વાસથી જુવે છે, તેઓ આ વસ્તુઓમા આવી

કરાંમતભરી અસર હોય છે, એવું માનવા ના પાડે છે. પણ એવું માનનારાંઓ ફકત તેઓજ હોય છે, કે જેઓ માનસ જાતના ભેજાંની રચના અને જ્ઞાન તંતુ (nervous–system) ની કરાંમતભરી બનાવટથી કેવળ બેખબર અને અજ્ઞાંન હોય છે. આ તેમની બેખબરી કેવળ દયાજનક જણાયે છે, કેમકે જ્યારે પુરૂશો પોતાની મરદી ખોઈ દીયે છે, ત્યારે પોતાની નષ્ટ થાયેલી શકિતને જાગરૂત કરવા, તેઓ અનેક ઇલાજો અજમાવવા મથે છે, અને શકિતની ગોળીઓ, યાકુતીઓ, તથા ખાક અને ભસમ જેવી અજાણી વસ્તુઓ ખાવા વટિક તેઓ અચકાતા નથી, અને એ સર્વ ઉપરાંત અંગ મર્દન માટે લેપનો પણ ઉપયોગ કરવા તેઓ ઇન્તેજાર બને છે.

આ સર્વ ઈલાજોમા તેમને સંપુર્ણ વિસ્વાસ હોય છે, કેમકે તે માહેલી એકાદ વસ્તુથી 'સેરીબેલમ' માહેલા મજકુર ભાગ ઉપર જો કાંઇક અસર થાયે છે, તો પરીણામમા તેમની નષ્ટ થાયેલી શકિત થોડી ઘણી સતેજ થાયે છે. આ ઉપરથી સિધ થાયે છે, કે આદમીના દેમાગ અંદર હવસની શકિતનુ એવું એક સ્થાંન છે, કે જે દવા–દારૂના ઇલાજથી જાગૃત બની શકે છે. જે રીતે તંબાકુની બનાવટવાલી તપકીરનો વાસ સુંઘાથી આદમીનું દેમાગ હુશિઆર બને છે; જે રીતે દારૂની અસરથી નબળાંઓ સતેજ બની હિંમતવાંન થાયે છે; અને જે રીતે કલૅારોફૅાર્મના વાસથી આદમી બેભાંન બને છે, તેજ રીતે આ ' ગંધ ' યા સુગંધનો વાસ આદમીના હવસને જાગૃતં કરે છે. એ અજ્ઞાંનોને સંતોશ પુર્વક દેખાડવા પુરતું છે, કે અમુક સુગંધી યા દુર્ગંધીથી દેમાગનો મજકુર ભાગ સતેજ બની શકે છે, અતે તેથી ઉપર લખ્યા જેવું પરીણામ આવે છે.

## પુરૂશને નપુશક કરવાના ઇલાજો.

આ ઈલાજો હવસને જાગૃત કરનારા છે. પણ એજ

ધોરણને ઉલટાવ્યાથી, હવસને મંદ પણ બનાવી શકાય છે. શ્વાસ લેવાના સ્થાંનની ભેદભરી કરાંમતને લીધે, જો અમુક ગંધ યા સુગંધથી આદમીનો હવસ તેજદાર બની ભડકી ઉઠતો હોય, તો તેવીજ કિસમની કોઇ બીજી જાતની ગંધ યા સુગંધની એવીજ અસર આદમીના દેમાગના તેજ ભાગ ઉપર થવી જોઇએ, કે જેથી આદમીનો હવસ બિલ્કુલ મંદ પડી એવો શિથિલ થાય, કે મરદ પોતાની મરદી ખોઈ દીયે.

અને તે બીના પણ ખરી છે. અમુક જાતના વાસ, આદમીના હવસને નિર્બળ બનાવી મંદ કરી નાખે એવા જણાયા છે. અમુક પ્રકારની ભિનાસવાલી જમીનમાં ઉત્તપંન થતા કીડાઓને મારી નાખી તડકામા સુકવ્યા પછી, અગર જો તેને અંગાર ઉપર જલાવી તેનો ધુમાડો પુરૂશના દમમાં આપ્યો હોય, તો તેની અસરથી આદમી મદનભંગ થઈ જતો કેહવાય છે. બંગાલ ઇલાકાના ચોકસ ભાગમા વસ્તી ચોકસ વર્ગની સ્ત્રીઓ, પર પુરૂશોને વશ કરી લેવા માટે, આ ઇલાજ ઉપયોગમા લેતી કહેવાય છે! આ બાબદ વિશે મે મારા સ્ત્રી–શાસ્ત્ર પુસ્તકમાં લંબાંણથી લખ્યું છે, એટલે અત્રે વધુ લંબાંણ કરવાની જરૂર જણાતી નથી.

આ બાબદમા કાંઇક વધારે લખી શકાયે એમ છે. પણ આ પુસ્તકમા તેટલી જગ્યા ફાજલ પાડી શકાતી નથી. તોપણ હિન્દુસ્તાંનના અમુક ભાગમા દુશમનો ઉપર વેર લેવાના ઇરાદાથી તેમને 'નામર્દ' યાને નપુશક બનાવી, તેમની જીંદગી રદ બાતલ કરવા માટે એવા ઇલાજો દગલબાજીથી અજમાવવામા આવતા કેહવાયે છે ! મરદો ઉપર આવા ઇલાજો અજમાવી, તેમના સંસાર સુખને આડકતરી રીતે સડો લગાડવાની નેમ રાખવામાં આવે છે ! વળી એવા ઇલાજથી અમુક વર્ગના સ્ત્રીઓ, પોતાની હરીફ સ્ત્રીઓના મરદોને નપુશક બનાવી, તેઓ પોતાનુ વેર લીયે છે, અને જયારે મન ભાવે ત્યારે તેમને તેવાજ

કોઇ ઇલાજથી પાછા 'હુશિઆર' બનાવી શકે છે, વિગેરે. ઘણાક જાણવા જોગ દાખલાઓ એનૂા બાબમા દર્શાવી શકાયે એમ છે, છતાં એટલેથીજ અટકવુ ઠીક લાગે છે.

## જાનવરોની કામ શક્તિની વિગત.

જાનવરી દુનિયાંમા જો આપણ એ વિશે કાંઇ તલાશ ી નજર કરશું, તો ત્યાં પણ કાંઇક એવીજ વિગતની શાહાદત મલે છે. અમુક જાનવરોની વાસ લેવાની શકિત સાથ કામ વાસનાને ઘાડો સંબંધ હોવાની બાબદ વિદવાંનોએ પુરાવા સાથ નોંધી છે. જાનવરી દુનિયાની પેદાયસના વધારા માટે, સુંઘવાની શક્તિની ખાસ નવાજેસ કુદરતે કેટલાંક જાનવરોને બક્ષેલી છે. ફ્રેન્ચ વિદવાંન ઍલ્થાઉસના વિચાર પ્રમાણે, મૈથુનની મોસમમા જાનવરોની માદાના જનંન શરીમાથી અમુક જાતનો વાસ નિકલવા માંડે છે. આ વાસની ગંધ, નરના નાકમા, માદાઓ તેમનાથી દુર હોવા છતાં જાયે છે, અને એ વાસની સરતે નર માદાને જઇ મલે છે.

## એક અજાયેબ જેવો અખ્તરો.

આ દલીલને સાબેત કરવા માટે એક અજાયેબ જેનો અખ્તરો Schiff નામના વિદવાંને કીધો હતો. તેણે નાંહના કુતલીઆંઓ (pupies)ના સુંઘવાનાં જ્ઞાનતંતુ (olfactory nerve) કાપીને કાહાડી નાંખ્યા પછી, તે કુતલીઆંઓની હિલચાલ ઉપર તેણે બારીક નજર રાખવા માંડી. તેણે પોતાના બેહદ સંતોશ વચ્ચે જોયું, કે જ્યારે તે નાંહના કુતલીઆં ઉધરાને મોહટાં કુતરાં થયાં, ત્યારે તે માહેલા કુતરાઓ કુતરીઓને બિલ્કુલ પીછાની શકયા નહિ. આ અવલોકન ઉપરથી એવું સાબેત થયું હતું, કે જોવાની શક્તિ જો કે બિલ્કુલ

કાયેમ હતી, પણ સુંઘવાની શક્તિ જતી રહેલી હોવાને લીધે, કામ વાસના બિલ્કુલ નિર્બળ થઈ પડી હતી.

**'CHARME-SECRET.'**

મોહટે ભાગે આ સુગંધીથી મરદોના દીલ ઉસ્કેરવાના ઈલાજો અનિતીવાંન સ્ત્રીઓ અસલથીજ કરતી આવી છે, એમ માલમ પડયું છે. સ્ત્રીઓના કરતાં મરદોના મન સુગંધીથી વધારે જલદી ઉસ્કેરાય, એમ જણાયું છે. એક ફ્રેન્ચ સુગંધી બનાવનારે એવી કિસમની એક સુગંધી બનાવી, તેણે તેનુ નામ "ચાર્મ-સિક્રેટ" આપ્યું, અને તે સુગંધીને લગતી જાહેર ખબરોમા તેણે તેના ગુણ લક્ષણ જણાવી વેચવા માંડયાથી, તેણે મોહટી દોલત મેલવેલી કેહવાય છે.

## એક નવી જાતનુ ચુંમ્બન !

**† SMELL-KISS.**

ગંધ અને સુગંધની બાબદ ઉપર વિચાર કરતાં, એક નવી જાતના ચુંબન માટે કાંઇક નોંધ લેવી જરૂરની થઇ પડશે. 'કીસ' યાને ચુમીની અસલ ઉત્તપંતી યુરોપીયન પ્રજામાં થઇ હોય, એમ જણાય છે. સાધારણ રીતે ચુંમ્બન હોઠ ઉપર, યા ગાલ ઉપર, યા ગાલની આસપાસના કોઇ ભાગની ચાંમડી ઉપર લેવાય છે. પરંતુ ચુંમ્બનમાં પ્યાર સમાયેલો હતો, અને પ્રીત અને પ્રેમની લાગણી દેખાડવાનું તે એક ચોકસ સાધન હતું, એવો ખ્યાલ ફક્ત પુર્વ તરફના મુલકના, તેમજ હિંન્દુસ્તાંન અને રૂમના શાએરોએ જાહેર કીધેલો કહેવાય છે. મંગોલ પ્રજામાં 'સ્વાસિક-ચુંમ્બન' યાને જેને ઈંગ્રેજો 'સ્મેલ-કિસ' ને નામે ઓલખે છે, તે અતી સાધારણ હોય છે. એ ચુંમ્બન-પ્રયોગમાં ચુંમ્બન લેનાર ધણી, સાંમા ધણીના ગાલ ઉપર પોતાનુ નાક અડોઅડ

† Ivan Bloch.

મુકે છે, અને તેના દમમાથી નિકલતી હવાનો, તથા તેના ગાલમાંથી નિકલતા વાસનો દમ પોતાના દમ અંદર લેઇ, તે સંતોશ પામે છે.

રીચલ્યુ માટે જણાવવામાં આવે છે, કે પોતાની કામ વાસનાને ઉસ્કેરાયેલી રાખવા માટે, તે સુગંધીથી તર કરેલાં દીવાંનખાનામાં પડી રહેતો હતો.

પુર્વ તરફના મુલકોમા સુગંધી અને ખુશબોદાર ફુલોનો લંપટબાજી માટે ખાસ ઉપયોગ કરવામાં આવે છે, કેમકે સુગંધીથી આદમીના હવસ ઉપર જે અસર થાય છે, તે ઉત્તપંન કરવા માટેજ સુલતાંનોની સેજ યાને પલંગો, અને મેહેલોમા આવેલી આરાંમગાહને ફુલોની ચાદર અને સુગંધીના મેહેકાટથી પમરતી રાખવામાં આવે છે.

**સ્ત્રીઓને વશ કરવાની એક નવી વશીકરણ કળા !**

આગલ જોઈ લીધું છે, કે સુગંધીની અસરથી મરદનો કામ વિકાર જાગૃત થાયે છે. આ વાત ખરી છે, કે સ્ત્રીઓ કરતાં મરદની ઉપર મજકુર સુગંધીની અસર વધારે જલદી થાય છે. સુગંધીના સવાલને હવે બાજુએ મુકી એક બીજી વસ્તુની અસરથી એવીજ કિસમની અસર કેવી રીતે થાય છે, તેની નોંધ અતરે લેવી ઠીક થઈ પડશે. †સ્ત્રીની કામવાસના જાગરૂત કરવા માટે શરીરના પસીનાનો વાસ ઘણીક વખત કામ લાગતો જણાયો છે. ‡સારી સતાને આધારે એક વિદવાંન તબિબ લખે છે, કેઃ—"એક વિષયી જવાંન ખેડુતે તેના મિત્ર ડાકટર મૉસ આગલ એવો એકરાર કીધો હતો, કે પોતાના શરીરના ચોકસ ભાગમાંથી નિકલતા પસીનાથી ભિંજાયેલા રૂમાલ વડે, એક જવાંન સ્ત્રીનું મોહાડું તેણે નાચતાં

† Psychopathia Sexualis, by Krafft Ebing.

‡ Ivan Bloch.

નાચતાં લુછી, તેણીની કામ વાસનાને જાગૃત કરવામાં તે ફતેહમંદ નિવડયો હતો."

## *સ્ત્રી–પુરૂશના નાકનો જનંન શરીર સાથ સંબંધ.

૧. કોઇક વાર ઓરતોને માસિક માંદગી દરમિયાંન નાકની અંદરના ચોકસ પડ ( erectile tissue ) ઉપર સોજો આવવા માંડે છે, યા તે જગ્યાએ લોહી ધાઇ આવે છે, જેને તબિઓ 'કંન્જેસ્ચન' કહે છે. જેમ જેમ માસિક–માંદગી પુરી થતી જાયે છે, તેમ તેમ તે સોજો આપો આપ ઉતરતો જાયે છે.

૨. કોઇક વાર ઓરતોના તેમજ મરદોના નાકની હાલત કાંમક્રીડા પ્રસંગે અતી ઘણી તેજ બની જાયે છે, જેથી તેમના નાક ગળવા માંડે છે, યા તો તેમને છીંક આવવા માંડે છે.

૩. કેટલીક વાર સ્ત્રીઓ અગર જો નાકની કાંઇક પિડાકારી ભોગવતી હોય છે, તો માસિક–માંદગી દરમિયાંન તે પિડાકારી વધારે જોર કરી ઉભરી આવે છે, અને દસ્તાંનની મુદત પુરી થતાંજ તે પિડાકારીનું જોર નરમ પડી જાયે છે.

## સ્ત્રી–પુરૂશનો કામ કેવી રીતે ભડકે છે.

માનસના મગજનો એ ભાગ, કે જ્યાં કામનું મથક હોય છે, તે કેવા અને કયા સંજોગો વચ્ચે, અને કયાં કારણોથી ઉસ્કેરી શકાંય છે, તે બીના જાણવી બેશક જરૂરની છે. નિચલાં કારણે એ ભાગ ઉસ્કેરાઇ શકાય છે.

૧. સઘળાં કલ્પીત ખિયાલો, જેની અસર મગજના મજકુર ભાગ ઉપર બાહારથી થતી હોય. આવી રીતે મન ઉપર થતી અસર, તબિબી ભાશામાં 'સૅન્ટ્રીપિટ્લ ઇન્ફ્લુઅંન્સ' ( Centripetal influence) ને નામે જણાયેલી છે.

* Journal of Medical Science. April 1884.

૨. પુરૂશમાં 'ધાતની કોથળીઓમા' ધાત જમાવ થયાથી તે કોથળીઓ ફુગાઈ જવાના કારણે. આ કોથળીઓ 'સૅમિનલ વૅસિકલ્સ' (Seminal Vesicles) ને નામે ઓલખાએ છે, અને તેમની ફુગાઈ ગયેલી હાલત, Distension of the Seminal Vesicles કહેવાએ છે.

૩. *સ્ત્રીઓમા એજ રીતે '†ગ્રેફિયન ફૉલિકલ્સ' મોહટાં થવાથી, સ્ત્રીઓમા પણ તેવીજ અસર પેદા થાય છે.

૪. સ્ત્રી તેમજ પુરૂશના જનંન શરીરની 'ચૈતન્ય–શક્તિવાલા બાહારના ભાગને ટટોળવાથી.

૫. સ્ત્રી લિંન્ગ તેમજ પુરૂશ લિંન્ગમાં જોઇએ તે કરતાં વધારે લોહીનો જમાવ થયાથી.

છેલ્લી ત્રણ હાલત મોહટે ભાગે મોજીલી અને શોખીન જીંદગી ગુજારનારાંઓની, તેમજ સુખવાસી જીંદગી ગુજારનારાંઓ, જેઓ નિરૂધોગી હોવાને લીધે, 'ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે' પડી, પોતાનો વખત એશ–આરાંમમાં કાહાડતાં હોય, તેમની અંદર જોવામાં આવે છે.

૬. ગરમ બિછાનાનો ચાલુ ઉપયોગ કીધાથી.

૭. ગરમ પહેરવેસથી.

૮. મસાલેદાર અને ચટાકેદાર પકવાંનોથી.

૯. કૅન્થરાઇડીસ નામે જણાયલી દવાનો ઉપયોગ કીધાથી.

૧૦. અમુક જાતના દરદોથી.

૧૧. દસ્ત દરાજીની કુટેવથી.

૧૨. શરાબ પીવાની ચાલુ ટેવથી.

---

* Krafft-Ebing.

† Graafian Follicles='ઓવરીના' ભિત્તરમાં ખળાઈ જેવી નાંહની કોઠળીઓ, જેમા 'ગર્ભ–બીજ' યાને 'ઓવમ' હોય છે.

**૧૩.** જ્ઞાંન તંતુના અજબ જેવા સંબંધને લીધે, 'ગ્લુટિયલ-મસ્લ્સ' (Gluteal region) યાને નિટંબની ઉપર હાથ વડે, કે નેતર યા ચાબક વડે ફટકાનો માર પડયાથી પણ દેમાગનો મજકુર ભાગ ઉસ્કેરાયે છે.

શિક્ષકો તેમજ મા-બાપો, અને નાહના બાળકોની સંભાલ લેવાનું કામ જેઓના હાથમા અપાયેલું હોય, તેઓએ આવી કિસમની સજા જવાંન બાળકોને કરવાથી બિલ્કુલ પરહેજ રેહવું ઘટે છે, એમ અનેક વિદ્વાંન તબિબો ભલામણ કરે છે. કેમકે જવાંન બાળકોને તેથી કામ વાસનાનુ ભાંન આવે છે, અને પરીણામમા તેઓ દસ્તદરાજીની બુરી ટેવ તરફ દોરવાયે છે.

## FLAGELLOMANIA.

## ફ્લૅજૅલો-મેનિયા !

### ચાબકાના મારની હવસ ઉપર અસર !

નિટંબ યાને કુલ્લાંવાલા ભાગની ઉપર આગલ જણાવ્યા પ્રમાણે માર પડયાથી, કામ વાસનાને કેવી રીતે સંતોશ મલતો હોવો જોઇયે, એ બનાવ બેશક જેટલો નવાઇ જેવો, તેટલોજ વિસમય પમાડનારો લાગે છે. તો પણ તબિબી દફ્તરમાંથી મલતી નોંધ, એ બાબદના સંતોશકારક પુરાવા આપણને પુરા પાડે છે.

### એક રૂસો-જરમન પ્યારની કાંહાંણી.

**રૂશીઆ દેશની ચોકસ વર્ગની સ્ત્રીઓની કાંહાંણી, એ વીશે હેરત ઉપજાવે તેવી છે. એ દેશની કેટલીક સ્ત્રીઓ આવી જાતની સજા ભોગવવામાં કાંઇક મોજ મેલવે છે ! એટલુજ નહિ પણ એ સજામાં તેઓ પ્યાર અને મેહરબાંનગી સમજતી કેહવાયે છે.**

"*જોરડન નામે ઓલખાતો એક જરમન રૂશીઆ ગયો, અને ત્યાં તેને પોતાના વતન કરતાં વધારે ઠીક લાગ્યાથી તેણે ત્યાંજ રેહવાનો વિચાર કીધો. રૂશીઆમા વસ્યા પછી તે ત્યાં એક રૂશીઅંન બાંનુ સાથ પરણ્યો, અને તેણીની સાથે ઘણાજ પ્યાર અને વાહાલથી તે પોતાની જીંદગીના દીવસો ગુજારવા લાગ્યો. પોતાની રૂશીઅંન મોહોરદાર, જેને તે અતિ વાહાલથી ચાહતો હતો, અને જેણીને રાજી અને ખુશી રાખવા તે પોતાથી બનતી દરેક તજવિજ કરતો હતો, છતાં તે બાંનુ હમેશાં ઘણીજ અસંતોશી અને નારાજ થતી હોય, એમ તેને દેખાવા લાગી. આવી તેણીની હાલત જોઈ, તેણીનાં ધણીએ તેણીને સવાલ કીધો, અને તે સવાલના જવાબમાં તે સ્ત્રી બોલી:—"જો કે તમો મને ચાહો છો, પણ તમારી ચાહત અને મોહબતની કાંઇબી નિશાંણી તમે મને દેખાડતા નથી."

"પેલા જરમને પોતાની બેદરકારી માટે પોતાની રૂશીઅંન મોહોરદારની માફી ચાહી, અને તેણીને વધારે વાહાલથી આલિંગન કરી તે પોતાનુ હેત દેખાડવા લાગ્યો. પણ પેલી સ્ત્રી તેથી જરાબી વધારે રાજી નહિ થતાં બોલી:—"મને કંઈ જોઇતું નથી, પણ રેવાજ પ્રમાણે ચાબુક જે પ્યારની ખરી નિશાણી છે, તે જોઇયે છે."

"જોરડને તે રેવાજ અમલમા મુકયો, અને તેની સ્ત્રી સંતોશ પામી."

આવી રીતનુ ધાનકીપણું, યુરોપના ઘણાક જાણીતાં શેહેરોમાં ચાલતું કેહવાયે છે. ઘણાકોને આવી કિસમનો માર ખાવાનો ચષ્ટો યાને ચેટક લાગેલું કેહવાય છે, જેને તબિબો 'ફ્લૅજૅલો મેનિયા' કહે છે.

*શરીરના એ ભાગ ઉપર આવી રીતનો માર પડયાથી, સ્ત્રી તેમજ પુરૂશોનો કાંમ શાંત પડતો કેહવાય છે. ઘણાકોને એ દિવાના-

* Ivan Bloch.

પણું એવું તો સખત પ્રકારનુ લાગેલું હોય છે, કે તેઓ પેહલાં પોતાના હાથ બંધાવી એવો માર ખાવા રાજી હોય છે ! એવી રીતે માર ખાનારાઓની સગવડ અને શોખને ખાતર, અઢારમી સદીમા Duke of Fronsac નામના શખસે "fattering-chair" નામની એક ખુરસી બનાવવાની શોધ પણ કરી હતી. ઘણાક વિદ્વાંન તબિઓનું એક મતે એવું કેહવું છે, કે કાંમિક શક્તિ જેઓની મંદ પડી ગઈ હોય, તેઓ પોતાની ઇચ્છા સંતોખવા એવી યુક્તિને શરણ થઇ સંતોશ મેલવે છે.

વેલાતની કેટલીક સ્ત્રીઓને આવી કિસમનો માર ખાવોનો જબરો શોખ હોય, એમ કેહવાય છે ! આ ઘાતકીપણું ચાખનારાં શોખીનો માટે પેરીસ શેહેરમાં કેટલાંક ખાંનગી મકાંનો હસ્તી ભોગવતાં હતાં, એવી નોધ મલે છે.

**લા૦ દુવાગીર.**

*D. M. P.*



# ભાગ બીજો
## THE MYSTERIES OF MAN.



## પત્ર ૧૯ મું.



**ANATOMY & PHYSIOLOGY OF THE SEXUAL APPARATUS.**



## પુરૂશના જનંન શરીરની રચના અને તેના ગુણ-લક્ષણ.



સુજ્ઞ મિત્ર—

સ્ત્રીના જનંન શરીરની રચના વિશે મે મારાં આગલાં પુસ્તકોમાં લંબાણુથી લખ્યું છે. હવે આ પુસ્તકમા હું પુરૂશના જનંન શરીરની રચના, અને તેના બંધારણનો વાંચક મિત્રોને કાંઈક ખિયાલ આપવા માગુ છું. આ બાબદ લખવાની મુળ નેમ અને મુળ મતલબ એટલીજ છે, કે શરીરના આ ગુપ્ત ભાગોની રચના અને તેના ગુણ-લક્ષણનું ઉપર ટપકેનુબી જ્ઞાંન જો ફાયેસ થાય, તો જેઓ એ જ્ઞાનથી અજાંણ હોય, તેઓ નફા અને નુકસાંનનું તોલ કરી શકે, અને જે ભયંકાર દુખોની વેદના અને જાંનોની ખુવારી, ગુપ્ત શરીરની બનાવટ, રચના અને તેમના ગુણ-લક્ષણના

જ્ઞાંનની માહિતી વિના ચાલુ થતી રહી છે, તે સાંમે તેઓ પોતાનું કાંઈક રક્ષણુ કરવા જેવી–નબળી કે સબળી–હાલતમા મુકી શકાયે.

## પુરૂશની જનંન ઇન્દ્રીઓ.

જેમ સ્ત્રીજાતના જનન અવયવો, બાહાર તેમજ ભિત્તરમા હોય છે, તેમજ પુરૂશના જનંન અવયવો પણુ બાહાર અને ભિત્તરમા હોય છે. સ્ત્રીના બાહારના જનંન અવયવોમા, "યોની" (VULVA), 'પ્રસવ–માર્ગ' (VAGINA), અને 'સ્ત્રી–લિંન્ગ (CLITORIS) તેમજ સ્તન વિગેરે બીજા અવયવો પણુ આવેલાં છે. અંદરના જનંન અવયવોમાં મુખ્ય અવયવો 'સંતાંન–બિજ–સ્થાંન' (OVERIES), 'સંતાંન–બિજ' (OVUM), 'ગર્ભસ્થાંન' (WOMB), અને 'ફૅલોપિયન ટયૂબ' એટલે સંતાંન-બિજ જે નળીમાથી ગર્ભસ્થાંનમા દાખલ થાય છે, તે વિગેરે બીજાં અવયવો પણુ હોય છે. પણુ તે સઘલાંની બારીક તપાસ અતરે કરવા જેટલો વખત નથી.

પુરૂશના બાહારથી દેખાતાં જનંન અવયવોમા બે ગોળીઓ, (TESTES), અને પુરૂશ લિંન્ગ (PENIS) હોય છે. ભિત્તરમા આવેલાં અવયવોમાં 'પ્રૅાસ્ટેટ ગ્લૅન્ડસ' (PROSTATE GLANDS), 'કુપર્સ ગ્લૅન્ડસ' (COWPER'S GLANDS), 'સૅમિનલ–વૅસિકલ્સ,' (SEMINAL VESICLES), અને 'વાસ–ડૅફ્રંન્સ' (VAS DEFERENS), વિગેરે બીજાંઓ પણુ છે. પરંતુ તે સઘલાંનું બારીક બ્યાંન આ પ્રસંગે કરવું નથી. આપણુ એ સઘલાંની ઉપર ટપકેથી વૈદક નજરે તપાસ લેઇ આગલ ચાલશું.

પુરૂશના જનંન અવયવો જે બાહારથી દેખાતાં કેહવાય છે,

**પુરૂશ લિંન્ગ. તેની રચના.**

તે માહેલું આ એક અવયવ છે, જે સાધારણુ રીતે ઇંગ્રેજી તબિબી ભાશામાં 'પિનીસ' (PENIS) ને નામે ઓલખાય છે, અને ગુજરાતી ભાશામાં એને 'લિંન્ગ' યાને ઈન્દ્રી કહે છે.

મરદનું એ મુખ્ય જનંન અવયવ ગણાયે છે. એ આખી ઈન્દ્રી માસના બે લાંબા ગોળ લોચાની બનેલી છે. એ બંને માસના લોચા એક એકની સાથે પાસે પાસે અડોઅડ જોડાયલા છે. માસના એ બે ગોળ લોચાની બનાવટમાં જે ગુપ્ત ભેદ સમાયેલો છે, તે એ, કે તેની રચના બે જુદી જુદી જાતની ખાસિયતની બનેલી છે. ઇન્દ્રીનો તમામ ઉપલો ભાગ, 'કૅારપોરા–કેવરનોસા' (CORPORA CAVERNOSA) ને નામે ઓલખાય છે, અને પાછલો યાને હેઠલનો ભાગ, 'કૅારપસ–સ્પંન્જીઓઝમ' (CORPUS SPONGIOSUM) ને નામે જણાયલો છે. ઉપલા ભાગની બનાવટમાં કુદરતે એવી ખાસિયત મુકી છે, કે તે સ્થિતી સ્થાપક યાને 'ઇલેસ્ટીક' બની શકે, માટે તેની રચનામા erectile tissue ની સજાવટ કરી છે. ઇન્દ્રીનો આ ભાગ લોહીની રગોથી ભરપુર બનેલો હોય છે.

ઇન્દ્રીનો નીચલો યાને હેઠલનો ભાગ 'કૅારપસ–સ્પંન્જીઓઝમ'નો બનેલો છે. એની બનાવટમાં જે ખાસ ખુબી જણાઇ છે, તે એ, કે એમાં લોહીના રેહનો મોટો સમાવેશ થઇ શકે છે, જેથી અંદરની રચના ફુગાઇને મોટી (DISTEND) થાય છે. ઇન્દ્રીનું મુખ, જેને તબિબી ભાશામાં 'ગ્લૅન્સ–પિનીસ' (GLANS PENIS) કહે છે, તે ઉપલી બનાવટ જેવીજ રચનાનું બનેલું છે, અને મુત્ર માર્ગની નળી, 'યુરીથ્રા' એ મુખ આગલથીજ શરૂ થાય છે.

આખી ઇન્દ્રી લોહીની રગો, (ARTERIES AND VEINS), જ્ઞાંનતંતુ, (nerves) અને 'લિમ્ફેટિકસથી તમામ સજ્જ થાઇ, એક અતી નાજુકમા નાજુક બનાવટવાલી રચના બનેલી છે.

પુરૂશની ઇન્દ્રી કિસમ કિસમના દરદોનો ભોગ થઈ પડે છે. એ સઘલાં દરદોને વિસ્તારી લખવાં ફોકત છે, કેમકે સાધારણ જણોને તેથી કસ્સોબી લાભ મળી શકે એમ જણાતું નથી. પરંતુ

ઘણાક સાધારણ પ્રકારના પણ હાનિકારક દરદોની વિગતોથી જાણીતું થવું, પુરૂશ માત્રને ઘટે છે. પણ તે આગમન પુરૂશના બદનના આ પોશીદા ભાગ માટે કાંઇક વધારે જાણવા જોગ ખબરની નોધ ટપકાવેલી નકામી જનાર નથી.

આ બીના જાણવા જોગ છે, કે પુરૂશના શરીરના બાંધા અને તેના કદની સાથે, તેના જનંન અવયવોના કદ સાથ કોઇબી પ્રકારનો સંબંધ હોતો નથી, કેમકે બાજે વખત એક કદાવર અને મોટા બાંધાવાલા પુરૂશનું " પોશીદા બદન તેના બાંધા સાથ સરખાવતા જ્યારે અતી નાહનું હોય છે, ત્યારે એક દુર્બળ અને નાહના કદના પુરૂશમા, એથી ઉલતોજ મામલો માલમ પડે છે. એ વિશે એક વિદ્વાંન તબિબ નિચે પ્રમાણે લખે છે:—

"***†The size of the organ seems to bear no direct relation to the size of man, the largest organs often being seen in small and otherwise rather poorly developed individuals, while those especially well developed in a general way have small ones."

આ ઉપરથી માલમ પડે છે, કે પુરૂશ તત્વ અને તેના જનંન અવયવની હાલત, પુરૂશના બદનના બાંધા ઉપરથી અટકલી શકાતી નથી. ધ્યાન રાખવું, કે પુરૂશના બદનનો બાંધો એ કાંઇ તેની વિર્યશક્તિનુ માપ દર્શાવનાર નિશાંણી નથી. વળી આ બાબદ પણ જાણવી જરૂરની છે, કે પુરૂશના ગુપ્ત બદનનું નાહનું કદ, નામર્દી દેખાડનારી નિશાણી હોતી નથી, સિવાય કાંઇક પ્રકારની ઇજા, યા પિડાકારીથી તેની કુદરતી હાલત બદલાઇ ગઇ હોય. ઘણીક વાર નાહનાં બાંધવાલાં એ અવયવોના કદ, લગન કીધા પછી બદલાઇ જાયે છે. વળી સુનત,

† Diseases Of The Genito-Urinary System, By Eugene Fuller, M. D.

યાને 'સર્કમસિશન' ના 'ઑપરેશન' થી પણ એ અવયવનું કદ મોટું થવાનો સંભવ રહે છે.

## પુરૂશ લિંન્ગની અકુદરતી રચનાની નોધ.

### ABNORMELITIES IN MALE ORGANS.

આગલાં પત્રમા લખ્યા પ્રમાણે કાંઈક અનદીઠ અને નહિ જણાયલાં કારણે માણસજાતના જનંન શરિર બંધનની રચનામાં અજાયેબ જેવા ફેરફાર થઈ જાયે છે. એવી અજાયેબ રચનાના બિચીત્ર દાખલાઓ સ્ત્રી જાતને લગતા રજુ કીધા પછી, હવે પુરૂશને લગતી કાંઈક અજાયબી ભરી રચનાના થોડાક દાખલાની નોધ અતરે લીધેલી જાણવા જોગ થઈ પડશે. ધ્યાન રાખવું, કે જે જે નોંધ આ અદના લખનારે અત્યાર સુધીમા રજુ કીધી છે, તે સઘલી, તેમજ આ પત્રમાં જે હેરતભરી કુદરતની કારીગરીની નોધ મેં ટપકાવી છે, તે સઘળી વિદ્દવાંન તબિબોએ પોતાના અથાગ અભ્યાસ અને અવલોકન પછી, જાહેર કરી તબિબ દફતરે નોંધાવી છે.

### † પુરૂશમાં બે ઇન્દ્રી !

થોડાક એવા દરદીઓ વિદ્દવાંન તબિબ ફુલરે અનુભવ્યા છે, કે જેઓને જન્મથી બે લિંન્ગ યાને ઈન્દ્રીઓ હતી. ડાકટર ફુલર જણાવે છે કે એક જણમાં એવાં બે બદન હતાં, અને જે સંસારી જીંદગીનો લાહાવો ભોગવે એવાં તેને માલમ પડયાં હતાં. બંને બદન સંપુર્ણ હાલતમાં હતાં; બંનેને બે જુદા જુદા મુત્ર-માર્ગ હતા, અને બંનેના બદનમાંથી એક્કી વખતે પિસાબ થતી હતી.

*ડાકટર રોબર્ટ ટેલર પોતાના કિમતી પુસ્તકમાં એક મોટી ઉંમરના પુરૂશનું ચિત્ર આપી, એવીજ કિસમની વિચીત્ર રચના

† Disease Of The Genito-Urinary System, By Eugene Fuller, M. D.

*Sexual Disorders Of The Male and Female, By Robert Taylor, M. D.

પ્રગટ કરે છે. આ પુરૂશને ફ્રાંન્સ અને સ્પેનની આગેવાંન ઇસ્પીટાલોમાં અવલોકન કરવા માટે તેણે રજુ કીધો હતો. ચિત્ર તરફ નજંર કરશો તો માલમ પડશે, કે બે પગની વચ્ચે એક ત્રીજા પગ જેવું કાંઇક દેખાય છે. આ પગ ગોળીની પછવાડે અને મળ–દવાર ( ANUS ) આગલથી નિકલેલો હતો. આ એક અધિક પગ જન્મથીજ લાગેલો હતો, પરંતુ તે બિલ્કુલ ગળાઇને સુકાઈ ગયેલો ( ATROPHIED ), અને તેના સાંધા બિલ્કુલ જડ (ANCHYLOSED) થઈ ગયલા હતા. ડાકટર ટેલર વર્ણવે છે, કે બે લિંગ બિલ્કુલ નિયમિત હાલતમા હતા, અને દરેકની સાથ નિયમસર એક ગોળી સંપુર્ણ ખિલેલી હાલતમાં હતી. બંનેને પિસાબની હાજત એક્કી વખતે થતી હતી, અને દરેક હિલચાલ એક તંન્દરોસ્ત આદમીના જેવી હતી.

## ઇન્દ્રીની બિલ્કુલ ગેરહાજરી.

કેટલાક પુરૂશોના અજબ દાખલાઓની નોંધ લેવાયેલી માલમ પડી છે. એવા દાખલામાં જન્મથીજ કેટલાક પુરૂશો એવા માલમ પડેલા ડાકટર ટેલર વર્ણવે છે, કે જેઓને ઇન્દ્રી જેવું બિલ્કુલ જન્મથીજ કાંઈ હતું નહિ. સતાવીસ વરશની ઉમરના એક મજબુત બાંધાના પુરૂશની નોંધ લેતાં તે જણાવે છે, કે તેને 'સ્ક્રોટમ' સંપુર્ણ ખિલેલી હતી; તેમજ ગોળીઓ અને 'કોર્ડસ' પણ નિયમિત પ્રમાણમાં હતાં; પણ તેનામાં ઇન્દ્રી જેવું કાંઇબી જણાયુ નહિ હતું. આ પુરૂશને મળદવારની (ANUS) અંદર એક છિદ્ર હતું, જેમાથી પિસાબનો પ્રવાહ નિકલતો હતો! આ વિચીત્ર રચનાનો વિગતવાર હેવાલ મજકુર તબિબ રજુ કરે છે, પણ અતરે તે લંબાવવો અપ્રસંગોપાત લાગે છે.

## વળખાઇ ગયેલી ઇન્દ્રી.

**CONGENITAL TORSION OF THE PENIS.**

એક બીજી વિચિત્ર બનાવટનો દાખલો ડાકટર યુજીન ફુલર

આપે છે, તે જાણુવા જોગ છે. એ દાખલામાં તેને દરદીની ઇન્દ્રીને બિલ્કુલ જન્મથી એવી વિચીત્ર રીતે મુળમાંથી વળખાયેલી જણાઈ, કે જેથી બદનની હેઠલની બાજુ ઉપર આવી ગયેલી, અને મુત્રમાર્ગના છેદનો હેઠલનો ભાગ ઉલટાઈ ગયેલો જણાતો હતો. એટલું છતાં પિસાબનો પ્રવાહ બિલ્કુલ નિયમિત થતો હતો, અને દરદીને કોઈબી પ્રકારની અડચણ કે વેદના પિસાબની હાજત પ્રસંગે થતી નહિ હતી.

પુરૂશ લિંગની વિચીત્ર બનાવટોના દાખલાની ટીપ હજી લંબાવી શકાય. અસાધારણ મોટા કદની તેમજ અસાધારણ નાહના કદની ઇન્દ્રીઓની ચિત્ર વિચીત્ર બનાવટોની અનેક નોંધ તબિબી દફતરે લેવાઈ છે.

પુરૂશ લિંગની આવી વિચીત્ર બનાવટના દાખલા તબિબી દફતરે ઘણાક નોંધાયલા છે, જેમાંથી આટલાજ અતરે નોંધી લીધા છે. આ દાખલા રજુ કરવાની અંદર એટલીજ મતલબ રાખી છે, કે ઇંગ્રેજી વૈદકશાસ્ત્રની શોધખોલ અને અવલોકન એ શાસ્ત્રની દિશા તરફ કેટલી હદથી લંબાયાં છે, તે દેખાડવા, તેમજ સાદી નજરના તેમજ બિન તબિબી વર્ગના વાંચકો માણસજાતના જનંન શરીર બંધનની કુદરતી તેમજ અકુદરતી રચના કેવી અને કેટલી હદ સુધી લંબાઈ છે, તે જાણી, જોઈ અને સમજી શકે.

## ઇન્દ્રીના જોખમ ભરેલા ભાગો.

આગલા પત્રમાં પિસાબની નળી માટે કરેલાં વિવેચન તરફ સુજ્ઞ વાંચક ફરી એકવાર નજર કરવી. પિસાબની નળી એ કાંઈજ નહિ પણ ઇન્દ્રીના ભિત્તરમા પિસાબના તેમજ ધાતના પ્રવેસ માટે કુદરતે યોજેલી રચના માત્ર છે. ખરૂ જોતાં ઇન્દ્રીનો તે એક ભાગ સમાન ગણાયે છે, કેમકે પુરૂશોની ઇન્દ્રીને લાગુ પડતાં કાતીલ દરદો જેમ ઇન્દ્રીની બાહાર, તેમ ઇન્દ્રીની અંદર પણ થાય છે. મોટે ભાગે તે સઘલાં દરદો જોખમ ભરેલાં, અને તેટલાં માટે હાનીકારક થઈ પડે છે.

પિસાબની આખી નળીને તબિબોએ પાંચ ભાગમાં વેંહચી નાંખી છે, અને તે †પાંચે ભાગો જુદે જુદે નામે ઓલખાવ્યા છે. એ સઘલા અતરે રજુ કરી વાંચકોની ગુંચવણમાં વધારો કરવાની સેહજબી જરૂર નથી. આપણુ એ આખી નળીને [ ૧ ] આગલા અને [ ૨ ] પાછલા, એમ બે ભાગમાં સગવડને ખાતર ઓલખીશું.

પિસાબની નળી—યુરીથ્રા—ના આ બંને ભાગો ઘણાજ જોખમ ભરેલા ગણાય છે, કેમકે તેમાં આગલ જણાવેલા ( પ્રોસ્ટેટ અને કુપર્સ ગ્લેન્ડસ જેવા ) નાજુક અને અતિશય અગત્યના ભાગો આવેલાં છે, એટલુંજ નહિ, પણ યુરીથ્રાનો આગલો ભાગ જે 'સ્પંન્જી' યાને 'પીનાઈલ' યુરીથ્રાને નામે ઓલખાયે છે, તે આખો ભાગ કેવો નાજુક બનાવટનો બનેલો છે, તે આગલ જોઈ લીધું છે. એટલા માટે પિસાબની આ નળીમાં બીજા બારીક ભાગો ઉપરાંત આ બે પિન્ડવાલી જગ્યા જેટલી નાજુક, તેટલીજ જોખમભરેલી હોય છે.

## ઇન્દ્રીના મુખનું બંધ થઇ જવું.

પિસાબની નળી—યુરીથ્રા—નું મુખ કોઇક વાર જન્મથી બંધ થઈ ગયલું હોય છે. પિસાબના મુખની આવી હાલત, બાળક માતાના પેટમાંથી લેઇને જન્મે છે. કોઈક વાર બાળકની પિસાબની આખી યા થોડી નળી—યુરીથ્રા—બંધ થઈ ગયેલી હોય છે. એવું બાળક જો જીવતું હોય છે, તો તેનો પુક્કો પિસાબથી બિલકુલ ભરાઈ ગયેલો હોવાને લીધે, મામલો ઘણોજ ગંભીર થઈ પડે છે. એવે વખતે કોઇ કુશળ તબિબની તુરતજ મદદ લેવી ઘટે છે.

## પિસાબની નળીની નવાઇ જેવી અકુદરતી રચના.

જેમ બે ઈન્દ્રીના દાખલા તબિબી દફતરે નોંધાયલા મલ્યા છે,

---

† એ પાંચ ભાગો નિચે પ્રમાણે ઓલખાય છે. ૧, નેવિક્યૂલર; ૨, સ્પંન્જી યાને પીનાઈલ; ૩, બલ્બસ; ૪, મેમ્બ્રેનસ, અને ૫, પ્રોસ્ટેટિક.

તેમ પિસાબની નળીના બાબમાં પણ કાંઈક એવીજ નવાઈ જેવી નોંધ નોંધાયલી મલે છે. ડાક્ટર યૂજીન ફુલર લખે છે, કે એક પુરૂશની ઇન્દ્રીમાં તેણે બે પિશાબની નળી–યુરીથ્રા જોઈ હતી. આ બે માહેલી એક નળી મારફતે જ્યારે પિસાબ બાહાર નિકલતી હતી, ત્યારે બીજી નળીમાંથી ધાત પ્રવેશ કરતી હતી. આજના જમાનાની આગલ વધેલી શસ્ત્રવિદ્યાએ આ બંને ફરીયાદના ઇલાજો આસાનીથી કરેલા જણાયા છે.

પુરૂશના બાહારના તેમજ અંદરના જનંન અવયવોની આ એક ફકત ઉડતી તપાસ માત્ર રજુ કરી છે. એ અવયવોને લાગુ પડતાં દરદો, તેમના ઇલાજો, અને સારવારની વિગતો હવે પછી હાથ ધરશું.

## મરદની પિસાબની નળી—'યુરીથ્રા.' (ચીત્ર સાથે.)

### MALE URETHRA.

ઇંન્દ્રીના મુખ આગલથી મુત્ર માર્ગ, યાને પિસાબની નળી શરૂ થાય છે. આ નળી મારફતે પિસાબ 'બ્લૅડર' યાને ફુક્કામાથી બાહાર આવે છે. (જુવો ચીત્ર)

સ્ત્રી અને પુરૂશની પિસાબની નળી વચ્ચે જે મુખ્ય ફરક છે, તે એજ, કે સ્ત્રીજાતમા પિસાબની નળી જ્યારે મુત્ર માર્ગ તરીકે ફકત એકજ ફરજ બજાવે છે, ત્યારે પુરૂશજાતમા પિસાબની નળી મુત્ર માર્ગ, તેમજ ' ધાતુ માર્ગ ' તરીકે મળી, બે ફરજ સાથે બજાવે છે, અને એ રીતે તે બેવડી ગરજ સારે છે.

એ રીતે ' મુત્ર માર્ગ ' જેને તબિબો ' યુરીથ્રા ' (URETHRA) કહે છે, તેનો એક છેડો 'બ્લૅડરમા', અને બીજો છેડો ઇન્દ્રીના મુખ આગલ આવેલો છે. ( જુવો ચિત્ર ). આ નળી, ઉપર લખ્યા પ્રમાણે બેવડી ફરજ બજાવતી હોવાને લીધે, તેની જોખમદારી પણ તેટલીજ

# THE MYSTERIES OF MAN!

## પુરૂશની પિસાબની નળી. (યુરીથ્રા.)

### ( Male Urethra. )



બ્લેડર.

બ્લેડરની ગરદન.

મુત્ર-માર્ગ યાને પીસાબની નળી.

પીસાબની નળીનો ભીતરનો દેખાવ.

મોહટી છે, કેમકે તે તેટલાંજ વધારે દુખ દરદોને આધીન થઈ પડે છે. પુરૂશની પિસાબની નળીમા જો કાંઇક દરદ લાગુ પડે છે, તો તે દરદની જાલમ અસર, જનંન શરીરના અનેક ભાગો ઉપર જે થવા પાંમે છે, તેનુ કારણુ એજ છે, કેમકે પિસાબની નળીને ગોળીઓ સાથે, ધાતના સ્થાંન સાથે (સેમિનલ વેસિકલ્સ), પ્રૅાસ્ટેટ ગ્લેન્ડસ સાથે, બ્લૅડર સાથે, અને એવાંજ બીજાં અગત્યનાં અવયવો સાથે સંબંધ હોય છે, સબબ તે સઘલાં એના માર્ગમાંજ આવેલાં હોય છે.

પુરૂશોમા પિસાબની નળી સરેરાસ ૭ થી ૮ કે સાડા આંઠ ઇન્ચ લાંબી હોય છે, અને કોઇ વાર તે એથીબી લાંબી યા ટુંકી હોય છે. ઇન્દ્રીની શાંત હાલતમા પિસાબની નળી જેમ ટુંકી હોય છે, તેમ તેની અશાંત હાલતમા તે વધારે લાંબી પણ બને છે.

અગર જો આ પિસાબની નળીનું કાંમ શરીરમાથી ફક્ત પિસાબને બાહાર કાહાડવાનુજ હોત, તો જેમ સ્ત્રીઓમા હોય છે તેમ, તેની લંબાઈ જો બે કે ત્રણ ઇન્ચ જેટલી હોત, તો ચાલત. પણ કુદરતે પુરૂશની પિસાબની નળીની સરજત, પ્રજા ઉત્પતિ માટે નિરમાન કરેલી હોવાથી, તેની રચના જુદીજ કરી છે. લિન્ગના કદમા થતો આ ફેરફાર 'કેવરનસ' અને 'સ્પન્જીઓઝ઼મ' જેવાં માસના લોચાની વિચીત્ર ખુબીને આભારી હોય છે.

## ઇન્દ્રી ઉપરની ચાંમડી. "પ્રેપ્યુસ."

### PREPUCE.

પુરૂશની આખી ઇન્દ્રીની ઉપર એક પતલી ચાંમડી, ઢાંકણુ મિસાલ વિટલાઈ ગયેલી હોય છે. આ ચાંમડી ઇન્દ્રીના મુખ ('ગ્લેન્સ') ઉપર પણ ફરી વળેલી હોય છે. આ ચાંમડીના ભિત્તરના પડમાં પસીનો પડે એવાં અતી બારીક છિદ્રો હોય છે, અને તેમાથી પસીનો ઝરતો રહે છે. આ પસીનો જમાવ થયા પછી, તેનો સુફેદ મેલ જેવો ઠરો બને

છે, અને ઘણીક વાર તે વાસ પણ મારે છે. તબિબી ભાશામાં આ મેલને ' પ્રેપ્યુશ્યલ સ્મેગ્મા ' કહે છે. આ સબબને લીધે ઘણીક વાર એ જગ્યા ઉપર ત્રાસદાયક પિડાકારી લાગુ પડે છે. ઇન્દ્રીના મુખ– ગ્લેન્સ–આગલ નિકલી આવેલી એ ચાંમડીની ટિચકીને તબિબો ' પ્રેપ્યુસ '–PREPUCE–કહે છે. બાળપણુમા એ ચાંમડીમા 'ગ્લેન્સ' બિલ્કુલ ઢંકાઇ ગયેલું હોય છે, પણ ઉમર મોટી થવે, એ ચામડી 'ગ્લેન્સની' ઉપર ચહડી જાય છે, અને તેથી તે ખુલ્લુ દેખાઇ શકે છે.

ધ્યાંન રાખવું કે આ ' પ્રેપ્યુસ ' જે ઘણીક વાર ' ફોર સ્કિન ' (FORE SKIN) ને નામે પણ ઓલખાયે છે, તે બાજે વખત ટુંકી હોય છે. જ્યારે તે ટુંકી હોય છે, ત્યારે ઇન્દ્રીનુ આખું મુખ ('ગ્લેન્સ') ઢંકાયલું હોતું નથી, પણ તેનો થોડો ઘણો ભાગ ઢંકાયલો રહે છે, અને થોડો ખુલ્લો રહે છે. જેમ જેમ બાળ–પુરૂશ ઉમરમા મોટો થતો જાય છે, તેમ તેમ તેનું ગુપ્ત શરીર પણ કદમા વધતું જાય છે. પણ ઘણીક વાર એવાબી બનાવો બને છે, કે ઇન્દ્રીના વધવા સાથ આ ચાંમડી તેના પ્રમાણ જેટલી વધતી નથી. એવી રીતે એ ચાંમડી જ્યારે ઇન્દ્રીના પ્રમાણમા વધતી નથી, ત્યારે ઇન્દ્રીનુ મુખ ('ગ્લાંન્સ') અરધું યા તો આખું ઉઘાડુ રહેવા પામે છે.

ઘણીક વાર આ ' પ્રેપ્યુસ ' નો છેડો, (યાને ટિચકી), બાળ–પુરૂશમા એટલો તો નાહનો હોય છે, કે તેમા એક સાધારણ કદની ટાંચણીના માથાં જેટલોબી માર્ગ, પિસાબ કરવા માટે હોતો નથી. એવે સમે બાળકને પિસાબ થતી વેળાએ જે વેદના અને દુખ થાયે છે, તેની સમજ અજ્ઞાન મા–બાપોને પડતી નથી. એટલાં માટે બાળકની એવી હાલત પ્રસંગે, તબિબો સર્વથી પેહલ્લાં બાળકની ઇન્દ્રી તપાસી, તેઓ પોતાની ખાતરી કરે છે, અને જો પિસાબ કરવામા થતી અડચણનુ કારણુ તેજ હોય છે, તો તેનો ઇલાજ તેઓ સતવર કરી શકે છે.

# THE MYSTERIES OF MAN!

## મર્દનું પોશીદા બદન!

### પુરૂશની જનંન ઈન્દ્રીનો ભિત્તરના ભાગની ગુપ્ત રચનાવાલો દેખાવ.




યુરીટરના બ્લેડર માહેલા છિદ્રો.

ઇજેક્યુલેટરી-ડક્ટસના છિદ્રો, જે ધાતુ પ્રવેશદ્વાર તરીકે ઓળખાય છે; પ્રોસ્ટેટ, અને કુપર્સ-ગ્લેન્ડસ વિગેરેના છિદ્રોના ભિતરમા આવેલાં સ્થાંનની જગ્યાનો દેખાવ.

ખુલાસા માટે વાંચો પત્ર ૨૦ મું.

## પિસાબની નળીમાં ઉત્પન્ન થતા જાતજાતના પ્રવાહી.
### ( ચિત્ર સાથ. )

આગલ જોઇ ગયા પ્રમાણે આ પિસાબની નળી, મુત્ર માર્ગ તરીકે, તેમજ પ્રજા ઉત્પન્ન કરનાર એક હથીઆર તરીકે ગણાય છે.

મુત્ર માર્ગ તરીકે એ નળીનો કેવી રીતે ઉપયોગ થાય છે, તે વિશે હવે ઝાઝું લખવાનું રેહ્યું નથી, પણ પ્રજા ઉત્પન્ન કરવાના સાંધન માટે એ નળી કેવો ભાગ ભજવે છે, તેની ટુંક નોધ અતરે લેવી જરૂરની છે.

પુરૂશની તંન્દરોસ્ત હાલતમાં જ્યારે તેનો કામ ઉસ્કેરાયલો હોય છે, ત્યારે પિસાબની નળીના મુખમાથી, કોઇક વાર થોડાંક ચિકણા જેવા પ્રવાહીના ટિપાં ઝરે છે. પણ જ્યારે એકાદ જનંન શરીરની પિડાકારીથી પુરૂશ હેરાંન થતો હોય છે, ત્યારે કોઇ વાર એ પ્રવાહી ઘણા મોટા જથ્થામાં નિકલે છે. તંન્દરોસ્ત હાલતમાં, તેમજ કોઇકિ બિમારી દરમિયાંન પિસાબની નળીમાંથી આવી રીતનો પ્રવાહી નિકલ્યાથી, દરદીને મોટી ચિંતા ઉત્પન્ન થાય છે. એટલા માટે આ પ્રવાહી ક્યાંથી અને કેવી રીતે નિકલે છે, અને એ પ્રવાહી શું ચીજ છે, તે જાણવું ઘણુંજ જરૂરનું છે.

પિસાબની નળીનુ એક ચિત્ર અતરે આપેલું વાંચકને જોવાની ભલામણ કરવામાં આવે છે. પુરૂશની પિસાબની નળી અંદર, તેના **આગલા** તેમજ **પાછલા** ભાગમાં, અતિ બારીક કદના નાહનાં નાહનાં પિન્ડ હોય છે.

**‘કુપર્સ-ગ્લૅન્ડસ.’**
**ચિત્ર સાથે.**

ખાસ કરી મજકુર ચિત્રમાં દેખાડેલી જગ્યા ઉપર બે નાહનાં જેવાં ગોળ પિંન્ડ દેખાયે છે. એ બંને ‘કુપર્સ–ગ્લૅન્ડસ’ ને નામે જણાયલાં છે. કદમાં તે મોટા વટાણાથી સેહજ મોટાં હોય છે. આ બંને ‘ ગ્લૅન્ડસ ’ જેમ જેમ પુરૂશની ઉમર મોટી થતી જાયે છે, તેમ તેમ તે કદમાં નાહનાં થતાં જાયે છે.

આ કુપર-ગ્લૅન્ડસ તેમજ તેની પડોસમાં આવેલાં બીજાં છિદ્રોમાંથી 'ગ્લીસરીન' જેવા દેખાવનો પણ ચિકણો પ્રવાહી ઝરે છે. આ પ્રવાહીની ખાસિયત alkeline, યાને કાંઈક ખારાસવાલી હોય છે. મૈથુન પ્રસંગે આ પિન્ડમાંથી નિકલતો પ્રવાહી, ધાતુ સાથ ભેળાઈ મિશ્ર થઇ બાહાર નિકલે છે. ધ્યાંન રાખવું, કે કુપર્સ-ગ્લૅન્ડસમાંથી નિકલતો પ્રવાહી, પુરૂશની ઈન્દ્રીને લાગુ પડતાં અમુક પ્રકારના દરદોમાં જાણવા જોગ ભાગ ભજવે છે, જે માટે હવે પછી વધુ જાણવાનું જરૂર જોગ છે.

**પ્રૉસ્ટેટ-ગ્લૅન્ડ. ચિત્ર સાથે.**

કુપર્સ-ગ્લેન્ડસવાલી જગ્યાથી થોડેક દુર, પ્રૉસ્ટેટ-ગ્લૅન્ડને નામે જણાયલો એક બીજો પિંન્ડ, 'બ્લૅડર' યાને પિસાબના પુક્કાની ગરદન આગલ આવેલો છે. એના મુખમાંથી કાંઈક ફિક્કા દુધાળા રંગ જેવો રસ, યાને પ્રવાહી નિકલે છે. આ રસની ખાસિયત પણ 'આલ્કેલાઈન' યાને ખારાસવાલી હોય છે.

પ્રૉસ્ટેટ ગ્લૅન્ડ, એ જનંન શરીર અવયવો માહેલું એક અતી અગત્યનું અવયવ ગણાયે છે, એ ધ્યાંનમાં રાખવું. મૈથુન પ્રસંગ આ ગ્લૅન્ડમાંથી મોટા પ્રમાણમાં પ્રવાહી બાહાર પડે છે, અને પોતાના માર્ગમાથી આગલ વધતાંજ તે ધાતુ સાથ મળી મિશ્ર થઇ જાયે છે.

## પુરૂશના વાંઝીયાપણાનું એક કારણ.

**પ્રૉસ્ટેટ શું ગરજ સારે છે.**

આ પ્રૉસ્ટેટ ગ્લૅન્ડ, 'બ્લૅડર' યાને પુક્કાની અતી નજદીક આવેલો પિંન્ડ છે, અને તેથી પુક્કાની ગરદન ઉપર તે એવી કિસમનો કાબુ રાખી શકે છે, કે જેથી બ્લૅડરમાં એકઠી થયેલી પિસાબને મૈથુન પ્રસંગ બાહાર નિકલતી અટકાવવા માટે, બ્લૅડરની ગરદનને (neck of the bladder) તે સંકોચી રાખે છે. વળી એક બીજું કાંમ આ

પ્રૉસ્ટેટ કરે છે, તે એ, કે મૈથુન પ્રસંગે, ધાતુના રોહોની ગતીને જોશ આપી, તેને જોશથી પ્રવેસ કરવા કરાવવાના કાંમમાં તે મદદ કરે છે.

આ પ્રૅાસ્ટેટને લાગુ પડતી બિમારીઓ જેટલી જોખમભરી તેટલીજ તે ત્રાસદાયક છે. આ પ્રૅાસ્ટેટ ગ્લૅન્ડ માહેલા પ્રવાહી સાથ, પુરૂશોના વાંઝીયાપણાને મોટો સંબંધ હોય છે. કેમકે મોટે ભાગે તબિબોનું એક સરખું એવું મત છે, કે પુરૂશ ગમે એવો મરદીમા હોય, અને તેની ગોળીઓ સંપુર્ણ ખિલેલી હોય, છતાં, જો આ પ્રૅાસ્ટેટ ગ્લૅન્ડ પુરેપુરો ખિલેલો નહિ હોય, તો તેવો પુરૂશ વાંઝીયો રહે છે, અને તેનો તમામ કલંક તેની પરણેતરને કપાલે લાગે છે. એટલુંજ નહિ, પણ અગર જો એ પ્રૅાસ્ટેટ ગ્લૅન્ડ સંપુર્ણ હાલતમાં ખિલેલો હોય, પણ કાંઇક સબબથી તેની હાલત જો બગડેલી, યા દરદી હોય, તો તેવા સંજોગ વચ્ચેબી એજ પરીણામ આવે છે. એ સઘળું પ્રૅાસ્ટેટને લાગુ પડતાં દરદોને લગતાં પત્રમાં વાંચક જોઈ શકશે.

પુરૂશની પિસાબની નળીમાં આ બંને જાતના ગ્લૅન્ડ અતિશય જાણુવા જોગ જગ્યા રોકે છે, માટે આ ઉપર ટપકેનો ખુલાસો તેના સંબંધમા પુરતો ધારૂ છું. અલબતાં એ બે 'ગ્લૅન્ડ' ઉપરાંત બીજા અનેક પિન્ડ પિસાબની નળીમાં આવેલા છે, પણ તે સઘળાં માટે લંબાણ લખી, વાંચકોની ગુચવણમાં વધારે ગુચવાડો કરવાની જરૂર નથી.

## પિસાબનો ફુકકો. 'બ્લૅડર.' (ચીત્ર સાથે.)

## BLADDER.

પિસાબની નળીના અંદરના છેડાને લાગેલો જે ભાગ ચિત્રમાં દેખાય છે, તે પિસાબનો ફુકેકો (બ્લૅડર) છે. એ ફુક્કામાં પિસાબ એકઠી થાયે છે. ગુરદામાંથી પિસાબ ટિપે-ટિપે, 'યુરીટર્સને' નામે જણાયલી બે બારીક નળીઓ મારફતે, આ 'બ્લૅડરમા' ટપકે છે. આ 'યુરીટર્સનો' એક છેડો ગુરદામાંથી નિકલે છે, અને તેનો બીજો છેડો બ્લૅડરમાં લાગેલો છે. (જુવો ચિત્ર.)

પિસાબનો આ ફુકકો જ્યારે પિસાબથી ભરાયેલો હોય છે, ત્યારે તેનો ઉઠાવ, પીડુ સુધી જઈ પુગે એટલો મોટો થાયે છે. કોઇ વખત પિસાબ જ્યારે ફુક્કા અંદર મોટા જથ્થામાં જમાવ થાય છે, અને તે અટકી પડે છે, ત્યારે એ ઉઠાવ એટલો તો મોટો બને છે, કે તે દરદીની ડુંટી સુધી પુગે છે. તબિબો તે જોતાંજ કહી શકે છે, કે દરદીને પિસાબ છુટી નથી. પિસાબના ફુક્કાને પણ અનેક બિમારીઓ લાગુ પડે છે, તેમા મુખ્ય કરી ફુક્કામાં સોજો આવે છે, તે બિમારી ઘણીજ પિડાકારક, અને બાજે વખત જોખમભરી થઇ પડે છે. ફુક્કાના સોજાની બિમારી, 'સિસ્ટાઇટિસ '–('CYSTITIS.') નામે ઓલખાયે છે.

લા૦ દુવાગીર.

D. H. P.



# પત્ર ૨૦ મું.

## THE MYSTERIES OF MAN.



### ANATOMY AND PHYSIOLOGY OF THE SEXUAL APPARATUS.



## મર્દનું પોશીદા બદન.

### ( ચિત્રો સાથે. )



માનવંત મિત્ર—

પુરૂશના બાહારના જનંન અવયવોની તપાસ જોઇ લીધી છે; હવે આ પત્રમાં પુરૂશના પોશીદા યાને ભિત્તરમાં આવેલાં અવયવોની નોધ લેઈ આપણુ આગલ ચાલશું.

પિસાબની નળીને પાછલે છેડે 'બ્લૅડર' યાને પિસાબના ફુક્કાની કાંઇક તપાસ ગયાં પત્રમાં કરી છે. ફરી તમો જરા એજ ચિત્ર તરફ નજર કરશો ? પિસાબના ફુક્કાના હેઠલના ભાગ ઉપર નંબર 2 અને નંબર 3 વાલી નિશાંણી તપાસજો. એ નંબર 2, નિશાણીવાલુ ચિત્ર જુવો. એને તબિબો 'વાસ–ડૅફરંન્સ' કહે છે. અને નંબર 3 નિશાણીવાલું ચિત્ર, તે 'સૅમિનલ–વૅસિકલ' કેહવાય છે. એ બંને આકૃતી માટે દરેક પુરૂશે કાંઇક જાણવું ઘટે છે, માટે હું તેની સમજણુ ટુંકમાં તમો સનમુખ દર્શાવીશ.

નંબર 3 'સૅમિનલ-વૅસિકલ' કેહવાય છે. 'સૅમિનલ-વૅસિકલ' એટૂલે પુરૂશની 'ધાતની કોથળી.' આ કોથળી બે જુદી જુદી હોય છે. તેમનો ઘાટ લંબાચો, ચિત્રમાં દેખાડયા પ્રમાણે હોય છે. પ્રત્યેક કોથળી પિસાબના ફુક્કાની એક એક બાજુએ (સફરાની આગળ) ગોઠવાયલી હોય છે. આ કોથળીઓની અંદર ધાતનો જમાવ થઈ રેહ છે. દરેક 'વૅસિકલ' યાને કોથળી લગભગ બેથી અઢી ઇંન્ચ જેટલી લાંબી, અને સુમારે એક ઇંન્ચ પોહોળી હોય છે. એ રીતે પુરૂશની ધાતને એકઠી કરવાનું આ કોથળીઓ જાણે એક 'રેઝરવાયર' ના જેવું કાંમ કરે છે. ના, એટલુંજ નહિ, પણ એ ઉપરાંત એક અતી અગત્યનું બીજું કાંમ જે એ કોથળીઓ કરે છે, તે એ, કે પુરૂશની ધાત અંદર ઉત્પન્ન થતાં 'જીવન-જંતુ' જેને 'સ્પર્મૅટોઝૂઆ' કહે છે, તેમને એ કોથળીઓ પોતાની અંદર રાખી, તેમનુ રક્ષણ કરે છે.

**સૅમિનલ-વૅસિકલ. ચિત્ર સાથે.**

પુરૂશના 'જીવન-પ્રવાહી' યાને ધાતને જાંળવી રાખનારી આ બે કોઠળીઓને માટે કાંઇક ખુલાસો કીધા પછી, હવે એ કોથળીઓમાં જમાવ થતો જીવન પ્રવાહી કયાંથી આવે છે, અને ત્યાંથી તે કેવી રીતે બાહાર પ્રવેસ કરે છે, તેની તપાસ કરશું. મિત્ર, ફરી એજ ચિત્રમા નંબર 2વાલી, બંને બાજુ ઉપર દેખાડેલી બે નળીઓ જુવો. એ બે નળીઓ 'વાસ-ડૅફરંન્સ' ને નામે જણાયેલી છે. આ બે નળીઓ પુરૂશની ગોળીમાં ઉત્પન્ન થતી ધાતુને 'સૅમિનલ-વૅસિકલ' અંદર એકઠી કરવા માટે લઈ જઇ નાખે છે. આ 'વાસ-ડૅફરંન્સ' ના મુળની ઉત્પતિ, પુરૂશની ગોળીમાંથી થઈ છે. બંને ગોળીઓમાંથી એવી એક એક નળી નિકલે છે, અને તે બંને 'સૅમિનલ-વૅસિકલ' ને જઈ મળે છે, (જુવો ચિત્ર) જે પિસાબની નળી 'યુરીથ્રા' (મુત્ર-માર્ગ)માં આવેલાં અતી બારીક

**વાસ-ડૅફરંન્સ. ચિત્ર સાથે.**

## THE MYSTERIES OF MAN!

## પુરૂશની જનંન ઈન્દ્રીઓનો ભિત્તરનો દેખાવ.




1 યુરીટર યાને ગુરદામાંથી પિસાબને બ્લેડરમાં લેઇ જનારી, સાંમે સાંમે આવેલી બે નળીઓ. 2 વાસ-ડેફરંન્સ. 3 સેમિનલ વેસિકલ્સ. 4 પ્રોસ્ટેટ ગ્લેન્ડ. 5 કુપર્સ ગ્લેન્ડસ. 6 મુત્ર-માર્ગ.

વધુ ખુલાસા માટે વાચો આ પુસ્તકનુ પત્ર ૧૯ અને ૨૦ મું, અને સ્ત્રી-શાસ્ત્ર પત્ર ૧૦ મું.

છિદ્રો સાથ સીધો સંબંધ ધરાવે છે. એ છિદ્રો 'ઇજેક્યૂલેટરી–ડકટ્સ' (EJACULATORY DUCTS) ને નામે જણુયેલાં છે. આ છિદ્રોની અંદરથી ધાતુ પિસાબની નળીમા પ્રવેસ કરે છે, અને ત્યાંથી તે બાહાર પડે છે.

## પુરૂશોને લાગુ પડતું ગુપ્ત વાંઝીયાપણું.

ધ્યાંન રાખવું, કે આ 'સૅમિનલ–વૅસિકલ્સ' તેમજ આ 'વાસ–ડૅફરંન્સ' બંને અનેક પિડાકારીના ભોગ થઇ પડે છે. અને ધ્યાંન રાખવું, કે તેમને લાગુ પડતી બિમારી કાંઈ સાધારણ પરીણામ લાવતી નથી, તેમજ તે ચલાવી શકાય એવી પણ હોતી નથી. એ પિડાકારીથી પુરૂશની હાલત ઘણીજ ખરાબ થાયે છે. એટલુંજ નહિ, પણ પુરૂશો એવી તો ગુપ્ત રીતે વાઝીયા બને છે, કે તેમના વાંઝીયા-પણાનું ખરૂં કારણ જવલેજ શોધી કાહાડી શકાયે છે. શરીરના ભિત્તરના ભાગમાં છુપાયલી આ ગુપ્ત રચનાને લાગુ પડતી બિમારીના ઇલાજ કરવા માટે, ઉંટ વૈદોની શક્તિ કેવળ નિશ્ફળ જવીજ જોઇયે, કેમકે પેહલ્લાં તો આવી બિમારી લાગુ પડી છે, તે તેઓ શોધી કે પીછાની શક્તા હોય, એ શકમંદ છે. એ વિશે વધુ હવે પછી.

## પુરૂશની ધાતના પ્રવેસ–દ્વાર!

### EJACULATORY DUCTS.

(ચિત્ર સાથ.)

**ઇજેકયૂલેટરી–ડકટ્સ.**

'ઇજેક્યૂલેટરી–ડકટ્સ,' એ પિસાબની નળીના અતી ઉપલા ભાગમાં, એક એકની જોડમાં સામ સાંમા આવેલાં બે બારીક છિદ્રો છે. આ બે છિદ્રો ધાતને પિસાબની નળીમાં દાખલ કરનારાં દ્વાર (દરવાજા) સમાન ગણાયે છે. એ છિદ્રોમાંથી પુરૂશની ધાત બાહાર નિકલી પિસાબની નળી 'યુરીથ્રામાં' દાખલ થાયે છે, અને માર્ગમા પિસાબના મુખ તરફ આગલ વધતાં, પ્રૅાસ્ટેટ અને 'કુપર્સ–ગ્લૅન્ડ' માથી નિકલતા પ્રવાહી સાથ મળી જઇ તે બાહાર પડે છે.

પુરૂશના જનંન અવયવોમા સમાયેલી યાંત્રીક કળાનો આ સાદી નંજરને પેશ પડતો ચિતાર છે. એ યાંત્રીક રચનાના ઉંડાણુમા ઉતરવાની મે સેહજબી તજવિજ કરી નથી, પણ ફકત ઉપર ટપકેની માત્ર નોધ ટપકાવી છે. હવે પુરૂશના બાહારના જનંન અવયવોની આપણ એવીજ રીતે તપાસ કરી આગલ વધશું.

## પુરૂશની ગોળી.

### ( ચીત્ર સાથે. )

### THE TESTES AND SCROTUM.

મરદના જનંન અવયવોમાં સર્વથી વધારે નાજુક, અને સર્વથી વધારે અગત્યનુ અવયવ, તે મરદની ગોળી છે. આ ગોળીની બનાવટની બારીકીમા ઉતરવાની જરૂર નથી, કેમકે આ વિશય વાંચી વાંચકો 'સરજ્યન' બની જાયે, એવી કાંઇ મારી મતલબ નથી ! માટે આ અવયવની માત્ર એક ઉડતી તપાસ લેઇ આપણુ સંતોશ પકડીશું.

### ABNORMALITIES OF THE TESTES.

## કુદરતની અજાયેબીઓ !

### એક, બે, અને ત્રણુ ગોળીવાલા પુરૂશો.

પુરૂશના ધડના હેઠલા ભાગમા, કુદરતે બે ગોળી જેવાં નાજુક અવયવો બક્ષેલાં છે. પુરૂશના ગુપ્ત ભાગની રચનામા પણુ કોઈ વાર અજાયેબ જેવા અકુદરતી બનાવો બનેલા નોધાયા છે. કોઇ વાર કોઇ પુરૂશમા બે ગોળીને બદલે એકજ ગોળી માલમ પડે છે. એવા પુરૂશો *'મોનોર્કિદ' (MONORCHIDS) ને નામે ઓલખાય છે. વળી કોઈકિ વાર પુરૂશોની બંને ગોળીઓ નિચે ઉતરતીજ નથી, અને ગોળી જેવું તેઓમા કાંઈબી માલમ પડતું નથી. એવા પુરૂશો ' *ક્રિપ્ટોર્કિદ '

* Diseases of The Genito-Urinary System. E. Fuller, M. D.

(CRYPTORCHIDS) ને નામે ઓલખાય છે. તબિબી દફતરે નોધાયલી નોધ ઉપરથી વળી એવુંબી માલમ પડે છે, કે એક પુરૂશને †ત્રણ ગોળીઓ પણ હતી. વળી એક બીજા તબિબની નોધ પ્રમાણે એવું જણાયુ છે, કે એક દરદીની બંને ગોળીઓ તેની ડાબી બાજુએજ હતી.

કુદરતની અજાયેબીનો પાર હોતો નથી. જેમ સ્ત્રીઓમાં બે ગર્ભસ્થાંન, બે જનંન માર્ગ વિગેરે બીજી અજાયેબ જેવી શરીર રચનાઓ માલમ પડી છે, તેજ રીતે પુરૂશોની સરજતબી તેવીજ અજાયેબી ભરેલી જણાઈ છે. પણ એ વિશે વધુ હવે પછી.

ગોળીનો ઘાટ ઇંડાં જેવો હોય છે. પ્રત્યેક ગોળી સુમારે દોઢથી બે ઇન્ચ જેટલી લાંબી, અને લગભગ દોઢ કે પોણા બે ઇન્ચ પોહોળી હોય છે. પ્રત્યેક ગોળી, વજનમા ૭ થી આંઠ ડ્રાંમ જેટલી હોય છે. આ બંને ગોળીઓ ચામડીની એક નાંહની જેવી કોથળીમા ઢંકાયેલી હોય છે. એ કોથળીને તબિબી ભાશામાં

**સ્ક્રોટમ–SCROTUM**

ને નામે ઓળખાવી છે. એ સ્ક્રોટમની ચામડી ઘણીજ નાજુક અને મુલાએમ હોય છે. ખાસ કરી શરીરના કોઇ પણ ભાગ ઉપરની ચામડી કરતાં આ સ્ક્રોટમની ચામડી ઘણીજ નાજુક રહે છે. એટલુંજ નહિ પણ એ ચામડીની ચેતન શક્તિ–સૅન્સીબિલીટી–પણ વધારે તિવ્ર હોય છે. આ સ્ક્રોટમ વચોવચમાથી બે ભાગમા વેંહચાઇ ગયેલી હોય છે. ડાબી બાજુની ગોળી જમણી બાજુના કરતાં સેહજ નાહની હોય છે. એ ચામડીની અંદર પસીનાની જડના પિન્ડ અતી ઘણા પ્રમાણુમા હોવાને લીધે, પસીનો હંમેશાં પડતો રહે છે.

આ સબબને લીધે સ્ક્રોટમની ચામડીની વિશેશ જતન કરવાની ખાસ જરૂર પડે છે, કેમકે તેમ જો ન બને, અને ઘટીત પ્રકારની

† British Medical Journal. Sept. 10, 1895. (Eugene Fuller, M. D.)

સફાઇ જો ન રાખવામા આવે, તો એ ચામડી ઉપર અનેક જાતની પિડાકારી લાગુ પડવાનો સંભવ રહે છે.

## ગોળી ઉપરથી પુરૂશની તબિયતની પરીક્ષા કરવાની રીત.

એ ચામડી ઉપર જુદા જુદા સંજોગ પ્રમાણે જુદી જુદી અસર થતી રહે છે, એ ધ્યાંન રાખવું. દાખલા તરીકે [૧], ગરમીની અસરથી; [૨] ઘડપણની અસરથી; [૩] 'સિકનૅસ' ની અસરથી, તેમજ [૪] દેહ નબળી પડી જવાથી લાગુ પડતી નાતવાંનીની અસરથી, એ ચામડી પોચી, નરમ, અને ઢીલી પડી જાયે છે, અને ગોળી ઝુલાઇ પડે છે. પણ બીજા હાથ ઉપર [૫] ઠંડીની મોસમમા, તથા [૬] જવાંનીમા, તેમજ [૭] નિરોગી તબિયત દરમિયાન, એ ચામડી સંકોચાઇ જઇ કરચલી પકડેલી બને છે.

## સ્ક્રોટમ. સુખમા તેમજ દુખમાં તેની હાલત.

શરીરની સુખાકારી, તેમજ દુખાકારી સાથ આ પોશીદા બદનને કાંઇક ઘાડો સંબંધ હોય, એમ હંમેશાં જણાયું છે. જેઓની શરીર સુખાકારી બિલ્કુલ [૮] નિરોગી હોય છે; અને જેઓની દેહ બિલ્કુલ [૯] નિશકલંક હોય છે, તેઓની સ્ક્રોટમની ચાંમડી એવી તો સંકોચાઇને ટંગ રહે છે, કે જાણે તે ગોળીને વળગી ગયેલી હોય. બીજા હાથ ઉપર જેઓની રેહણી-કરણી [૧૦] કલંકથી ભરેલી હોય છે; જેઓના [૧૧] મનની તેમજ તનની આરોગ્યતા બગડેલી હોય છે, યા બગડતી જતી હોય છે; ખાસ કરી જેઓ [૧૨] અતિશય વિશયી જીંદગી ગુજારતા હોય છે, તેઓની સ્ક્રોટમની ચાંમડી મોટે ભાગે ઢીલી થઇ ઝુલાઈ પડેલી, અને અતિશય પોચી માલમ પડે છે. ખરૂં જોતાં સ્ક્રોટમની ચાંમડી શરીર સુખ-દુખ દર્શક છે, એમ કહેવામા સરાહગાત થતી નથી.

## પુરૂશની ગોળી. તેની બનાવટ.

(ચિત્ર સાથે.)

સ્ક્રોટમને માટે એટલું પુરતું ધારી હવે પુરૂશની ગોળીની બાબદ

હાથ ધરીશું. પુરૂશના બાહારના જનંન અવયવોમાં ગોળી અને પુરૂશ લિંન્ગ, એ બે માત્ર છે.

એ ગોળીની બનાવટ અતી ગુચવણભરી છે. જેટલી તે ગુચવણ-ભરી તેટલીજ તે બારીક અને નાજુક છે. એની બનાવટની બારીકી વર્ણવી હું આ વિશયને લાંબો કરવા રાજી નથી, કેમકે સાદી નજરથી આ બાબદનો ખિયાલ મેલવનારને તે કંટાળા ભરેલું થઇ પડે એમ છે.

મિત્ર મેહરબાંન, કોઇ અજ્ઞાંન આદમી આ ગોળીને માટે એમજ કહે કે:—'એ ગોળી માસની બનેલી એક ગાંઠ છે!' તો તેમાં અજબ જેવું કાંઇ લાગતુ નથી. પણ તેમ છેજ નહિ. એ ગોળી કાંઇ માસની ગાંઠ, કે માસના લોચાની બનેલી નથી. પરમેશ્વરે જેમ આદમીને બે આંખ, બે કાંન, બે હાથ, અને બે પગની જોડી બક્ષી છે, કે એકને અકસમાત યા નુકસાંન થતાં, તેનું કાંમ તેના બીજા જોડીદારથી ચલાવી શકાયે, તેમ મરદને થયેલી આ બે ગોળીની બક્ષેસ પણ જોડીમાં થયલી છે.

પ્રજા ઉત્પાતિ કરવા માટે જીવન પ્રવાહી, 'સિમૅન' (SEMEN) યાને ધાત જેવી ભેદભરી બનાવટને પુરૂશના શરીરમા ઉત્પન્ન કરવાનું કાંમ, આ બે ગોળીઓ કરે છે. એકાદ ન ધારેલા સંજોગે, યા અકસમાત, યા કોઇક પિડાકારી દરમિયાંન, આ બે માહેલી એક ગોળી અગર જો નકામી, નિર્બળ, યા દરદી બની 'સિમૅન' બનાવતી અટકી પડે છે, તો તેનું કાંમ તેની જોડવાલી ગોળીને બજાવવું પડે છે.

## છોકરો અને છોકરી ઉત્પન્ન કરનારાં બુન, જુદી જુદી ગોળીમાં બને છે!

વિદવાનોની શોધ ખોલના એક આગલા જમાનામાં, એક વિદવાંન તબિબે એવી તર્ક જાહેર કરી હતી, કે મરદની આ બંને ગોળીઓમાં

ધાતની ઉત્પતિ થતી હતી, અને તેમાં પ્રજા ઉત્પન્ન કરનારાં જીવન જંતુ હસ્તી ભોગવતાં હતાં. આ બે માહેલી જમણી બાજુની ગોળી માહેલાં વિર્ય-બીજથી છોકરો જન્મ પામતો હતો, અને ડાબી બાજુના વિર્ય-બીજથી દીકરી જન્મ લેતી હતી ! આ તર્ક તે વખતે ઘણાકોએ માની લીધી હતી, પણ શોધખોલના વધતા જતા જમાનામાં તે તર્ક નિભી શકી નહિ, કેમકે પાછલથી અનેક તર્ક બીજા તબિબોએ ઉભી કરી તેમને જાહેરમાં ફાએશ કરી.

## શરીરમાં ગોળી કયાં ઉત્પંન્ન થાયે છે ?

બાળક જ્યારે માતાના ગર્ભમાં હોય છે, ત્યારે બીજે મહિને-થીજ ગર્ભના અંગમાં, બાહારના જનંન અવયવોની પ્રાથમિક નિશાંણીઓ બંધાવા માંડે છે. પણ તે વખતે તેમની હાલત એવી તો બારીક, યાને બિલ્કુલ ઓલખી શકાય નહિ એવી હોય છે, જેથી ગર્ભ બાળ-સ્ત્રીનો છે, કે બાળ-પુરૂશનો છે, તે સેહજબી અટકળી શકાતું નથી. વખત જેમ વેહતો જાયે છે, તેમ તેમ તે ગર્ભ પોતાનો આકાર પકડતો જાયે છે, અને ત્રીજે મહિને આ જનંન અવયવોનો કાંઈક ઘાટ ઘડાયેલો જણાયે છે.

**ચોથે મહિને** તે ગર્ભ બાળ સ્ત્રી યા બાળ પુરૂશનો છે, તે નક્કી રીતે કહી શકાય, એવી કાંઈક નિશાણીઓ, બાહારની જનંન ઇંન્દ્રીઓના ઘાટ ઉપરથી દેખાયે છે. સ્કોટમનો ઘાટ જો કે તે વખતે ઘડાયેલો નજરે પડે છે, પણ હજી તેમા ગોળીઓ ઉતરેલી માલમ પડતી નથી. પાંચમે માસે કાંઈબી જાણવા જોગ ફેરફાર થતા નથી, પણ

**છઠે માસે** આ બંને ગોળીઓ પીડુ અંદર ગુરદાની પડોસમાં, પડેલી હોય છે. ત્યાંથી તે પોતાને માટે કુદરતે નિરમાન કરેલે ઠેકાણે વસ્વાટ કરવાની કાંઈક હિલચાલ કરવા માડે છે. કેમકે

**સાતમે માસે** તપાસ કરતાં તે પીડુમાંથા નિચે ઉતરી કાતરા

( ગ્રોઈન ) ની આગલ આવેલી નળી, 'ઈન્ગ્વાંઈનિલ કેનાલ' ના મુખ ઉપર યા તો કોઈ વખતે તે નળીની અંદર ઉતરેલી જણાયે છે. બાળકો જેઓ સાત માસની અધુરી મુદતે જન્મે છે, તેઓની ગોળીઓ, 'સ્ક્રોટમમા' કવચીતજ ઉતરેલી હોય છે. એ બીના તબિબોએ અચુક રીતે સાબેત કરી છે, અને કાયેદાની અદાલતમાં પણ તે મંજુર છે.

**આંઠમે માસે** મજકુર 'ઇન્ગ્વાંઇનલ–કેનાલમાંથી,' એક ગોળી, સ્ક્રોટમની અંદર ઉતરે છે, અને ઘણું કરી તે ડાબી બાજુની ગોળી હોય છે. હજી જમણી બાજુની ગોળી, જમણી બાજુના કાતરાની નળી ( 'ઇન્ગ્વાઇનલ કેનાલ' ) માંજ હોય છે, અને તપાસ કરતાં, તે ત્યાં નિચે ઉતરતાં અટકી પડેલી માલમ પડે છે. છેલ્લે,

**નવમે માંસે** જમણી બાજુની ગોળી નિચે ઉતરે છે, અને 'સ્ક્રોટમ' ની અંદર પોતાને માટે નિરમાન થયેલી જગ્યામાં તે પ્રવેશ કરી, ત્યાં કાયમ માટે વસ્વાટ કરે છે.

મરદની ગોળીઓની ઉત્પતિની આ ટુંકી હકિકત, સાદી સમજને અનુસરતી રીતે ટપકાવી છે. ઘણીક વાર કાંઈક અંનદીઠ કારણો, અને કાંઇક સંજોગને લીધે, આ ગોળીઓ પીડુમાંથી સ્ક્રોટમમાં ઉતરતી નથી, જેથી આદમી હિજડામાં ખપે છે. જો ગોળીઓનો ઉધર ભાવ કાંઇક સંજોગ વચ્ચે અટકી પડે છે, તો તેવો મરદ વાંઝીઓ હોવાનો સંભવ રહે છે. એ સઘળાં વિશે વધુ હવે પછી.

## ગોળીની રચના અને તેની ખુબી. ચિત્ર સાથ.

આ ગોળીની રચના અને તેની ખુબી વિશે લખતાં મને જે મુખ્ય મુસ્કેલી નડે છે, તે એ છે, કે ઇંગ્રેજી વૈદક–શાસ્ત્રના 'ટેકનિકલ' શબ્દોના અર્થ, સાદી અને સરલ ગુજરાતી ભાશામાં દર્શાવવા માટે

અને મળી શક્તા નથી. ગુજરાતી શબ્દ કોશોમાં તે શોધ્યા જડતા નથી, અને કમનસીબે સંસ્કૃત ભાશાનો હું અભ્યાસી નથી, એટલે વાંચકોના જડબાં તોડવાની મારામાં ગુંજાસ નથી ! આ મુશ્કેલી શરૂઆતથીજ મારા રસ્તા વચ્ચે પડેલી છે. તોપણ એ મુશ્કેલીને અત્યાર સુધી મારી યથા શક્તિ વડે હું જે રીતે દુર કરી શકયો છું, તેજ રીતે મર્યાદાભરી ભાશામા સમજાવવાની હું દરેક સંભાલથી તજવિજ કરીશ, અને જે જે ' ટૅકનિકલ ' શબ્દોના ઉપયોગ થશે, તેમના અર્થ વાંચકને સમજાવવા માટે પાછલથી એક અલાહેદી કૉલમ રજુ કરીશ.

પુરૂશની ગોળીની રચના કેવી મુશ્કીલ છે, અને તે કેવી રીતે કુદરતે રચી છે, તેનો કાંઇક ઝાંખો ખિયાલ વાંચકે મેલવવો હોય, તો આ સાથે આપેલું ચિત્ર તપાસી જોઇ, તેમાંથી કાંઇક સાર મેલવવો. આ બાબદમાં સાદી નજરના વાંચકોએ જે કાંઇ જાણવું છે, અને જે કાંઇ સમજવું છે, તે એટલુંજ, કે આ અવયવોની બનાવટ કેટલી નાજુક, અને તેથી કેટલી જોખમભરી છે, તે જાણી લેવું. વાંચકો ' સરજ્યન ' બની જાય, અને ઉંટ વૈદોની મિસાલ ' ફ્રોડકાંમ ' કરવા તેઓ તૈયાર થાય, એવી મતલબથી મે કાંઇ આ પુસ્તક લખ્યું નથી, એટલું ધ્યાંનમાં રાખવું.

પુરૂશની ગોળીઓ ઉંમરે યુગ્યા પછીજ પુખ્ત થાય છે. જ્યારે તે પુખ્ત બને છે, ત્યારે તેનુ કદ પુરેપુરૂ ખિલી રહે છે. તવે સમે પ્રત્યેક ગોળી કદમાં એકથી દોઢ ઈન્ચ જેટલી બને છે, અને જાડાઇમાં સુમારે એક ઇન્ચ હોય છે.

આ સાથ આપેલાં ચિત્રનો બરોબર તપાસી અભ્યાસ કરો. એક પુખ્ત કદની ગોળીની અંદરની રચનાનો તે દેખાવ રજુ કરે છે. ગોળીની ભિત્તરના દેખાવની રચના સમજ પડે, માટે શસ્ત્ર વિદ્યાના કાંનુન પ્રમાણે પુરૂશની આખી ગોળીની બે ઉભી ફાડ કીધા પછી, તે

માહેલી રચનાનો દેખાવ કેવો હોય છે. તે દેખાડવા આ ચિત્ર રજુ કીધું છે.

આ ગોળીના પેટાંમાં જે ગુચડાં જેવાં પિન્ડ એક એકની આગલ નજરે પડે છે, તે સઘળાં અતિશય બારીક નળીના બનેલાં છે. એ દરેક પિંન્ડ એથી ત્રણ યા વધુ નળીઓનું એક ગુચડું બનેલું છે. એ ગુચડાંવાલાં સઘલાં પિંન્ડોમાં ધાતની પ્રથમ ઉત્પતિ થાય છે, અને ત્યાંથી ધાત આગલ જણાવ્યા પ્રમાણે 'સૅમિનલ–વેસિકલ્સ' તરફ પ્રવેશ કરવા નિકલે છે.

જરા બારીકીથી એ ગુચવાયેલાં ગુચડાંને તપાસી જોશો, તો માલમ પડશે, કે સઘલાં પિંન્ડની નળીના છેડા એક સરખી રીતે સીધા બની, સેવટે ઉભી લીટીમાં એક બીજા સાથ મળી ગયેલા દેખાય છે. ગોળીની રચનાનો આ ભાગ 'વાસા–રેકટા' ( VASA–RECTA ) યાને 'સીધી નળીઓ' એવે નામે ઓલખાયે છે.

આ વાસા–રેકટાના જોડાંણથી એક મોટું જાળીદાર ગુચડું ગોળીને મથાલે થાય છે. એ વાસા–રેકટામાથી ધાતનો પ્રવાહ આ મોટાં ગુચડાંમાં જઈ પડે છે. એ મોટું ગુચડું 'એપીડિડીમિસ' ( EPIDIDYMIS ) ને નામે ઓલખાય છે.

આ 'ઍપીડિડીમિસ' ને નામે જણાયલું ગુંચડું, ગોળીને મથાલેથી હેઠલ ઉતરતા પતલું બનતું જાયે છે, અને છેવટે તેની ગુંચ ઓછી થઈ જઈ, તે એક સીધી નળીનો આકાર ધારણ કરે છે. એ નળી, 'વાસ–ડૅફરંન્સ' ને નામે જણાયલી છે, કે જેને માટે આગલાં પત્રમા આપણે વાંચી લીધુ છે. ( જુવો ચિત્ર. )

**સ્પર્મૅટિક કોર્ડ.**

ઍપીડિડીમિસના છેડામાથી નિકલેલી વાસ-ડૅફરંન્સ, ગોળીમા ઉત્પન્ન થયલી ધાતને લઇ જનારી એક ખાસ અગત્યની નળી બને છે. આ જગ્યાએ વાસ–ડૅફરંન્સની સાથે લોહીની નસ, તેમજ ફસ, નર્વ્સ, તેમજ લિમ્ફૅટિકસ,

એ સરવે હિયાં ભેગા મલી એક મજબુત પડમાં વિટલાઇને કાતરા આગલ આવેલી નળી, 'ઈન્ગ્વાંનલ કેનાલ' તરફ જાયે છે, અને ત્યાંથી 'ઇન્ગ્વાઈનલ-કેનાલ' વાલી નળી પસાર કરી પોતાને માટે મુકરર થયેલી જગ્યાએ પોહોંચી જાયે છે.

એ સઘલી રગોના તેમજ વાસ-ડૅફરન્સના ભેગાં થયાથી, એક દોરડાં જેવી બનાવટ બનેલી બાહારથી આપણા હાથને લાગે છે. એને તબિબો 'સ્પર્મૅટિક કોર્ડ' કહે છે.

પુરૂશની ગોળીની રચનાનો આ ટુંક ચિતાર છે. બંનેની રચના એક સરખી છે; બનેની બનાવટ, બંનેના કાર્યો, અને બંનેની ફરજ પણ એક સરખી છે. બંનેનું કાંમ ધાતુને ઉત્પન્ન કરવાનુ, જીવન જંતુ (SPERM) ને ઉછેરવાનુ, તેમનું રક્ષણ કરવાનું, અને જરૂર પડતાંજ તેમને માટે નિરમાન થાયેલી જગ્યાએ તેમને મોકલી આપવાનું છે.

પુરૂશના જનંન શરીરને લગતી અંદરની તેમજ બાહારની ઇન્દ્રીઓના આ એક ઉપર ટપકેના હેવાલની નોંધ સાદી તેમજ સમજ પડે એવી રીતે રજુ કરવાની તજવિજ કરી છે, જેને માટે કેહ્યા વગર ચાલતુ નથી, કે કેવળ અધુરી અને તબિબી નજરે જોતા બિલ્કુલ અપુર્ણું છે.

લા૦ દુવાગીર,

D. H. P.



# પત્ર ૨૧. મું.

## THE MYSTERIES OF MAN.



## ધાતુ યાને સિમૅન.

( ચિત્રો સાથે. )



**SEMEN.**



પ્રિય મિત્ર.

જરા ધ્યાંનથી વિચાર કરશો તો માલમ પડશે, કે દુનિયાની અંદર માનસ જાતની વૃધી જે થઈ રહી છે, તે આ પત્રને મથાલે ટાંકેલા બે હરફના શબ્દ, ધાતુ યાને ધાતને આભારી છે. એ ધાતુની અંદર સમાયેલા કરાંમતી ભેદ જાણવા જોગ છે. એ બાબદનો કાંઈક ખિયાલ વાંચકને આપવાની મતલબથી આ પત્ર લખવા માંડયુ છે.

તબિબો એને ઇંગ્રેજી વૈદક શાસ્ત્રમા 'સિમૅન' ને નામે ઓલખે છે. હિન્દુસ્તાંની હકીમો એને 'ધાત,' 'મની' યા 'તુખમને' નામે પિછાણે છે. આપણ ગુજરાતીઓ એને વિર્ય યાને ધાતુ કે ધાતને નામે ઓળખિયે છીયે.

પ્રજા ઉત્પતિ માટે આ વસ્તુનીજ જરૂર હોય છે. પુરૂશનુ વિર્ય અને સ્ત્રીનુ સંતાંન-બીજ બંનેના ભેગા સમાગમથીજ સ્ત્રી ગર્ભીત બને છે. એ બંને વસ્તુઓની હાજરીની અવશ્ય જરૂર

હોવીજ જોઇયે. ના, એટલુંજ નહિ, પણ બંને વસ્તુની આરોગ્યતા પણ સંપુર્ણ હોવીજ જોઇયે. સ્ત્રીને ગર્ભીત બનવા માટે વિર્યની હાલત બિલ્કુલ તંન્દરોસ્ત અને કોઇબી પ્રકારની નબળાઈ વિનાની હોવી જોઇયે. તેમજ બિજા હાથ ઉપર સ્ત્રીનુ સંતાંન બીજ પણ સંપુર્ણ હાલતમા પુખ્ત થાયેલુ હોવું જોઇયે. એ વિશે વિસ્તીર્ણ વિવેચન મે મારા આગલાં પુસ્તકો, ભવસાગર, સ્ત્રી-દરપણ, તથા સ્ત્રી-શાસ્ત્રમાં કરયું છે, એટલે આ પત્રમા ફકત પુરૂશના વિર્યનાજ વિશય ઉપર હું લખાણ કરીશ.

## સિમૅન યાને ધાત. તેની અજાયેબ શક્તિ!

વિર્ય યાને ધાતુ, એ એક તરકિબભરી અજાયેબ બનાવટ પુરૂશના શરીરમા હસ્તી ભોગવે છે. આ બનાવટની શરૂઆત પ્રથમ પુરૂશની ગોળીઓમા થાયે છે. ઈનિસાંનની ભવિશની ઓલાદની આશા, એ વિર્યમા સમાયેલી રહે છે. ખરા દેશભક્ત, ખરા ધર્મ ભક્ત, ખરા પર્માથી, ખરા સખાવતી, અને ખરા દાનેશમંદ ફિલ્સુફો તથા કુળ દીપકોનું પેદા પડવું, એ જેમ વિર્યને આધારે હોય છે, તેમજ ખરા દીન ડુબાઉ, ખરા રાજદ્રોહી, ખરા વેરસી, ખરા કંજુંસ, ખરા ઝેરી, ખરા ખુની અને ખરા ખસ્લતે શયતાંનનું પેદા પડવું પણ એજ વિર્યને આધારે હોય છે. જો એ વિર્ય નિશકલંક હોય છે, તો તે આશીશ સમાન થઈ પડે છે, જો એ કલંકી હોય છે, તો ઝેરી નાગના ડંખ કરતાબી વધારે કાતીલ થઈ પડે છે.

એક 'સિફીલિટીક' દરદીનુ વિર્ય કાંઇબી અપવાદ વિના બુરાંમા બુરાં ઝેર કરતાંબી વધારે ઝેરી હોય છે. એટલું તો કાતીલ ઝેર એવાં વિર્યમા મળેલું હોય છે, કે જેબી સ્ત્રીના શરીરમા તે આમેજ થાયે છે, તેની જીંદગી અને ભવિશજ માત્ર નહિ, પણ તેણીના ફરજંન્દની જીંદગી અને ભવિશનો પણ તે નાશ કરે છે. એ વિશે વધુ હવે પછી.

સ્પર્મેટોઝુઆ.




પુરૂશની ધાતુમા વસ્તાં-જીવન-જંતુ-સ્પર્મેટોઝુઆનો
સુક્ષમ દર્શક યંત્રમાથી નજરે પડતો દેખાવ.
જંતુનુ માથું; વચલો ભાગ; પીછવાલો ભાગ;
અને નિચલો છેડો.

## ધાતની બનાવટ. તે શાંની બનેલી હોય છે.

પુરૂશની ધાત જાતે પ્રવાહી અને રંગે સેહજ દુધાળી (OPALINE) હોય છે. એની ખાસિયત સેહજ ખારાસવાલી (ALKALINE), અને તેમા કાંઇક ચિકાસ હોય છે. એની બનાવટમા કેટલીક જાતના ખનિજ પદાર્થો સમાયેલા હોય છે, કે જે આદમીના શરીરની બનાવટ અને બંધારણમા ભાગ લેતા કેહવાય છે. પુરૂશની ગોળીઓમા ધાતની પ્રથમ પેદાયેસ શરૂ થાય છે, પરંતુ 'સૅમિનલ વૅસિકલ્સ,' 'પ્રૅસ્ટેટ ગ્લૅન્ડ,' તેમજ 'કુપર્સ ગ્લૅન્ડસ' માંથી નિકલતા પ્રવાહી તેની સાથે ભેલાયલા હોય છે. એ ઉપરાંત એની બનાવટમા રસાયન શાસ્ત્રની નજરે જોતાં, લગભગ એક દજનથી વધુ જાતના ખનિજ તેમજ બીજી જાતના પદાર્થો મળેલા હોય છે.

## સ્પર્મેટોઝુઆ. ધાતુ માહેલાં જીવન જંતુ. તેમના શરીરનો ચિત્તાર.

### (ચિત્ર સાથે.)

પુરૂશની ધાતની બનાવટ જાણ્યા પછી, હવે એ ધાતમાં સમાયેલો ભેદ નજરે જોવાની જેઓને ખાએશ હોય, તેઓએ સુક્ષમદર્શક યંત્રની મદદ લેવી ઘટે છે.

આ સુક્ષમદર્શક યંત્રની કાચની પટી ઉપર પુરૂશની ધાતનું ફકત એકજ ટિપું મુકી જોતાં, તે ટિપાં અંદર કાંઇક હજારો નાંહના જંતુ હિલચાલ કરતાં માલમ પડશે. આ જંતુને તબિબી ભાશામાં 'સ્પર્મેટોઝુઆ' ને નામે ઓલખાવ્યાં છે. આ જંતુને આપણ 'જીવન—જંતુ' ને સાદે નામે ઓલખીશું, કેમકે એ જ'તુમાંથી ભવિશના આદમીની પેદાયશ થાયે છે. આકારમા અને ઘાટ ઘટમમાં એ 'સ્પર્મેટોઝુઆ' કેવા હોય છે, તે આ સાથ આપેલાં એક ચિત્ર ઉપરથી જણાય છે. અલબતાં એ જંતુ સુંક્ષમ દર્શક યંત્રમાંથી જેટલાં મોટાં નજરે પડે છે, તેટલાં

મોટાં અતરે દાખવ્યાં છે, પરંતુ તેમનું અસલ કદ લંબાઈમાં એક ઇન્ચના ૧/૫૦૦ ભાગ જેટલું નાહનું હોય છે.

સ્પર્મેટોઝુઆ આટલું નાહનું જંતુ હોવા છતાં, તેના ચિત્ર ઉપરથી જણાયે છે, કે તેને એક છેડે માથું, માથાની પાસે તેનું શરીર, અને શરીરની પાછલ તેની પુંછડી, જુદા જુદા ભાગોમાં વેંહચાઇ ગયેલી હોય છે. એ સ્પર્મેટોઝુઆની ચળવળ અને ચપળાઈ અતિશય ઝડપભરી હોય છે, અને તે તેમની આ પુછડીવાલા ભાગનેજ આભારી હોય છે. ધાતુના એક અતી નાહનાં ટિપાંમા જ્યારે આ 'જીવન જંતુઓ' હજારોની સંખ્યામા વસે છે, ત્યારે તેમનુ કદ કેટલું નાહનુ હોવુ જોઇયે, તેનો આપણને ખિયાલ સેહલથી આવે છે.

આ જીવન જંતુના શરીરની રચનાનો ખિયાલ આપવા માટે અત્રે એક ચિત્ર રજુ કીધું છે. આ નામીચાં જંતુ, જેઓએ આ પૃથ્વીની ઉપર વસ્તી તમામ ઇનસાનજાતને જન્મ આપ્યો છે. તે પુરૂશની ધાતુના એક ટિપાંમા કેવી દોડધાંમ અને ચળવળ કરી રેહ્યાં છે, તેનો એક દાખલો આપવા, ફરી એક વાર વાંચકની સાંમે સુક્ષ્મ-દર્શક યંત્રમાંથી નજરે પડતા દેખાવનું એક ચિત્ર અતરે આપી, તે તરફ ધ્યાંનથી નજર કરવાની ભલાંમણ કરૂં છું.

## સ્પર્મેટોઝુઆ શરીરમાં કયાંથી ઉત્પન્ન થાય છે.

મિત્રો, આ સવાલ ઘણોજ બિકટ, અને અંધકારમાં વિટલાયેલો છે. તબિબોના અનેક અવલોકન છતે હજી તે એકમતે મંજુર થયો નથી. શરીરના આવાં ગુપ્ત ભાગના એક અંધકાર ખુણામાં આવેલાં પિંન્ડ (ગ્લૅન્ડસ) માં, આવી કિસમના અતિશય બારીક જંતુઓ કયાંથી આવ્યાં, શરીરમાં તે કયાંથી દાખલ થયાં, કેમ ઉત્પન્ન થયાં, અને તેઓએ પોતાની જીવન શક્તિ કયાંથી મેલવી, એ સવાલ વિદવાંનોની શોધ ખોલ માટેજ અલગો રહેવો જોઇયે છે; કેમકે એ સઘલું ગુપ્ત

સંસારને સાદી નજરથી જોઈ, તેને લગતું જ્ઞાંન અને તેને લગતી હકિકત સાદી અને સમજ પડે એવી ભાશામાં જાણુનારાઓને કેવળ ગુચવાડા ભરેલું, અને કેવળ સમજ ન પડે એવું છે. એ એક વિદ્દવાંન તબિબોને લાયેકનો સવાલ છે, છતાં એ જીવન જંતુની હસ્તી વિશેની કાંઇક નોંધ અતરે ટુકમાં ટપકાવેલી જલવાઈ રહેશે.

**THE MODE OF EVOLUTION OF THE SPERMATOZOA.**

આ જીવન જંતુ જેને આપણ 'સ્પર્મૅટોઝુઆ' ને નામે ઓલખિયે છીયે, તેમની પ્રાથમિક હસ્તીની જગ્યા ગોળીના ભિત્તરમાં હોય છે.

આગલ આપેલું પુરૂશની ગોળીવાલું ચિત્ર જુવો. એ ગોળીના ભિત્તરની રચનામાં ગુંચડાદાર પિન્ડની હારમાળા દેખાડેલી છે. આ ગુચડાં 'સૅમિનીફ્રરસ ત્યુબ્યુલ્સ,' યાને ધાતુને ઉત્પન્ન કરનારી અતી બારીક નળીના બનેલાં હોય છે. ‡ આ નળીની દેવાલમા અતિશય બારીક દાણાદાર રજકણો (CELLS) ઉગી નિકલે છે. એ રજકણોના ભિત્તરમાં એક અનદીઠ ગુપ્ત ક્રીયા † ચાલી રહે છે. એ બારીક રજકણોના ભિત્તરમા ચાલી રહેલી અનદીઠ ક્રીયાના પરીણાંમમા જ્યારે એ જંતુઓ પોખાઈ પુષ્ટ બને છે, ત્યારે તે રજકણ ફાટે છે, અને પરીણામમાં સ્પર્મૅટોઝુઆ ઉત્પન્ન થઇ ધાતુ સાથે મળી જાયે છે. પોતાની અજબ જેવી હિલચાલ અને ચળવળથી એ જંતુઓ સૅમિનીફ્રરસ–ત્યુબ્યુલ્સમાંથી આગલ વધી 'વાસ ડૅફ્રરંન્સ' માં દાખલ થાય છે, અને ત્યાંથી તે ધાતુને જમાવ કરવા માટે સરજાયેલાં પેલાં 'રેઝરવૉયર' તરફનો રસ્તો લીયે છે. સ્પર્મૅટોઝુઆની હસ્તીનો આ પ્રયોગ કુદરતની ગુપ્ત શક્તિનો એક જીવતો જાગતો પુરાવો લેખાયે છે, કેમકે આ અદ્દભુત ખાસિયતવાલાં જંતુઓમાં જીવની ચીંગારી કયાંથી આવે છે,

‡ Acton On The Reproductive Organs.

† આ ક્રિયાનું વર્ણન લંબાણથી દર્શાવવાની અતરે જરૂર નથી, કેમકે તે એક અતિશય ગુચવાડાભરી બાબદ છે. કરતા.

અને કેવી રીતે એ જંતુઓને જીવન મળે છે, તે બાબદ હજી સુધી પુરતી રીતે સાબેત થઈ નથી, જો કે અનેક અટકલો વિદ્વાંન તબિબોએ એ વિશે કરેલી નોંધાઇ છે.

## ઘરડા અને જવાંન પુરૂશોમાં સ્પર્મેટોઝુઆની હાલતનો ચિતાર.

સ્પર્મેટોઝુંઆની હસ્તીની આ ટુંકી અને ટચ તવારીખ છે. એ જંતુઓની સંપુર્ણ આરોગ્યતા ઉપર, ભવિશની ઓલાદની આબાદી અને બરબાદીનો આધાર રહે છે, એ ધ્યાંનમાં રાખવું.

નબળા પુરૂશોમાં, તેમજ દુબાળા એટલે જેઓના શરીરમાં લોહી ઘણું ઓછું (ANAEMIC) હોય તેવા પુરૂશોમાં; તેમજ વૃદ્ધ ઉમરના એટલે ઘરડા પુરૂશોમાં, આ જીવન જંતુ નિયમિત કરતાં ઘણા નાહનાં કદના હોય છે, એ જાણુવા જોગ છે. એવાં જંતુઓના માથાં નાહનાં, અને પુંછડી ટુંકી હોય છે, અને તેમની ચળવળ નિયમિત કરતા વધારે ઓછી અને ધીમી પડી ગયેલી હોય છે.

સ્પર્મેટોઝુઆની આવી કંગાલ હાલતને લીધે, એવા પુરૂશો ઘણીક વાર વાંઝીયા રહે છે, અને તેનો દોષ તેમની નિરદોશ પરણેતરોને કપાલે ચોંટે છે.

બીજા હાથ ઉપર કેટલાક જવાંન અને મજબુત બાંધાના પુરૂશોમા એ જંતુઓ બાજે વખત કદમાં ઘણાં મોટાં તેમજ તેમની ચળવળ પણ ઘણીજ જબરી હોય છે. અલબતાં એ સઘલું જેઓ સુક્ષ્મદર્શક યંત્રનો ઉપયોગ બરોબર કરી જાણુતા હોય, તેઓજ અનુભવી શકે છે. એ કાંઇ ઘણું મુસ્કેલ કાંમ હોતું નથી, પણ થોડી ઘણી 'પ્રૅકટિસ' અને કાંઇક અનુભવનું કાંમ હોય છે.

પુરૂશના શરીરમાં જોબનનો બહાર પુરેપુરો શરૂ થયા પછી, સ્પર્મેટોઝુઆ ઉત્પન્ન થવા માડે છે, અને પચાસ વરશની ઉંમરે પુરૂશ

પુગે ત્યાં સુધી તેમની ઉત્પતિ ચાલુ રહે છે. પણ બાજે વખ્ત પુરૂશોની આરોગ્યતા અને ઝેન જો મજબુત હોય તો તેથીબી મોટી ઉમરવાલાં-ઓના શરીરમાં સ્પર્મેટોઝુઆની ઉત્પતિ થતી રહે છે. સાઠ વરશ પછી એ જંતુની ઉત્પતિ, તેમની સંખ્યા, તેમની ચળવળ, અને તેમના કદ, એ સઘળાં ઓછાં થતાં જાયે છે. એટલું છતાં ઘણીક વાર ૭૦ અને ૮૦ વરશની ઉંમરવાલા, અને કોઈ વાર તેથીબી મોટી ઉંમરવાલા પુરૂશોની ધાતુમાં સ્પર્મેટોઝુઆની હસ્તી માલમ પડેલી નોંધાઇ છે, અને એટલી મોટી ઉમરવાલા પુરૂશોને ત્યાં સતાવાર રીતે નાહનાં દીકરી દીકરાઓની વૃધી થયેલી જણાઈ છે. પરંતુ એવા દાખલાઓ ફકત અપવાદ તરીકેજ ગણુવા જોઇયે, એમ તબિબોનું મત છે.

એ રીતે જોતાં માલમ પડે છે કે શરીરમાં ઉત્પન્ન થતા સ્પર્મેટોઝુઆની સંખ્યા અને તેમની હિલચાલ, તેમજ તેમની ચળવળ તથા તેમની આરોગ્યતા, અને સ્ત્રીને ગર્ભીત બનાવવાની તેમની શક્તિ, પુરૂશના બળ અને બાંધા ઉપરાંત તેમની આરોગ્યતાને આધારે પણ હોય છે. જો પુરૂશની આરોગ્યતા અને તેનુ શારિરીક બળ નબળાં હોય છે, તો તેના શરીર માહેલાં આ જંતુ પણ તેવાંજ નબળાં અને ઓછી ચળવળવાલાં હોય છે; એટલુંજ નહિ પણ કદમાં પણ તેઓ નાહના માલમ પડયા છે. પરીણામમાં સ્ત્રી વાંઝણી રેહ છે, અને પુરૂશ નિશકલંક હોય એમ જાહેરમાં જણાય છે.

## પુરૂશની બિમારી દરમિયાંન સ્પર્મેટોઝુઆની હાલત.

વળી પુરૂશને લાગુ પડેલી બિમારીની અસર પણ આ જંતુ ઉપર થતી માલમ પડી છે. કોઇબી પ્રકારની સખત (ACUTE) બિમારી દરમિયાંન પુરૂશની ગોળીઓ પોતાનું નિયમિત કાર્ય કરતી

બિલ્કુલ અટકી પડે છે; અને કોઇબી પ્રકારની લાંબા વખતની યા જુની (CHRONIC) બિમારી દરમિયાંન આ સ્પર્મેટોઝુઆની ઉત્પતિ શરીરમાં ઘણીજ ધીમી પડી જાયે છે, અને ત્યારે તેઓ ઘણીજ નબળી હાલતમાં અને ઘણીજ ઓછી સંખ્યામાં ઉત્પન્ન થાય છે.

## પુરૂશના શરીરમાંથી નિકલતી ધાતનું પ્રમાણ.

આ સવાલનો ખુલાસો એક જાણવા જોગ બિના ઉપર અજવાલુ નાખે છે, અને તે એ, કે પુરૂશના શરીરમાં આ જીવ સમાન કિમતી પ્રવાહિની પેદાયસ કાંઈ ચાલુ થતી રેહતી નથી, એ ધ્યાંનમાં રાખવા જોગ બાબદ છે. હવસ પરસ્તો જેઓ પોતાના કામને સંતોખવાનો ધંધો લેઈ બેઠા હોય છે, તે લોકોનું માનવું એ હોય છે, યા તો તે લોકો એવુંજ સમજતા લાગે છે, કે આ જીવન પ્રવાહી તેમના શારિરીક કારખાનામાં રાત દિવસ ચાલુ ઉત્પન્ન થતો રહે છે, અને તેથી તેઓને કાંઇ તેની ખોટ કે ખુટ પડનાર નથી. પણ એ તેમના વિચારો કેવળ ગલત છે, અને તે એક સાબેત થયેલી બીના છે. એક પરહેજ રહેલા પુરૂશના શરીરમાંથી મૈથુન પ્રસંગે જે ધાતુનો જથ્થો નિકલે છે, અને તેમાં જેટલી સંખ્યામાં સ્પર્મેટોઝુઆ હોય છે, તેટલી †સંખ્યામાં, તુરતજ બીજી વાર તેટલાં જંતુ હોતા નથી. કામાંધ પુરૂશો માટે એ જાણવા જોગ છે, કે દરેક પ્રસંગે એ જીવન જંતુની સંખ્યા તેમજ જીવન પ્રવાહી એટલાં બધાં તો ઓછાં થતાં જાયે છે, કે સેવટે તે બિલ્કુલ માલમ પડતાં નથી.

વળી એક્કી વખતે પુરૂશના શરીરમાંથી કેટલા જથ્થામાં વિર્ય નિકલવું જોઇયે, એ કાંઈ નક્કી કહી શકાય એમ નથી. છતાં વિદ્‌વાંન તબિબોએ કરેલાં અવલોકનને આધારે એવું નોંધાયું છે, કે એક

† Sexual Disorders, By Robert Taylor.

તંન્દરોસ્ત જવાંન પુરૂશના શરીરમાંથી ઓછામાં ઓછો બે ડ્રામને સુમારે એ જીવન પ્રવાહી જાયે છે, પણ કોઈ વાર એથી વધારે, તેમજ કોઈ વાર એથી ઓછો પણ હોય છે. મધ્યમ ઉમરના પુરૂશના શરીરમાંથી સુમારે એક ડ્રામ, અને વૃધ ઉમરના પુરૂશોમાંથી એક ડ્રામ યા તેથીબી વધારે ઓછો જથ્થો જાય છે.

આ સઘલું દુરંન્દેશ સંસારી પુરૂશોને માટે જાણવા જોગ છે, કે પોતાની ઓલાદની બહેતરી માટે તેઓએ સંસારમા કેવી રીતે વર્તવું જોઇયે. સ્પર્મેટોઝુઆની સંપુર્ણ હાલત, સંસારી પુરૂશોની તન્દરોસ્તી ઉપર આધાર રાખે છે. અને ઓલાદની સંપુર્ણ અને તંન્દરોસ્ત હાલત, આ 'સ્પર્મેટોઝુઆની' તંન્દરોસ્તી ઉપર રહે છે. વળી હવસપરસ્ત, જેઓ પોતાના કામને સંતોખે છે, અને જેઓ પોતાના મન ઉપર સેહજબી કાબુ કે લગાંમ રાખી શકતા નથી, તેઓ જેટલું નુકસાંન પોતાનું કરે છે,તેથી વધારે નુકસાંન તેઓ પોતાના ફરજંન્દોનું કરે છે.

## ધાતનું પિસાબ સાથે જવું.

### પિસાબ તપાસવાની સેહલ રીત.

ઘણીક વાર પુરૂશની પિસાબ સાથે ધાત પણ જતી જણાયે છે. આ એક પ્રકારની બિમારી છે, અને તે માટે 'ધાતના દરદો'ના મથાલાં હેઠલ એકજુદાં પત્રમાં જુદાં જુદાં દરદોની નોંધ લેઈશું, પણ તે આગમચ અતરે આ બિનાની નોધ લેવી જરૂરની છે, કે પિસાબ સાથ જ્યારે ધાત મિશ્ર થાયલી હોય છે, ત્યારે તેવી પિસાબ સેહજ સુફેદી ઉપર, અને ઘેરાયલા રંગની દીસે છે. એવી પિસાબને જો એક કાચના ટંમ્બલરમાં રાખી મુકી તેની તપાસ લીધી હોય, તો માલમ પડશે, કે તે ઘણીજ ધીમે ધીમે ઠરી જઇ અને સાફ થતી જણાશે. કેમકે તે માહેલો ઠરો પિસાબની સાથ મલેલો રહે છે, અને તેને ઠરી જતાં ઘણો લાંબો વખત લાગે છે.

## ધાતને લાગુ પડતું એક વિચિત્ર દરદ.

ધાતને લગતાં દરદો ઉપર વિવેચન કરવા આગમચ અતરે આ એક નોધ લીધેલી પ્રસંગોપાત લાગે છે, કે કેટલાક પુરૂશો જો કે મરદીમાં હોય છે; તેઓ પુર તંન્દરોસ્તીમાં હોય છે; તેમને કોઇબી શારિરીક પીડાકારી હોતી નથી; પોતાની પરણેતરોને તેઓ લગનના હક આપી શકે છે, તે છતાં તેઓને ત્યાં ફરજંન્દની વૃધી હોતી નથી. કસુર એવા સંજોગો વચ્ચે શીનોજ નિકલે છે.

તબિઓની તપાસ હેઠલથી એવા પુરૂશોની પરણેતરો પસાર થાયે છે, અને મોટા વિદવાંન તબિબો એકમતે જાહેર કરે છે, કે સ્ત્રી સંપુર્ણ આરોગ્યતામાં છે. તેણીનું જનંન શરીર એક સંપુર્ણ સ્ત્રીને છાજતું છે. તેણીના જનંન પિંન્ડ અને તેને લગતાં સરવે અવયવો પુર તંન્દરોસ્ત હાલતમાં છે. ત્યારે કસુર કોણનો?

કસુર એટલોજ કે પુરૂશની ગોળીઓમાં ધાતની ઉત્પતિ થાય છે, પરંતુ તેમાં 'સ્પર્મેટોઝુઆ' બિલ્કુલ ઉત્પંન્ન થતા ન હોવાથી, સ્ત્રી ગર્ભીત બની શક્તિ નથી. એ ધાતનેંલાગુ પડતા દરદોના વર્ગમાં આવતું એક દરદ છે. તે જો કે જવલેજ લાગુ પડે છે, પરંતુ તે પિછાનવાને માટે એક બાહોશ સુક્ષમદર્શક યંત્રની સાથ ખેલ કરનાર અનુભવી તબિબ હોવો જોઇયે. એ દરદને 'એસ્પર્મેટિઝમ' (ASPERMATISM) કહે છે. એ વિશે વધુ હવે પછી.

## પુરૂશની ધાત લાલ અને પીળા રંગવાલી કેમ બને છે?

ઘણીક વાર શરીરમાંથી ધાત બાહાર નિકલી શકતી નથી. તેમજ કોઈ વાર ધાતનો રંગ લાલ, અને બાજે વખત પીળો પણ બને છે. ધાતનો લાલ રંગ ધાતમાં કાંઇક કારણે લોહીના મિશ્ર થવાથી બને છે. એ લોહી જનંન શરીરના એકાદ અવયવમાંથી નિકલેલુ હોય છે, અને તે ધાતુની સાથે, તેના પ્રવેસ દરમિયાંન મલી જવાથી, ધાતુ લાલ રંગ પકડે છે.

એજ રીતે ધાતમાં, તેના પ્રવેસ દરમિયાંન પરૂ મળી જવાથી તે પીળા રંગની બને છે. આ પરૂ 'સૅમિનલ-વૅસિકલ્સ' માં, યા તો 'પ્રૉસ્ટેટ-ગ્લૅન્ડ' માં, યા તો પિસાબની નળીમાં બંધાયેલું હોય છે, અને ત્યાંથી તે ધાતુના પ્રવેસ દરમિયાંન તે સાથ મલી જઈ, બાહાર નિકલતાં પીળા રંગ જેવી જણાય છે. ધાતુને લાગુ પડતાં અનેક દરદોમાં આવા બનાવો ઘણીક વાર બનતા રહે છે.

## સ્પર્મેટોઝુઆનું બેડોલ બની જવું.

ઘણીક વાર પુરૂશની ધાતમાં ઉત્પંન્ન થતા 'સ્પર્મેટોઝુઆ' ની શારિરીક હાલત બેડોલ અને બદરૂપી બની ગયેલી માલમ પડે છે. કોઈવાર 'સ્પર્મેટોઝુઆ' ના માથાંમાં પાણી ભરાયલું હોવાને લીધે, તેનું માથું ફુલી ગયેલું હોય છે! કોઈ વાર એ જંતુના એક શરીર ઉપર બે માથાં હોય છે! અને કોઈ વાર આખું શરીર અને માથું રાબેતા પ્રમાણે સંપુર્ણ હાલતમાં ખિલેલું હોય છે, પણ તેને બે પુછડીઓ લાગેલી જણાયે છે!

## ધાતની શરીર ઉપર અસર.

### INFLUENCE OF SEMEN ON THE SYSTEM.

આરોગ્યતાની સુખાકારીને લગતો આ એક અતી અગત્યનો સવાલ ઉભો થાય છે. પુરૂશના શરીરમાં જમાવ થાયેલી ધાતનો જ્યારે કાંઈબી રસ્તો પરહેજ રહેનારા પુરૂશો કરતા નથી, ત્યારે તે જમાવ થઇ રહેલી ધાત, શરીરમાં ફરતા લોહી સાથ આપોઆપ મળી જાય છે, અને તેમ થવાથી શરીરના જોર, ઝેન, અને તાકતમાં મોટો વધારો થાય છે, અને માનસિક આચાર વિચારોમાં નવીન ઝમક ખિલી રહે છે. પુરૂશનું વિર્ય આવી પ્રબળ શક્તિ ધરાવે છે, એ બીના આગલા જમાનાની ઓલાદને જાણીતી હોવાને લીધેજ 'કેથોલિક પાદરીઓ' માં કુંવારી જીંદગી ભોગવવાનો રેવાજ મુસ્તકીમ

થયો હતો. આ વિચારને ઘણાક વિદ્દવાંનોએ મજબુત ટેકો આપ્યો છે, અને તેઓ એકમતે જાહેર કરે છે, કે પુરૂશના શરીરમાં ભેગી થયેલી ધાતને જ્યારે બાહાર પડવાનો સંજોગ મલતો નથી, ત્યારે તે શરીરમાં ફરતાં લોહીમાં ABSORB થઇ, તનનુ તેમજ મનનુ બળ અજાયેબ જેવી રીતે વધારી મેલે છે. કહે છે, કે આવા વિચારોને લીધેજ આગલા કાળમાં કેથોલિક પાદરીઓને કુંવારી જીંદગી ગુજારવાની ફરજ પાડવામાં આવી હતી, અને દુનિયાઇ સંસારની લાલચથી પરહેજ રેહવાની તેમને ફરજ પાડી હતી.

## *ચીન દેશમાં હિજડા બનાવવાની રીત.

## MODE OF RENDERING A MAN EUNUCH.

આ સબબ અને એવાં પરીણામને લીધેજ આગલા વખતમાં લડાયક પેહલવાંનો, મલ્લો અને તાલીમબાજોને સ્ત્રીઓની સંગતથી પરહેજ રેહવાની ફરજ પડતી હતી. મહાંન મોઝીસે પોતાની ઇસરાયેલ રઇયતને એવુંજ ફરમાન કરેલું હતું, કે લડાઇના વખતમા સઘલા લડાયક શુરવીરોએ પોતાની પરણેતરથી દુર રેહવું.

પુરૂશના વિર્યમાં આવી પ્રબળ શક્તિ હોવાના સબબે, આગલા વખતમાં ચીન દેશમાં પુરૂશોને ખસી કરી નાખતા હતા. ડાકટર મોરાશ, આ પ્રયોગ કેવી રીતે કરવામાં આવતો હતો, તેનું બ્યાંન નિચે પ્રમાણે કરે છેઃ—

"મોટી કે નાહની ઉમરના દરદીને એ 'ઑપરેશન' કરવા પેહલાં, થોડાક દાહડા સુધી સારી રીતનો ખોરાક આપવામાં આવે છે. ત્યાર પછી તેને એક ગરમ પાણીના તબમાં અંઘોળ કરવા માટે બેસાડવામાં આવે છે, અને વાહાડ કાપ કરનાર તબિબ, દરદીના લિન્ગ અને

*The Functions And Disorders Of The Reproductive Organs, By W. Acton.

ગોળીઓની મામુલી રીત પ્રમાણે ચંપી કરે છે, કે જેથી તે અવયવોની ચેતન શક્તિ ઓછી થાય. ચંપી કીધા પછી બંને અવયવોને તેમની રીત પ્રમાણે સાથે એકઠાં રેશમનાં એક લાંબા પાટા વડે બાંધી લીયે છે. આવી રીતે દરદીને તૈયાર કીધા પછી ઓપરેશન કરનાર તબિબ, એક ઘણીજ ચાલતી લાંબી છુરી વડે, બંને અવયવોને એકજ ઝટકે જડ મુળમાંથી કાપી કાહાડે છે, અને તુરતજ એક બીજો મદદનીશ, લોહી બંધ કરવાનો પાઉડર († STYPTIC POWDER) મુઠ્ઠી ભરી જખમ ઉપર દાબે છે."

"જ્યાં સુધી દરદીના જખમમાંથી લોહી નિકલે ત્યાં સુધી મજકુર પાઉડર પેલો મદદનીશ જોરથી દાબ્યા કરે છે, અને જો લોહીનું નિકલવું ચાલુ રહે છે, તો મજકુર પાઉડર વધારે અને વધારે દાબી સેવટે તે જખમને મજબુત પાટો બાંધી દરદીને નિરાંતે પડી રેહવા ફરમાવે છે."

"આ ઈલાજથી વેહતું લોહી બંધ થાય છે, અને તે જવલેજ પાછું નિકલે છે. પરંતુ પિસાબની નળી પુરાઈ જાય નહિ, તેની મોટી ધાસ્તી રેહ છે. ઓપરેશન કીધા પછી ત્રીજે કે ચોથે દીવસે દરદીને જો પિસાબ થતી નથી, તો તેના જીવવાની આશા છોડી દેવી પડે છે."

## પ્રોસ્ટેટ ગ્લેન્ડ. પ્રોસ્ટેટમાંથી નિકલતો પ્રવાહી. તેના ગુણ.

સુજ્ઞ મિત્ર, પુરૂશની ધાતનો વિશય જો કે હજી ઘણો લંબાવી શકાયે, પણ આ બાબદને સાદી નજરથી જોનારાઓ માટે મારે હવે ટુકું કરવું ગોગ્ય લાગે છે. પ્રોસ્ટેટ ગ્લેન્ડને માટે ગુજરાતી શબ્દ શું વાપરવો ? એ પિન્ડનું વર્ણન મેં આગલ કરેલું છે, માટે એને જે નામે તમો ઓલખવા ચાહતાં હોવો, તે નામે તેને ઓલખી લઈ તેને લગતી કાંઈક વિગત જે અતરે હું નોંધુ છું, તે વાંચશો.

† This styptic powder is composed of odoriferous resins, alum, and dried puff-ball powder.

જરા આગલી હકિકત વાંચી તેને તમારા મનમાં તાજી કરો. પ્રોસ્ટેટ ગ્લેન્ડમાંથી અમુક જાતનો રસ ઝરે છે. એ રસ પતલો હોય છે, અને તેની ખાસિયત ખારાસવાળી (ALKALINE) હોય છે. રંગમાં તે સેહજ દુધીયા હોય છે. પુરૂશની ધાતમાંથી જે અમુક પ્રકારનો વાસ નિકલે છે, તે વાસ આ પ્રોસ્ટેટ ગ્લૅન્ડમાંથી નિકલતા પ્રવાહિનો હોય છે.

આ પ્રોસ્ટેટમાંથી નિકલતો પ્રવાહી ધાત સાથ મલી જવાથી, ધાત માહેલા 'સ્પર્મેટોઝુઆ'ને તે પુષ્ટી અને તકાવત આપે છે. જો એ પ્રોસ્ટેટવાલો પ્રવાહી ગેરહાજર હોય, તો 'સ્પર્મેટોઝુઆ'ની સઘલી ચળવળ અને ચપળાઈ નિરબળ અને સુસ્ત થઈ જાય, અને તેને જે તકાવત અને પુષ્ટી મળે છે, તે અટકી પડે. પરીણામમાં એ મહાંન પરાક્રમી જંતુઓની આરોગ્યતાને નુકસાંન થાય, અને બનવા જોગ છે, કે સ્ત્રી ગર્ભીત થતી અટકે, યા તો ગર્ભ ઘણોજ દુર્બળ અવતરવા પાંમે.

એ ઉપરથી માલમ પડે છે કે પુરૂશના શરીરમાંથી નિકલતી ધાત ગોળીમાં ઉત્પંન્ન થાય છે, પરતું જ્યારે તે શરીરમાંથી બાહાર પડે છે, ત્યારે તેની સાથ પ્રોસ્ટેટ ગ્લૅન્ડમાંથી નિકલતો પ્રવાહી પણ મળેલો હોય છે, કે જે પ્રવાહી ધાતમાં વસ્તા જીવન જંતુને ઉછેરવા અને પુષ્ટી સાથ તાકાત આપવાની શક્તિ ધરાવે છે. વળી આગલ જોયુ છે, કે ધાત માહેલા 'જીવન–જંતુ'ની જીંદગીને ખારાસવાલાં પાંણીમાં તાજગી મલે છે. એ સબબને લીધે પ્રોસ્ટેટમાથી નિકલતા પ્રવાહીની ખાસિયત ખારાસ (ALKALINE) વાલી હોવાથી, આ જીવન–જંતુને તે નવું જીવન આપી શકે છે.

મશહુર તબિબ ક્રોસ જણાવે છે, કે ધાતમાં વસ્તા 'સ્પર્મેટો-ઝુઆ' સ્ત્રીની યોનીમાં તેમજ ગર્ભસ્થાંનના ભિત્તરમાં પ્રોસ્ટેટ

ગ્લૅન્ડના પ્રવાહી વિના કદીબી જીવી શકે નહિ. પ્રોસ્ટેટ માહેલા પ્રવાહી સાથ તે લગભગ ૩૬ કલાક સુધી જીવી શકે છે, અને તેના વગર તે બિલ્કુલ નિરજીવ બની જાય છે યા તો મરણ પાંમે છે.

## નાતવાંની યાને કમજોરી, તથા નામરદી માટે શોધાયલી મહાંન દવાઓ.

આ પ્રોસ્ટેટનું રસાયણ શાસ્ત્રીઓએ પ્રથકરણ કીધું છે. એમાં સમાયેલા અનેક પદાર્થોમાંથી 'લેસિથીન' નામે એક પદાર્થ તેઓએ શોધી કાહડયો છે. આ પદાર્થ એટલો તો પુષ્ટિકારક અને 'કઊવતે–બહા' માલમ પડયો છે, કે પાછલથી એજ નામની ગોળીઓની બનાવટ અમુક રસાયણ શાસ્ત્રીઓએ બનાવી, તાકત અને શક્તિની શોધમાં નિકલેલા નિરાસી પુરૂશો માટે જાહેરમાં મુકી છે, જે માટે વધુ હવે પછી.

એવીજ કિસમની એક બીજી દવા 'પૅહેલ' નામના એક તબિએ શોધી કાહાડી જાહેરમાં મુકી છે, જે દવા 'સ્પર્મિન'ને નામે જાણીતી થઈ છે. પણ એ અને એવીજ બીજી દવાઓનો ઉપયોગ આપણા શેહરમાં ઝાજો થયો હોય એમ જણાતું નથી, કેમકે એ દવાઓના નામથી આપણી વસ્તીનો મોટો, બલ્કે અતી મોટો ભાગ હજી બેખબર અને અજ્ઞાંન છે.

## કુપર્સ–ગ્લૅન્ડ. તેમાંથી નિકલતો પ્રવાહી.

કુપર્સ ગ્લૅન્ડમાંથી પણ એવોજ પ્રવાહી નિકલી ધાતના સમાગમમાં આવે છે, અને તેથી ધાતના જથ્થામાં વધારો થાય છે. પુરૂશની ધાત જે પ્રમાણુમાં નીકલે છે, તેમાં ગોળીમાં ઉત્પન્ન થતી નિર્મળ ધાતનુ પ્રમાણુમાં જે કાંઇ હોય છે, તેમાં પ્રોસ્ટેટ અને કુપર્સ ગ્લૅન્ડમાંથી નિકલેલા પ્રવાહી ઉપરાંત પિસાબની નળી માહેલા છિદ્રોમાંથી નિકલતો પ્રવાહી મલી જાય છે, અને તેને સાધારણ રીતે આપણ ધાત યાને વિર્યને નામે

ઓલખિયે છીયે. એ સઘલા જુદા જુદા પ્રવાહી માટે લંબાણથી લખવા અને તેમના ગુણ લક્ષણનું ધ્યાન કરવા જેટલી જગ્યા આ નાહના ગ્રંથમાં ફાજલ પડી શકતી નથી, એ મારી વિશેશ નાસિપાસી છે. છતાં જે કાંઈ અધુરૂ રહ્યું છે, તે માટે વધુ હવે પછી તેને લગતાં પત્રોમાં વર્ણવવાની કોશિશ કરીશ.

આ વિશય હું ખતમ કરૂં તે આગમચ વાંચક ધ્યાંન રાખવું, કે ધાત યાને 'સિમૅન' ને નામે જણાયલો પ્રવાહી જે પુરૂશના શરીરમાંથી નિકલે છે, તે કાંઈ નિર્મળ ધાત હોતી નથી, પણ તેમા અનેક જુદા જુદા પ્રવાહી મળેલા હોય છે.

મિત્ર મેહરબાંન, આ સઘલી બાબદો જો કે અતી ઉપર ટપકેથી લખાઈ છે, છતાં હવે એ સઘલાંને અતરે અધુરી હાલતમાં મુકી, આપણ દુખ દરદોને લગતી બાબદોની તરફ નજર કરશું.

લા૦ દુવાગીર.

D. H. P.



# પત્ર ૨૨ મું.

## PRIVATE WORDS FOR MEN.



## નામરદી યાને નપુંસકપણું.



### IMPOTENCE IN MALE.



**મિત્ર મેહરબાંન**—

પુરૂશના બાહારના તેમજ અંદરના જનંન અવયવો વિશે જાણ્યા પછી, હવે આ પત્રમાં આપણ પુરૂશોને લાગુ પડતાં કેટલાંક ગુપ્ત દરદોની કાંઈક તપાસ ચલાવીશું.

મરદોને લાગુ પડતાં જનંન શરીરના સઘલાં દરદોમાં, નામરદી યાને નપુંસકપણાનું દરદ, તન તેમજ મનની ખરાબી અને ખુવારી કરનારૂં છે. પણ આ વાત હંમેશાં ધ્યાંનમાં રાખવા જોગ છે, કે નામરદીનું દરદ માત્ર એક પરીણાંમ હોય છે, અને એ પરીણાંમ શરીરના ભિત્તરમાં લાગુ પડેલાં કોઇ એક યા વધુ દરદને આભારી હોય છે. સારાંસ નામરદી એ કાંઈ દરદ નથી, પણ કોઈ બીજાં દરદના જોરથી લાગુ પડેલી બિમારી હોય છે.

### નામરદી એટલે શું?

નામરદીને તબિબો (IMPOTENCE) 'ઇમ્પોટંન્સ' કહે છે. નામરદીનો અર્થ ટુંકમાં એટલોજ થઈ શકે, કે એક મર્દની ઇન્દ્રી થોડી ઘણી કમજોર યાને તાકત વિનાની થઈ ગઈ હોય, યા તો તેની વિર્ય

શક્તિ એટલી બધી નાશ પામી હોય, કે તે મરદ લગનના હક પોતાની મરજી હોવા છતાં, પોતાની સ્ત્રીને બિલ્કુલ આપી શકતો નહિ હોય.

સ્ત્રીને તેણીના લગનના હક આપવા માટે મરદમાં બે શક્તિની ખાસ જરૂરત હોય છે. એક તો મનમા પ્રેમના ઉમળકાનું પ્રગટવું, અને બીજું મરદની રગની હાલતનું મુસ્તકીમ થવું. આ બે શક્તિ વિના પુરૂશથી લગનના હક સ્ત્રીને કદીબી આપી શકાતા નથી.

આ બંને શક્તિ માહેલી પેહલી શક્તિ ત્યારેજ પ્રગટ થાય છે, કે જ્યારે પુરૂશનું મગજ બિલ્કુલ શાંત અને નિશ્ચિન્ત હોય છે; અને બીજી શક્તિ ત્યારેજ અનુભવાય છે, કે જ્યારે પુરૂશના મગજની તેમજ તેના જનંન અવયવોનાં જ્ઞાનતંતુઓની હાલત સંપુર્ણ નિરોગી હોય છે. આ બંને શક્તિ જ્યારે એકસરખી રીતે નિરોગી હોય છે, ત્યારેજ એક મરદ પોતાની મરદીનો લાભ સંસારમા ભોગવી શકે છે.

## પ્યારનો જોશ! ઉમળકો!

### SEXUAL DESIRE.

'પ્યારનો ઉમળકો,' યાને પ્યારના જોશને તબિબો સેક્સુઅલ-ડિઝાયર' (SEXUAL DESIRE) કહે છે. આ પ્યારનો જોશ કોઇવાર પુરૂશના જીગરમા નબળો પડી જાય છે, અને કોઇ વાર બિલ્કુલ નાશ પણ પાંમે છે. આ શક્તિની આવી સ્થીતી અનેક કારણોને લીધે કેવી કેવી રીતે થાય છે, તે જાણવા જોગ છે.

## નામરદીના બે મુખ્ય કારણ.

પુરૂશની રગ યાને લિંગની કમજોર યાને સુસ્ત હાલત, ઘણીક વાર મગજની ખાંમી ભરી હાલતને લીધે જેમ થાય છે, તેમજ કેટલીક વાર પુરૂશની શારિરીક હાલત દરદી હોવાને લીધે પણ બને છે. અને મુસ્કેલી હિયાંજ આવી પડે છે. પુરૂશની શારિરીક હાલત અનેક દરદોને લીધે દરદી બને છે; અને એ દરદનુ ખરૂ કારણ શોધી કાઢ-

ડવાની ફરજ તબિબોને માથે પડેલી હોય છે. વલી ગુપ્ત બદનના ભિત્તરમા લાગુ પડેલી બિમારીની જગ્યા મુકરર કરવાની પેહલી ફરજ તબિબની હોય છે. આગલાં પત્રોમા જોયુ છે, કે એ ગુપ્ત જગ્યાઓ નજરથી દુર, શરીરના એક અંધકાર ખુંણામાં આવેલી હોય છે. એટલાં માટેજ મરદની નામરદી યાને નપુંસકપણું એ એક અતિશય ગુંચવાડાભરી બિકટ બિમારી છે. આ વિશયની તપાસના ઉંડાણમા આ પ્રસંગે ઉતરી શકાય એમ નથી, તેમજ તેને અધુરી મુકવી પણ જોઇતી નથી.

મિત્ર વાંચક, આ નામરદી યાને નપુંસકપણાની બાબદને વિદ્વાંન તબિબોએ પોતપોતાના વિચાર પ્રમાણે જુદા જુદા રૂપમા દર્શાવવા માટે, અનેક વર્ગમા વેંહચી નાખી છે. તે સઘળું અતરે દર્શાવી શકાયે એમ નથી, કેમકે આ બાબદને સાદી નજરથી જોનારાં, અને સેહલથી સમજી શકે એવાં વાંચકોની માહીતી માટે અતરે મારે રજુ કરવી છે. આપણ એ બાબદને લગતાં જુદા જુદા વર્ગોને પડતા મુકશું, અને આ બિમારીના ખિયાલનો કાંઇક અનુભવ મેળવવા સેહલ્લો અને સીધો રસ્તો પકડીશું.

## નામરદીના ઇલાજ ફતેહમંદ નિવડી શકે છે.

મિત્ર, ઘણીક વખત આ બિમારીના બાબમા મોટે ભાગે એવું બને છે, કે નામરદી જે દરદીને લાગુ પડે છે, તે શા કારણથી લાગુ પડી છે, તે કારણ જો શોધી કાહડયું હોય, તો નકકી માની લેવું કે તે દરદીની નામરદીનો ઇલાજ પુરતી ફતેહમંદથી થઇ શકે, અને તે દરદી સાજો થઇ શકે. પણ કમનસીબે, એ પિડાકારીને લગતાં કારણો એટલાં બધાં તો મોટી સંખ્યામા હોય છે, અને કેટલાંક કારણો તો એવાં ગુચવાડા ભરેલાં, અને એક બીજા સાથ ગુંચવાઈ ગયેલાં હોય છે, કે દરદીની હકિકત ઉપરથી તેમને શોધી કાહડવા માટે મોટા

અનુભવની, મોટી કુશળતાની, અને મોટી ધિરજની જરૂર હોય છે. પુરૂશોને લગતી આ બાબદ અતી અગત્યની છે, અને તેથીજ તે દરેક પુરૂશે ખચીત જાણવી ઘટે છે, કે જેથી તે નામરદી અને મરદી વચ્ચેનો ફરક સમજી શકે, અને તે સમજી લેઈ, પોતાની સમજ અને અકલાનુસાર થોડું કે ઘણું ગ્નાંન, એ અગત્યની બાબદ સંબંધી મેલવી શકે.

## પુરૂશને લાગુ પડતાં ગલીચ દરદો.

પુરૂશની ઇંન્દ્રી અનેક દરદોનો ભોગ થઈ પડે છે. પુરૂશની ઇન્દ્રીને લાગુ પડતાં દરદોમા સર્વથી વધારે સાધારણ અને વધારે અગત્યના દરદો, તે હરાંમ ઇસ્લતથી લાગુ પડતાં ગલીચ દરદો છે. ઇન્દ્રીનું મુખ—ર્ગ્લેન્સ—ગલીચ અને ચેપી રોગવાલી સ્ત્રીઓના સમાગમમા આવ્યાથી એ દરદો લાગુ પડે છે. એવી રીતે લાગુ પડતાં ચેપી દરદોમા, [૧] પ્રમેહ યાને પરમો, [૨] ચાંદી, અને [૩] વિશફોટક, એવાં ત્રણ જુદે જુદે નામે જણાયેલાં દરદો છે. જે ઘણાજ ઝેરી અને ઝેરી ચેપથી ભરેલાં હોય છે. એ બિમારીઓ તબિબી ભાશામા ‘ ગૅાનોરીઆ ’ (GONORRHOEA), ‘ શૅન્કર ’ (CHANCRE), અને ‘ સિફિલીસ ’ (SYPHILIS), એવે નામે અનુક્રમે જણાયેલાં છે.

આ ત્રણે દરદોમાં સર્વથી વધારે નાશકારક દરદ વિશફોકટ યાને સિફિલીસનુ દરદ ગણાયુ છે. આ દરદોનો મુખ્તેસર હેવાલ પાછલાં પત્રો વાચ્યાથી માલમ પડશે. એ દરદને જડ મુળથી ઉખેડવાના દરેક ઇલાજ આજ સુધી ફોકટ ગયા છે, અને કાળાં માથાંનુ માનવી, જે આજના વિદ્યા અને હુન્નરના જમાનામા ધરતી ધ્રુજાવી રહ્યું છે, તે આ દરદને જડમુળથી ઉખેડી નાખવામા કેવળ નિશ્ફળ નિવડયું છે. સઘળી દવાઇઓ, સઘળાં કેહવાતાં રસાયણો, અને સઘળાં કાતીલ ઝેહરો, એ દરદ આગલ લાઇલાજ અને લાજવાબ થઇ પડયાં છે. જો કે અમુક ઇલાજોથી એ દરદ થોડો વખત દરદીને પજવતુ અટકે

છે; અને બાજે વખત જીંદગીને સેહજ રાહત આપે છે; પણ કદીબી દરદીઓ સાજાં થતાં તો નથીજ.

વળી એ દરદની અસરો ઓચે ઉતરતી અટકતી નથી, એ ધ્યાન રાખવું, એવાં દરદથી રીબતાં દરદી, જો પરણીને સંસારમાં પડે છે, તો તેની ઓલાદને તેના પરીણામ સેવવાં પડે છે. પણ એ વિશે વધુ હવે પછી.

માનસજાતને માટે આ ત્રણ દરદો ખરેખર જીવલેણ છે. બદનની બાહારની તેમજ ભિત્તરની ગલીચ અને અસ્વચ્છ હાલતમાથી તે જન્મ પાંમે છે. વળી તેમા સમાયેલું ઝેર ચેપી–ખાસિયતવાળું હોવાથી, સ્ત્રી તરફથી તે જેમ પુરૂશને, તેમજ પુરૂશ તરફથી તે સ્ત્રીને પણ લાગુ પડે છે. જોઇતી સફાઈ સુઘડાઇથી શરીરને નહિ રાખવાનું આ એક ભયંકાર પરીણાંમ આવે છે. અને બેશક એ પરીણાંમ ઘણુજ ખુવારી કરનારૂં હોય છે. એવાં ગલીચ અને સફાઈ સુઘડાઇ વગરના જણો, બાહારથી ગમે એવાં સુગંધી અને પમરાટવાલાં બને, પણ તેથી તેમની ભિતરની ગલીચી સેહજબી ઓછી થતી નથી. એટલાં માટે એ સઘલી વિગતો ખુલ્લી થવી ઘટે છે. એટલાંજ માટે એ સઘલી બાબદો ખુલ્લી કરવી ઘટે છે. એટલાંજ માટે પુરૂશોને તેથી માહિતગાર થવું ઘટે છે, અને તેટલાંજ માટે સ્ત્રીઓએ પણ એ દરદથી જાણીતાં થવું ઘટે છે; અને તેટલાંજ માટે આ પત્રો મેં લખ્યાં છે.

લા૦ દુવાગીર,

D. M. P.



# પત્ર ૨૩ મું.



## દેમાગી નાર્મદી!

### નામરદીનો એક પ્રકાર.



**PSYCHICAL IMPOTENCE.**

**( સાઇકિકલ ઇમ્પોટન્સ. )**



**સુજ્ઞ મિત્ર**

મગજ યાને દેમાગની ઉપર થયેલી અસરના પરીણામથી ઉત્પન્ન થયેલી નાર્મદીને 'સાઇકિકલ–ઇમ્પોટન્સ' કેહ છે. આવી કિસમની નામરદીવાલા પુરૂશો, દેમાગ યાને મગજ ઉપર થયેલી અસરને લીધે થોડા યા ઘણા કમજોર બની જાય છે; નબળા અને બળહિન બને છે; મનમાં ઉમળકા (SEXUAL DESIRE) પ્રગટ થવા છતાં, અને બદન મુસ્તકીમ હોવા છતાં તેઓ નિરાસ અને નાસિપાસ બને છે.

આ જાતની બિમારીવાલા દરદીઓના જનંન અવયવો જો કે બિલ્કુલ નિયમિત અને તંન્દરોસ્ત હોય છે, છતાં તેમના મનની ઇચ્છા તેઓના દેમાગમાં પડેલા છાપને લીધે પરિપુર્ણ થઇ શકતી નથી. જનંન અવયવોના જ્ઞાન તંતુઓ, મૈથુન પ્રસંગે નિર્બળ થઈ જઈ ધ્રુજરાં બને છે, જેથી તેઓ પોતાની ફરજ બજાવવા આગમચ તમામ સુસ્ત અને બળહીન જેવાં (PARALYZED!) બની જાયે છે.

## મનના ધખારાથી લાગુ પડેલી નામરદીના થોડાક જાણવા જોગ દાખલા.

આ જાતની નામરદીની બિમારી સાધારણ હોય છે. ઘણું કરી તુરતની જવાંનીમાં આવેલા જવાંનોમાં એ ફરીયાદ સાધારણ હોય છે. પચાસ વરશની ઉંમરે પુગેલા પુરૂશોમાં એવી નામરદી એટલી બધી જણાતી નથી.

નવા જવાંનો, જેઓ પોતાની જીંદગી અને નિતી રીતી સ્વચ્છ અને નિશકલંક ગુજારી સંસારના હક ભોગવવાને તયાર થયલા હોય છે, તેઓ પેહલેજ પ્રસંગે પોતાના મનની ઉસ્કેરાયેલી હાલતને લીધે, એકાએક કમજોર બની દુર્બળ બની જાયે છે, અને લગનના હક ભોગવવા આગમચ તેઓ બિલકુલ એક નામરદને છાજતો ભાગ ભજવે છે. ધ્યાન રાખવું કે તેઓની જનંન શક્તિ સર્વ રીતે સંપુર્ણ હોય છે.

કેટલાક એકાંત સ્વભાવના પુરૂશો, લાંબો વખત સુધી બિલકુલ પરહેજ જીંદગી ગુજાર્યા પછી, તેઓના મનમાં એવોજ ધખારો લાગુ પડે છે, કે તેઓ સંસારી જીંદગી ભોગવવાના કાંમમાંથી રદ બાતલ થઇ ગયા છે! તેમના જનંન અવયવો શથિલ અને નિર્બળ થઇ ગયાં છે! અને તેઓ નામર્દ બની ગયા છે!

એવા એવા અસંખ્ય જાતના ધખારાના છાપ પુરૂશના મન ઉપર પડે છે, કે જેથી તેઓ જોકે પુર તાકત અને મરદીમાં હોવા છતાં, નામરદ જેવા બની જાયે છે. એવા ધખારાના ઘણાક જાણવા જોગ દાખલાઓ માહેલા થોડાક દાખલા અતરે નોંધવા જરૂરના છે.

૧ "†કેટલાક પરભોગી પુરૂશો સ્ત્રીના મોહોડાંમાંથી નિકલતા ખરાબ ગંધીલા વાસથી નામર્દ બની બિલકુલ નિર્બળ બની જાય છે."

૨ "કેટલાક પરભોગીઓ અમુક સ્ત્રીને માટે મુસ્તાક હોય છે,

† Sexual Disorders In Men & Women, By W. J. Robinson, M. D.

પણ તેઓ તેણીના સમાગમમાં આવતાજ એક નામર્દ યા અરધા નામર્દ જેવા બની જાયે છે."

## પુરૂશને એકાએક લાગુ પડતી નામરદી!

૩ "મગજ ઉપર પડેલા છાપથી ઉત્પન્ન થતી નામર્દીના દાખલાઓમાં 'પકડાઇ કે સપડાઇ જવાની ધાસ્તી;' 'ગલીચ જગ્યા;' 'ચેપ લાગવાની ધાસ્તી;' 'મનમાં વસેલો ધિક્કાર;' એ સર્વે એક પુરૂશને ક્ષણવાર નામર્દ અને નિર્બળ બનાવી દે છે."

આવી કિસમની નામરદીના તબિબી દફતરે નોંધાયલા અસંખ્ય દાખલા મલી આવે છે, જે પુરૂશના મગજ ઉપર પડેલા છાપથી ઉત્પન્ન થયેલી નામરદી દેખાડનારા છે. મગજ ઉપર પડેલા છાપથી ઉત્પન્ન થતી નામરદીનો નિચલો દાખલો એક જાણીતા વિદ્વાનના શબ્દોમાં નિચે પ્રમાણે તબિબી દફતરે નોંધાયલો છે:— "*મારો એક દરદી–બેરીસ્ટર–પરણેલો હતો. તેના શરીરનો બાંધો દરેક રીતે મજબુત અને તન્દરોસ્ત હતો. તે દરેક રીતે પરહેજ અને દુરંદેશ હતો. તે બે છોકરાંનો બાપ હતો. એક દીવસ તેના હાથમાં એક વૈદકશાસ્ત્રને લગતું ચોપાનિયુ આવ્યું. તેમા તેણે એવું વાંચ્યુ, કે "કોઇબી તંન્દરોસ્ત અને સમધાત પ્રકૃતીના આદમીને નામરદીની પિડાકારી કોઇબી વખતે લાગુ પડવાનો સંભવ રહે છે." આ લખાણની અસર તેના મગજ ઉપર તેજ વખતે થઇ; તે ધાસ્તી ખાઇ ગયો, અને એવી પિડાકારીનો ભોગ મબાદા તે પોતે થઇ પડે એમ તે મનમાં માનવા લાગ્યો. અને અજબ જેવું તો એ બન્યું, કે તેની ધાસ્તી ખરી પડી; કેમકે જ્યારે તે પોતાની પરણેતર પાસ ગયો, ત્યારે તેણે જાણ્યું, કે તે ખરેખર નપુંસક બની ગયો હતો."

"કેટલાક પુરૂશો, લગન આગમચ કુછંદી જીંદગી ગુજારયા બાદ,

* **Krafft-Ebing.**

અને કેટલાક લગન આગમચ 'કુટેવ'ના ફંદમાં ફસ્યા બાદ, એવું માની લીયે છે, કે તેઓ પરણીને પોતાની પરણેતરોને સંસાર સુખ આપી શકશે નહિ, કેમકે તેઓની મરદી બિલકુલ નાષ્ટ ગઇ છે. મગજ ઉપર પડેલો આ છાપ એવો તો ભારી હોય છે, કે તેઓ પરણી જીંદગી ગુજારવા ના પાડે છે. અને કુંવારા રેહવાનું પસંદ કરે છે. એવાઓ કોઇ કાબેલ તબિબ પાસ જઇ ને પોતાની ખરી વાત ભેદ ખોલી કહે, તો બેશક એક પ્રમાણીક તબિબ તેઓને તુરતજ સલાહ આપશે, કે તેઓ નામર્દ થયા નથી, પણ જો સંસારમાં પડી તેઓ પોતાની પરણેતરને વફાદારીથી વળગી રેહશે, તો તેઓ તેણીને લગનના હક આપી શકશે. જોકે મગજ ઉપર પડેલા છાપને લીધે, શરૂઆતમાં તેઓ થોડા ઘણા પોતાની કોશેશમાં નિસ્ફળ નિવડશે, છતાં તેઓએ એવું કદીબી સમજવું નહિ કે તેઓ નામરદ થઇ ગયા છે."

કોઇ કોઇ એવા દરદીઓને, થોડી ઘણી તબિબી સારવાર અને તંન્દરોસ્તી જાળવનારી સુચનાઓ (હાઇજીનિક ટ્રીટમેન્ટ) થી ઘણો મોટો લાભ થયા વિના રેહતો નથી.

## મનનો ઘસડબોડો કરનારાઓને લાગુ પડતી નામરદી!

નામરદીવાલા કેટલાક દરદીઓમાં ઘણીક વાર કેટલાક એવા જવાંન તેમજ મધ્યમ ઉમરવાલા પુરૂશો હોય છે, જેઓને તનના કરતા મનનો ઘસડબોડો અતિશય કરવો પડે છે. એવા દરદીઓની સામાન્ય તબિયત અને શરીર સુખાકારી સારાં હોતાં નથી, અને વળી તેમના જ્ઞાનતંતુઓ પણ થાકીને નબળાં પડી ગયેલાં હોય છે. એવાઓ પોતાના ધંધાની જંજાલ, અને પૈસા કમાવાની ઉતાવળ અને કાળજીને લીધે, પોતાની શારિરીક સુખાકારીને બગાડી નાખે છે. એ સઘળાંનું પરીણામ કોઇક વાર એ આવે છે, કે તેમની 'સેક્ષ્યુઅલ–ડિઝાયર'

(પ્રેમ-ઇચ્છા) મોટે ભાગે તેઓ ખોઈ દીયે છે, અને જો તેઓ કાંઈ તેવો પ્રયત્ન કરે છે, તો મોટે ભાગે તેમ કરવામા તેઓ નિશ્ફળ નિવડે છે. પણ એવાઓની વિર્યશક્તિ જો કોઈ રીતે ખરાબ થયેલી હોતી નથી. તો તેવા દરદીઓ પોતાની ઘટી ગયેલી શક્તિ, લાયેક સારવારથી પાછી મેળવી શકે છે.

## વિષયી પુરૂશો તેમજ દસ્તદરાજીવાલા જવાંનોને લાગુ પડતી નામરદી.

આ એક ખરી બીના હોય યા ખોટી, પણ ઘણાક તબિબોનું એવું મત હોય છે, કે જવાંન પુરૂશોને લાગુ પડેલી કમજોરી યાને નામરદી, મોટે ભાગે વિષયી જીંદગી ગુજારયાથી, તેમજ 'કુટેવ'ની ઇલ્લત પડયાથી લાગુ પડેલી હોય છે. કુટેવની ઇલ્લતથી લાગુ પડેલી નામરદીનો ઇલાજ થવો ઘણોજ મુશ્કીલ થઈ પડે છે. એ બુરી ઇલ્લતને વશ થયલાઓ પોતાનુ પોતવતપણું ખોઇ દીયે છે; સ્ત્રીઓના સંબંધમાં આવતાં પોતે ત્રાસે છે; શરમાઈ જાયે છે; અને પરણી જીંદગી ગુજારવા કરતાં કુંવારા રેહવાનું વધારે પસંદ કરે છે. એવા દરદીઓના જનંન અવયવોને ભિત્તરમાં કાંઇક એલજામ પુગેલો હોય છે, અને તે એલજામના પ્રમાણુમાં તેમની નામરદી હોય છે.

મિત્ર, એવા મનના ધખારાથી લાગુ પડેલી નામરદીના ઇલાજ કદીબી ઉંટ વૈદોની દવાઇઓથી થઈ શકે એમ નથી. ઉલટું તેથી દરદીને નુકસાંન થવાના સંભવ રેહ છે, એ ધ્યાંનમાં રાખવું ઘટે છે.

## અમુક હાલતવાલી સ્ત્રીઓથી પુરૂશને લાગુ પડતી નામરદી.

પુરૂશના મગજમા લાગુ પડેલા વિધવિધ પ્રકારના ધખારાની આ વિગત થઈ. પણ બાજે વખત સ્ત્રીના જનંન શરીરની ચોકસ ખામીના કારણે પુરૂશ નપુંસક જેવો બની નિશ્ફળ નિવડે છે. એટલાં માટે

સ્ત્રીના જનંન શરીરની એવી હાલતો જાણવી ઘટે છે. એવી ઘણીક ખાંમીઓમાં [૧] યોનીનું ઝુલાઈ પડવું; (FLABBY VULVA) [૨] પ્રસવ માર્ગનું મોટું થવું; [૩] યોનીમાથી પરૂ જેવા પ્રવાહીનું વેહવું; [૪] સ્ત્રીના શરીરની અતિશય ફરએ હાલત; [૫] યોનીની ઉપર અથવા તો સ્તંભ આગલ ખુજલીનાં ચાટાં, વિગેરે. વળી એ ઉપરાંત એક પરણેતરની વફાદારી ઉપર તેણીના ધણીને શક જવાથી, તેના મન ઉપર પડતો ધિક્કારનો છાપ, એ સઘલાંથી પુરૂશના મગજ ઉપર જે અસર થાય છે, તેથીબી પુરૂશમાં નામરદી ઉત્પન્ન થાય છે. પણ ધ્યાંન રાખવું કે, તેવી નામરદી હંમેશાં તકલીદી હોય છે. તબિબો એને 'ટેમ્પરરી–ઇમ્પોટન્સ' કહે છે.

## પુરૂશને પોતાની વફાદારીને લીધે લાગુ પડતી નામરદી.

ઘણીક વાર અતી વાહાલ અને પ્યારથી જોડાયેલાં વર વહુના જોડાં, જ્યારે મોતના જાલમ દુતથી છુટાં પડે છે, ત્યારે તે બનાવ ખરેખર ગજબ જેવો થઈ પડે છે. ચાહતનાં બંધનથી બંધાયેલા એક પુરૂશની પરણેતર જ્યારે ગુજર પામે છે, ત્યારે તેણીના મરણથી તેણીના ખાવિંદના મગજ ઉપર જે છાપ પડે છે, તેથી તેની કાંમ વાસના એટલી બધી તો નષ્ટ થઇ જાયે છે, કે ગોયા તે પુરૂશ લાંબી મુદ્દત સુધી નામર્દ બની જાયે છે. ઘણાક ખાવિંદો પોતાની વાહાલી પ્રીયાના વિરહથી નામર્દ બની જઈ, સ્ત્રીજાતની હસ્તીને ભુલી ગયેલા જણાયા છે, અને જીંદગીના સેવટ સુધી ફરી પરણવાનો વિચાર વટિક કરતા નથી.

## દેમાગી નામરદી. તેના ઇલાજ અને સારવાર.

આવી જાતની બિમારીના દવા દારૂના ઇલાજ માટે કોઈબી જાતની નક્કી દવા સુચવી શકાય એમ નથી. એવે વખતે સારવાર કરનારે એવા દરદીના ઇલાજ માટે પોતાની અકલનો ઉપયોગ કરવો ઘટે છે.

## હેમાગી નામરદી માટે મન ઉપર અસર કરનારા ઇલાજો.

પ્રથમમાં એવા દરદીઓની હકિકત સાંભલી લેઈ, તેની નામરદીનું ખરૂં કારણ શોધી કાહાડવાની પેહલાં તજવિજ કરવી. જો ખરૂં કારણ માલમ પડે, તો દરદીને સમજાવી તેની ભુલ, વેહમ, કે શંકા દુર કરવાની તેને તાકીદ કરવી. એવાં દરદીઓને ભમાવી ભંભેરવાં કે ભડકાવવા નહિ, પણ તેમને નરમ અને માયાલુ રીતે સમજાવી ખરો ખુલાસો કરવો. દરદીના મગજમાં ખાતરીપુરવક ઠસાવવું, કે તેની બિમારી ઘણીજ નજીવી છે, અને તે પોતાની ગુમાવેલી વિર્યશક્તિ પાછી મેળવી શકશે, અને તેને જરાબી નિરાસ કે નાસિપાસ થવું નહિ.

અગર જો એવા દરદીઓની ઉસ્કેરાયેલી હાલત દરમિયાંન, તેમની પિસાબના મુખ આગલ, કાંઈક પ્રવાહી જેવો પદાર્થ નિકલતો હોય છે, (જે ખરૂં જોતાં ધાત હોતી નથી,) તો તેવાઓને તુરતજ પરણી જવાની તાકીદે ભલાંમણ કરવી. વળી એવા દરદીઓને તાકીદ કરવી, કે કામવાસનાને ઝાજું ઉતેજન આપી પોતાના હવસને વધારે સંતોખવો નહિ.

## હેમાગી નામરદી માટે આરોગ્ય રક્ષક ઇલાજો.

દરદીને હંમેશાં આરોગ્ય રક્ષક ઇલાજો સુચવવા. હવસ ભડકે એવી વર્તણુક નહિ ચલાવવાની દરદીને તાકીદ કરવી. ખુલ્લી હવામાં ફરવાની, સાદો અને પુષ્ટીકારક ખોરાક લેવાની, અને ઉંચી કિસમનો દારૂ સેહેજ પીવાની તાકીદ કરવી. દરદીનો ધંધો જો મગજના ઘસડબોડો કરનારો હોય, તો થોડો વખત દરદીને આરાંમ લેવાની ફરજ પાડવી.

## હેમાગી નામરદી માટે દવાઇના ઇલાજો.

દવા દારૂ વિશે બોલતાં કેહવું જોઇએ, કે દરદીને રાજી રાખવા, અને તેના દરદનો ઇલાજ થાય છે એવું તેને દેખાડવા, કાઇક જરૂર જોગુ 'ટૉનિક' આપવું. વળી સારવાર દરમિયાંન દરદીને પોતાની પરણેતરથી

એકાદ માસ પરહેજ રેહવાની તાકીદ કરવી, કે જેથી તેના મન ઉપર ઇલાજની અસર માટે છાપ પડે. દરદીના વિસ્વાસને ખાતર અને તેના મન ઉપર છાપ પાડવા માટે, નિચલી દવાઓનો એવે પ્રસંગે ઉપયોગ કરવો.

## કોલા અને કોકાની બનાવટો.

કુઇનિન; કોકા; કોલા; આયર્ન; આ સઘલી દવાઓ ઘણાજ નાહનામાં નાહના ડોઝમાં એવા દરદીને આપવી. અનેક નવી દવાઇઓ આ પ્રસંગે સુચવી શકાય એમ છે, પણ તેમાં કેટલોક જોખમ સમાયેલો હોવાથી તે વિશે અતરે લખતું અપ્રસંગોપાત થઇ પડે છે.

**કોકા** (COCA) આપતું હોય, તો દરદીને 'કોકા-વાઇન' દીવસમાં બેથી ત્રણ વાર પીવાની જરૂર ભલાંમણ કરવી. કોકા, તેમજ લિક્વીડ-એક્ષ્ટ્રેક્ટ-ઑફ-કોકા, તેમજ કોકાની બીજી કોઇબી બનાવટ આપવાનું કાંમ બિન તબિબી આસાંમીઓના હાથમાં આપવું જોખમ ભરેલું છે, અને તેથીજ તેના 'ડોઝ' હું અતરે દાખવી શકતો નથી. કોકા-વાઇન એટલાંજ માટે ભલાંમણ કરવા જોગ છે, કેમકે નિચલા શબ્દો એના ગુણ માટે વૈદક શાસ્ત્રમાં નોંધાયલા છે:—

*"Coca is now often given in the form of wine, and in old people this preparation gives increased powers to the nervous system." (Garrod Materia Medica and Therapeutics.)*

**કોલા:**—આ દવા માટે પાર્ક **ડેવીસની** નિચલી બનાવટ પુરતી છે.

### *Kola Cordial.* ( કોલા-કૉરડિયલ. )

ઉકસાઈ તરીકે જણાયેલી બીજી દવાઓમાં 'આરબુટિન,' (ARBUTIN) તેમજ 'બ્રુસિન' (BRUCIN) નામની દવાઓ વપડાય છે, પણ તેનો ઉપયોગ તબિબોનેજ કરવા દેવો ઘટે છે. છતાં એક બેન

આરબુટીનમાંથી ૭૦ થી ૮૦ ગોળીઓ કોઈ કાબેલ ' કેમિસ્ટ ' ને ત્યાંથી બનાવી, મજકુર બિમારીવાલા દરદીને ખાધા પછી એક એક ગોળી દિવસમા એક યા બે વાર લેવા ફરમાવવી, અને એવા દરદીને બે માસમા તેટલી ગોળીઓ પુરી કરવા જણાવી, તેટલી મુદત સંસારથી પરહેજ રેહવાની તાકીદ કરવી. તબિબ રોબીનસન લખે છે, કે:— " બે મહિનાની મુદત પુરી થાયે તે આગમચ એવી કિસમના મારા દરદીઓએ આવી મારી આગલ પોતાની હકિકત રજુ કીધી હતી, કે હવે તેઓને ફરીયાદ કરવાનું સેહજબી કારણ રહ્યું નથી."

સારવાર કરનારે આ જાતની નામરદીના ઈલાજ કરવા આગમચ ધ્યાંન રાખવું, કે દરદીના જનંન અવયવોને કોઇબી પ્રકારની બીજી બિમારી લાગુ પડી નથી. સારવાર કરનાર ધણીએ તેટલાં માટે દરદીની ઇન્દ્રીની; ઇન્દ્રીના મુખની; પિસાબની નળી–યુરીથ્રા–ની; પ્રોસ્ટેટની; તેમજ ધાતુ–સ્થાંનવાલી જગ્યાની તપાસ કરી ખાતરી કરવી, અને તે જો બિલ્કુલ નિરોગી હોય, તોજ દરદી ' સાઇકિકલ ઇમ્પોટન્સ ' ને આધીન છે, એવાં સેવટ ઉપર આવી, તેની સારવાર કરવી.

એ સઘલું બિનતબિબ તેમજ બિનઅનુભવી જણોથી બને એમ નથી, કેમકે તેમાં ઘણી કુનેહ અને ઘણા અનુભવનું કામ છે, અને એ સઘલું તપાસવા માટે ખાસ અભિયાસની જરૂર હોય છે.

લા૦ દુવાગીર,

D. H. P.



# પત્ર ૨૪ .મું.



## ધાતુનો તત્કાળ પ્રવેશ.

### ( કમ-ટકાવપણું યા કમ-નિભાવ. )



### † PREMATURE EJACULATION OF SEMEN.



મેહરબાંન વાંચક

દેમાગી નામરદી માટે બોલતાં એક નવી પિડાકારીની ફરીયાદનો ફણગો તેમાંથીજ ફુટી નિકલે છે. આપણે પુરૂશની ઇન્દ્રીની રચના કેવી હોય છે, તે આગલાં એક પત્રમાં જોઇ લીધું છે. મુત્ર માર્ગ યાને 'યુરીથ્રા'ના અમુક ભાગ અંદર 'પ્રોસ્ટેટ ગ્લૅન્ડસ'ની આસપાસ ધાતુને બાહાર નિકલવા માટે બે નાંહનાં છિદ્રોની નોંધ લીધી છે. જરા તે ચિત્રની તરફ ફરી નજર કરશો, તો માલમ પડશે કે 'વૅસિકા-સૅમિનૅલિસમાં' જમાવ થયલી ધાતુનો સ્રાવ થવા માટે, એ બે છિદ્રો, ગોયા બે દરવાજા સમાન હોય છે. એ બે છિદ્રોને તબિબી ભાશામાં 'ઇજેક્યુલેટરી-ડક્ટ્સ' કહે છે.

કાંઇક સંજોગ વચ્ચે, કોઈ વાર આ બે છિદ્રો, અને તેની સાથે લાગેલી નળીઓ-ડક્ટ્સ-કાંઇક પિડાકારીનો ભોગ થઈ પડે છે. એ પીડાકારી શું છે, તે આગળ ચાલતાં જોઇશું, પણ આ પ્રસંગે એક નવીન

---

† Sexual Disorders, By W. J. Robinson, M. D.

ફરીયાદ જે કેટલાક પુરૂશો કરે છે, તે ખચીત જેટલી જાણવા જોગ અને જેટલી ધ્યાંન ખેંચવા જોગ હોય છે, તેટલીજ તે દરદીના મનને અસ્થીર અને બેબાક કરે એવી હોય છે.

## એ દરદની હકિકત !

એવા દરદીની ફરીયાદ એકજ જાતની હોય છે. દરદી પોતાની પિડાકારીની હકિકત તબિબને જણાવતાં કહે છે, કે કોઈબી પ્રકારની ફરીયાદ તેને પોતાના જનંન અવયવો માટે કરવી નથી; કોઇબી વખત તેને કોઈબી ચેપી રોગની બિમારી લાગુ પડી નથી; કોઇબી વખતે તે કુટેવને આધીન હતો નહિ; તે ખુલાસાથી કાંઈબી અગન કે જલન વગર પિસાબ કરી શકે છે; તેની રગ બિલ્કુલ મુસ્તકીમ રહે છે, મગર તેની ફરીયાદ એટલીજ હોય છે, કે હમબિસ્તરી દરમિયાંન ધાતુનો તત્કાળ પ્રવેશ થાય છે.

## "આપની ધાતુ પાંણી થઇ ગઈ છે!!"

આ હકિકત ઘણીજ ટુંકી અને ટચ છે. દરદી તમાંમ તંન્દરોસ્ત હોય છે. તેની તબિયત બિલ્કુલ નિરોગી હોય છે. ઈન્દ્રી તેમજ ગોળીઓની હાલત તપાસતાં તે બિલ્કુલ નિયમાનુસાર માલમ પડે છે. પણ આ એકજ બનાવથી તે રંજીદા અને નિરાસ થઈ પડે છે. બિન અનુભવી ઉંટવૈદો અને અલફાતુ ઇલાજ લઇ નિકલેલા આદમીઓ, દરદીની હકિકત સાંભલી, દરદીને ખાતરીપુરવક કહે છે, કે "આપની ધાતુ બિલ્કુલ પાણી થઇ ગઈ છે!"

કેવો કાબેલ તબિબ ! કેવો અનુભવી ગ્નાની ! સાંભલતાજ દરદને પિછાંણી લીધું !! જો એ દરદનો ઇલાજ કરનાર કોઇ કાબેલ ! હકીમ હશે. તો તે દરદીની નાડી તપાસી ડોળા ચઢાવી કહેશે, કે "માલુમ હો ગયા; આપકી ધાત બિલ્કુલ પાંની હો ગઇ હય." પરંતુ ખરી બીના તો કેવળ જુદીજ હોય છે. દરદીના ગુપ્ત શરીરના કોઇબી ભાગને

કોઇબી પ્રકારનો એલજાંમ પુગેલો હોતો નથી. સઘલો મામલો નિયમાનુસાર અને મુસ્તકીમ હોય છે.

આવી ફરીયાદ જ્યારે દરદી કરે, ત્યારે દરદીના જનંન અવયવોની બારીક પરિક્ષા કરવી ઘટે છે. જો પુરૂશના જનંન અવયવોની બારીક પરીક્ષા કરતાં તેને આવડતું હશે, તો તે પરીક્ષા કરી, પોતાનું મત બાંધે છે. મોટે ભાગે આવી ફરીયાદનું મુખ્ય કારણ એ હોય છે, કે ઇન્દ્રીના બાહારના ભાગ ઉપર આવેલી ચાંમડીની, તેમજ ઇન્દ્રીના મુખ (ગ્લૅન) ઉપર આવેલાં ચેતન તંતુ (NERVES) હદ બાહાર તિવ્ર† યાને સતેજ થઇ ગયેલાં હોવાથી, આવી કિસમની ફરીયાદ જન્મ પાંમે છે. દરદીના મન ઉપર આ સબબને લીધે ઘણીજ નિરાસીભરી અસર થાયે છે, અને તે અનેક વિચાર વમાસણમાં પડે છે. હવે તે જે વખત જોયે છે તેમા તે બિલકુલ નામરદ થઇ જવાનો, એવા ધખારાંની ધુનમા તે અનેક ઇલાજો ઉંટવૈદોની જાહેર ખબરો વાંચી ગુપચુપ અજમાવતો રહે છે, અને તેથી તે કાંઇબી લાભ મેલવી શકતો નથી.

## એ ફરીયાદના ઇલાજ અને સારવાર.

આ ફરીયાદનો ઇલાજ અને ઇલાજની ફતેહનો આધાર, ફરીયાદનું ખરૂ કારણ શોધી કાહાડવા ઉપર રહે છે. ઇન્દ્રીની ચેતના વધી ગયેલી છે, અને બીજી કોઇબી રીતની પિડાકારી ગુમ શરીરને લાગુ પડેલી નથી, એવી ખાતરી સારવાર કરનારે કીધા પછી, મજકુર જ્ઞાનતંતુની વધી ગયેલી ચેતનાને નિયમિત હાલતમાં લાવવાના ઇલાજ શરૂ કરવા.

દરદીને રોજ સહવારના ગરમ પાંણીની અંઘોળ કરવાની ભલાંમણ કરવી, અને બનતાં સુધી અઠવાડીઆમાં ૨ થી ૩ વાર *'સિત્સ–બાથ' લેવાની તેને તાકીદ કરવી. સામાન્ય તબિયતના સુધારા

† આ હાલતને તબિબો "Extreme sensitiveness of the cutaneous nerves of the penis." કહે છે. કરતા.

* સિત્સ–બાથ કેમ લેવાય છે, તે વિશે જુવો મારૂં 'જીવન–શાસ્ત્ર' નામનું પુસ્તક.

અને તાકાત માટે 'સિરપ-હાઇપોફોસ્ફાઇટ્સ' ચાલુ કરવું, અને ઈન્દ્રીની ચેતના ઘટાડવા માટે હુંમબિસ્તરી આગમચ, એકાદ ખાસ 'એનેસ્થેટિક' (*anesthetic*) દવાનું પ્રમાણવાળું 'લોશન' (LOTION), કોઇ કુશળ અને પ્રમાણિક 'કેમિસ્ટ'ને ત્યાંથી બનાવી, તેમાં 'એબ્સૉર્બન્ટ-કૉટન'નો મોટો ટુકડો ભિંજવી, લિંન્ગ મુખ, તેમજ લિંન્ગ ઉપર તે સુમારે પાંચથી દસ મિનિટ લપેટી રાખવો. આ ઇલાજથી ચેતના ઓછી થઇ જશે, અને દરદીને ફરીયાદ કરવાનું કારણ રેહશે નહિ.

પણ સારવાર કરનારે તેમજ દરદીએ આ વાત જરૂર ધ્યાંનમાં રાખવી ઘટે છે, કે ઈન્દ્રી જો મુસ્તકીમ થતી હોય, તોજ આ ઈલાજ કારગત લાગશે. અગર જો દરદીની ઇન્દ્રી નબળી પડી ગયેલી હોય; સુસ્ત થઇ ગઈ હોય; યા મુશ્કેલીથી મુસ્તકીમ બનતી હોય, તો આ ઇલાજ બિલ્કુલ અજમાવવાની ભલાંમણ કરવામાં આવતી નથી, કેમકે તેથી દરદીને નુકસાંન થવાનો મોટો સંભવ રહે છે. દરદીના પોતાના લાભને ખાતર, તેમજ કોઇ બિનઅનુભવી એ ઈલાજનો ઉપયોગ કરી શકે નહિ, એમ સમજીનેજ અતરે એ દવાનું નામ અને પ્રમાણ જાહેર કરતાં અચકાતું પડે છે. કમનસીએ આ ફરીયાદ વિશે જેવી રીતે ખુલાસાવાર લખાંણ થવું જોઇયે, તેવું લખાંણ મરિયાદાનું પ્રમાણ ધ્યાંનમા રાખ્યાથી થઈ શકતું નથી, એ કરતાની દલગીરી છે.

લા૦ દુવાગીર.

*D. H. P.*



# પત્ર ૨૫ મું.



## નામરદી લાગુ પડવાના ગુપ્ત કારણો.



**SYMPTOMATIC IMPOTENCE.**



**પ્રય વાંચક.**

પુરૂશની નામરદીના ઘણાક 'કેસ' માં ઇન્દ્રીની અમુક પ્રકારની રોગીષ્ટ હાલત માલમ પડે છે. કોઇ દરદીમાં પિસાબની નળી (યુરીથ્રા) રોગીષ્ટ હોય છે; કોઇમાં 'પ્રોસ્ટેટ ગ્લૅન્ડ' રોગીષ્ટ હોય છે; અને કોઇ દરદીમાં 'સૅમિનલ વૅસિકલ્સ' (ધાતની કોથળી) ની હાલત જોખમાયેલી હોય છે. એ પ્રત્યેક રોગીષ્ટ હાલતને લીધે દરદીની વિર્યશક્તિ ઓછી થાયેલી યા તો નબળી પડી ગયેલી હોય છે, અને એ સબબને લીધે પુરૂશ નપુંસક બનેલો પોતાને જણાય છે.

કમનસીબે પુરૂશને લગતાં ગુપ્ત દરદો વિશે ખુલાસાવાર લખાંણ જે રીતે લખાવું જોઇયે, તે લખી શકાતું નથી. જોકે આ પુસ્તક પશ્ચીમ તરફના વૈદક શાસ્ત્રને આધારે કરતાએ લખ્યું છે, અને આગેવાંન સત્તાધિકારી તબિબોથી લખાયેલાં દફતરોની મદદ આ અદના લેખકે લઇ, તેમના અનુભવ અને અવલોકન દર્શાવ્યાં છે, છતાં સાદી સમજના વાંચકોને, તેમજ તબિબ નહિ એવાં જણોને માટે મરિયાદાને ખાતર જોઇયે તેવી રીતે ઘણીક બાબદો ખુલાસાવાર દર્શાવી શકાતી નથી, એ આ લેખકની દલગીરી છે.

## પુરૂશની નામરદીના થોડાંક કારણો.

**દસ્તદરાજી:**—એને ઇંગ્રેજીમાં "સિક્રેટ-વાંઇસ" કહે છે. પુરૂશની નામરદીનું આ એક મુખ્ય અને સાધારણ કારણ થઈ પડે છે. નાદાંન ઉંમરે આ ઇલ્લતનો લત લાગ્યાથી મોટપણમાં નામરદી હાંસલ થાયે છે. જ્યારે મોટપણમાં આ ઇલ્લત લાગુ પડે છે, અને સુભાગ્યે જો તેનો હદ બાહાર લત દરદીને લાગી જતો નથી; અને પુરૂશ અગર જો જવલેજ એ કુટેવનો ઉપયોગ કરતો રહે છે, અને દરદીનો શારિરીક બાંધો જો મજબુત હોય છે; તો જો કે તેને નામરદીની પિડાકારી લાગુ પડતી નથી, પણ તેની સામાન્ય તબિયતની ઘણી નહિ તો થોડીએ ખરાબી થાય છે. પણ ઉઘરતી ઉંમરના અને જવાંનીમાં દાખલ થતા છોકરાઓની એથી મોટી ખરાબી થાયે છે, અને તેઓને જાથુકની નામરદી લાગુ પડે છે.

**સ્વપ્નામાં ધાતનું જવું:**—એને ઇંગ્રેજીમાં "પોલ્યુશન્શ." તેમજ "નૉકટર્નલ-ઇમીશન" પણ કહે છે. યુનાની હકિમો એને 'શયેતાંની-ગફલત'ને નામે ઓલખે છે. દસ્ત દરાજીથી જે કાંઈ નુકસાંન શરીરને થતું જણાવ્યું છે, તેના જેવાંજ પરીણાંમ એથી આવે છે. અગર જો 'પોલ્યુશન્શ' જવલે, યા તો કોઇ કોઈ વાર થતાં હોય, તો તેથી નુકસાંન થવાનો કાંઈબી સંભવ રેહતો નથી. પણ જો તે ચાલુ થયા કરતાં હોય, અને જો તે લાંબો વખત ચાલુ રેહ, તો તેથી સેવટે પુરૂશ નપુંસક યાને નામર્દ બની જાયે છે. એ વિશે વધુ હવે પછી.

**ધાતુ સ્રાવ યાને ધાતનું જવું:**—એને ઇંગ્રેજીમાં "સ્પર્મેટોરીયા" કેહ છે. આ બિમારી ઘણીજ કાતીલ હોય છે. એ બિમારી બે પ્રકારની હોય છે. ૧, ખરો સ્પર્મેટોરીયા અને [૨] ખોટો સ્પર્મેટોરીયા. આ બંને બિમારીને પિછાણવાની ઘણીજ જરૂર છે. એ

બિમારીનું એક પરીણામ નામરદીમાં આવે છે. એ બાબદ હવે પછી ખુલાસાવાર હાથ ધરીશું.

**પિસાબની નળીમાં લોહી ધાઇ આવવું:**—એને તબિબો "યુરિથ્રલ-કન્જેક્ષ્યન" કહે છે. પિસાબની નળીના પ્રોસ્ટેટવાલા ભાગમાં લોહી ધાઈ આવ્યાથી પુરૂશને નામરદી લાગુ પડવાનો મોટો સંભવ રેહે છે. પિસાબની નળીમા આવી જાતના સોજાની બિમારી જેમ બીજા કારણે થાય છે, તેમ પુરૂશને પ્રમેહનો રોગ લાંબો વખત ચાલુ રેહ્યાથી પણ લાગુ પડે છે.

**પરમો યાને પ્રમેહ:**—એને ઇંગ્રેજીમાં 'ગૉનોરીયા' કહે છે. આ રોગ સ્ત્રી તેમજ પુરૂશ બંનેને એકસરખી રીતે લાગુ પડે છે. પુરૂશોને નામરદ બનાવનારાં અનેક કારણોમાં, આ એક મોટું અને જાણવા જોગ કારણ હોય છે. એટલુંજ નહિ, પણ પુરૂશને એ રોગ લાગુ પડયાથી તે વાંઝીયો વટિક બને છે. આ દરદનું વિસ્તીર્ણ બયાંન પાછલા ભાગમાં વાંચક જોઇ શકશે.

**પિસાબની નળીનું ટંગ થવું:**—એને તબિબો 'સ્ટ્રિકચર' કહે છે. પુરૂશને લાગુ પડેલી પ્રમેહ યાને ગૉનોરીયાની બિમારીના એક પરીણામમાં, મુત્ર માર્ગમાં અમુક જગ્યા ખેંચાઇ-ખંચાઇને ટંગ થઇ જાયે છે, એટલે તે ભાગ સંકોચાઈ ઘણોજ સાંકડો બની ગંઠાઇ જાય છે, અને તેની આગલનો તેમજ પાછલનો ભાગ ખુલ્લો રહી છે. એને તબિબો '**સ્ટ્રિકચર**' કેહ છે. પુરૂશને નામરદી લાગુ પડવાનું એવી એક કારણ થઇ પડે છે; પણ 'સ્ટ્રિકચર' નો ઇલાજ કરાવ્યાથી તે નિકલી જાય છે, અને પુરૂશ પાછો મરદીમાં આવે છે.

**પુરૂશની ઇન્દ્રીની ખાંમીભરી હાલત:**—પુરૂશની ઇન્દ્રાની કેટલીક ખાંમીભરી હાલતને લીધે, પુરૂશ મરદીમાં રહેતો નથી. એવી ખાંમીભરી હાલતો કોઇ પુરૂશને જન્મથી લાગેલી હોય છે. દાખલા તરીકે

[૧] પુરૂશને જન્મથીજ ઈન્દ્રી હોતી નથી. કોઈ વાર [૨] ઈન્દ્રી 'સ્ક્રોટમ' સાથ જન્મથીજ વળગી ગયેલી હોય છે. કોઇ વાર [૩] ઇન્દ્રી જન્મથીજ વળખાઈ ગયેલી (TWISTED) હોય છે. એ અને એના જેવીજ બીજી અનેક અકુદરતી હાલતોને લીધે, પુરૂશ નામરદ રહે છે. એ સઘળી હાલતો માટે અતરે વિસ્તારી લખી શકાય એમ ન હોવાથી, એ બાબદ વીશે એટલીજ નોંધ લીધેલી પુરતી છે.

**પુરૂશની ગોળીની ખાંમીભરી હાલત:**—ગોળીને આગલ જણાવ્યા પ્રમાણે તબિબો "ટેસ્ટીસ" કહે છે. ઘણીક વાર બંન્ને ગોળીઓ જન્મથીજ દરદીમાં ઉત્પંન્ન થયેલી હોતી નથી, જેથી પુરૂશને કોઈબી પ્રકારની મરદી જેવું કાંઇબી હોતું નથી. કોઈ વખત દરદીની બંને ગોળીઓ 'સ્ક્રોટમ' માં ઉતરતાં રહે ગયેલી હોય છે. કોઈ વખત પુરૂશને એકજ ગોળી હોય છે, પરંતુ તેવા પુરૂશો નામરદ હોતા નથી. ગોળીને લાગુ પડતાં દરદો માટે વધુ હવે પછી.

**ગોળીનું સુકાઇ યા ચિમડાઇ જવું:**—એને તબિબો "એટ્રૂફી-ઑફ-ટેસ્ટિસ" કહે છે. કોઇબી લાગુ પડેલાં કાતીલ દરદના પરીણાંમમાં પુરૂશની ગોળી જ્યારે સુકાઇ યાને ચિમડાઇ જાયે છે, ત્યારે પુરૂશ ધીમે ધીમે નામરદ બનતો જાયે છે. ગોળીનું ચિમડાઈ જવું ચાલુ દસ્તદરાજીની ઇલ્લતથી, તેમજ અતી ઘણી વિષયી યાને વ્યભીચારી જીંદગી ગુજારયાથી પણ થાય છે, અને ત્યારે પુરૂશ નામરદ બને છે. પુરૂશને ખસી કીધાથી તે નામરદ બને છે, એમ તબિબો જાહેર કરે છે, પણ તે વિશે હજી તબિબો એકમતે તેવું જાહેર કરતા નથી, કેમકે કોઇ કોઇ વખતે એવા બનાવોમાં અપવાદ જોવામાં આવ્યા છે.

**ગોળીમાં પાણી ભરાવું:**—એને તબિબો "હાઇડ્રોસિલ" કહે છે. આ બિમારી જો અતી મોટા પ્રમાણમાં લાગુ પડેલી હોય

છે, તો તેથી પુરૂશની મરદીનું જોર ઓછું થાયે છે. જો આ ફરિયાદનો ઇલાજ તબિબ પાસે કરાવવામાં આવતો નથી, અને લાંબો વખત સુધી જો તે લેઈ ચલાવવામાં આવે છે, તો રફતે રફતે ગોળી સુકાઈ જાયે છે, યાને ગોળીને 'એંટ્રૂપી' નો રોગ લાગુ પડે છે, અને પુરૂશ નામરદ બને છે. સારાં નસિબે 'હાઇડ્રૂસિલ' નો ઇલાજ સેહલથી થઈ શકે છે.

**અંતર ગળ:**—એને તબિબો "હર્નિયા" કહે છે. એ બિમારી 'રપ્ચર' ને સાદે નામે પણ ઓલખાયે છે. આ બિમારી અતી ગંભીર પ્રકારની હોય છે, અને જો તેનો ઇલાજ કોઇ 'સરજ્યન' પાસ શરૂઆતમાંજ નહિ કરાવ્યો, તો તે ઘણીક વાર જીવલેણ થઇ પડે છે. હર્નિયા (સ્ક્રોટલ હર્નિયા) મરદીને ઘટાડે છે. 'રપ્ચર' 'સ્ક્રોટમ' ની અંદર ઉતરી પડયાથી, બાજે વખત પ્રાણઘાત થઇ પડે છે. વિર્યશક્તિ હિન થવાનું એ એક કારણ ગણાય છે. કેવી રીતે એ પરીણાંમ આવે છે, તે સર્વ વિશે વધુ હવે પછી.

**ગોળી માહેલી નસનું ફુગાઇ જવું:**—એને તબિબો "વેરિકોસિલ" કહે છે. 'વેરિકોસિલ' ઘણું કરીને 'સ્ક્રોટમની' ડાબી બાજુએ થાય છે.* બંન્ને બાજુએ વેરીકોસિલ કોઇજ વખત માલમ પડે છે વેરિકોસિલની પિડાકારીથી પુરૂશ જો કે ખરેખર નપુંસક બનતો નથી, પરંતુ એ બિમારી લાગુ પડયાથી જે કાંઇ તેને ખમવું પડે છે, તેથી તેના મન ઉપર એવો તો અચુક છાપ પડે છે, કે:—"તે નપુંસક થયો છે; યા તો તે નપુંસક થતો જાયે છે; અથવા તો હવે જરૂર તે નપુંસક થઇ જશે." દરદીના મગજ ઉપર આવો અચુક છાપ પડયાથી, તે ખરેખર નામરદ જેવોજ પોતાને બનાવી દીયે છે, અને જ્યારે તે પિડાકારી એકાદ સરજ્યન સારી કરે છે, ત્યારેજ તેના મગજની શંકા જતી રેહ છે, અને તે પાછો પોતાની અસલ હાલતમાં આવી જાયે છે.

* Taylor On Sexual Disorders.

**"પ્રોસ્ટેટ ગ્લૅન્ડ"ની બિમારી:**—પ્રોસ્ટેટ ગ્લૅન્ડથી વાંચક અજાણ્યા રહ્યા નથી. એ પિંન્ડ અનેક જાતની પિડાકારીને આધિન થઇ પડે છે. કોઇ વાર એ 'ગ્લૅન્ડ' મોટો થઇ જાયે છે. કોઈવાર એ 'ગ્લૅન્ડ' ઉપર સોજો આવે છે, અને કોઇવાર એ બિલ્કુલ ગળાઇને ચિમડાઇ જાયે છે. એ 'ગ્લૅન્ડ'ને લાગુ પડતી સઘળી બિમારીઓ ઘણીજ ત્રાસદાયક હોય છે, અને તેથી પુરૂશ નામરદ બને છે. જો કે આગલાં એક પત્રમા જણાવ્યું છે, કે એ પિન્ડમાં લોહી ધાઈ આવ્યાથી, તેમજ તેને સોજો લાગુ પડયાથી, પુરૂશનો કાંમ હદ બાહાર ભડકી ઉઠે છે, પણ તે કેવળ થોડોજ વખત તે તેવી હાલતમાં રેહ છે.

**પુરૂશની ઇન્દ્રી ઉપરની તંગ ચાંમડી:**—એને તબિબો "ફાઇમોસિસ" કહે છે. આ પિડાકારી કદીબી લેઈ ચલાવાય તેવી નથી. તે જેટલી નુકસાંન કરતા છે, તેટલીજ તે અડચણ પણ કરે છે. એ પિડાકારીનો સેહલ ઇલાજ 'સુનત' કીધાથી થઈ શકે છે, જે કોઇબી 'સરજ્યન' સેહલથી કરી શકે છે. એ વીશે વધુ હવે પછી.

**પુરૂશની ઉંમર:**—પુરૂશની મરદી અને નામરદીનો તેની ઉંમર ઉપર મોટો આધાર રહે છે. જો પુરૂશ ઘણી લાંબી ઉંમર સુધી જીવે, તો આખર તે નામરદ તો થવાનોજ ! જો પુરૂશ પોતાની તંન્દરોસ્તીમાં સંપુર્ણ અને નિયમિત સુખી હોય, તો તેની મરદીને તેની ઉંમર સાથ મોટો થોડો સંબંધ રેહ છે. દરેક પુરૂશ જો દુરંદેશ હોય, અને તે જનંન શરીર બંધંનના જ્ઞાનશાસ્ત્રથી થોડોબી માહિતગાર હોય, તો પોતાની મરદી નિભાવવા માટે તેણે કેવી રીત અખત્યાર કરવી જોઇયે, તેની તેને કાંઇક સમજ હોય છે. કેટલાકો ૪૦ વરશમાં નબળા બની જાય છે, અને ૫૦ વરશે પોતાની જીંદગીનો ખેલ તમાંમ કરે છે. કેટલાકો ૫૦ અને ૫૫, વરશની ઉંમરે ૩૦–૩૫ વરશ જેવા નવજવાંન હોય છે. પરંતુ કેટલાંકોની જવાંમરદીનો કિસ્સો, તેમની ભર જવાનીના બાહારમા તમાંમ ખતમ થઇ જાયે છે ! તેનું કારણ ?

**વ્યભિચારી જીંદગી :**—એને તબિબો "સૅક્ષ્યુઅલ ઍક્સૅસ" (**SEXUAL EXCESS**) કહે છે. હદ બાહાર વ્યભિચાર નામરદીને જન્મ આપે છે. કુંવારી જીંદગીમાં કે પરણી જીંદગીમાં હદ બાહારનો વિલાસ, પુરૂશને નામરદ કરી નાંખે છે. એટલુંજ નહિ, પણ સામાન્ય તબિયતના બિગાડા ઉપરાંત એકાદ શારિરીક બિમારી એવી લાગુ પડે છે, કે દરદી તેવી હાલતમાં જીવવા કરતાં મરવું વધારે પસંદ કરે છે. એ વિશે વધુ હવે પછી.

**પરહેજ જીંદગી :**—એને ઈંગ્રેજીમાં "સૅક્ષ્યુઅલ–ઍબ્સ્ટીનન્સ" કહે છે. સંસારી જીંદગી તજી દેઈ બિલ્કુલ પરહેજ રેહવાથી, તનને તેમજ મનને નુકસાંન થાયે છે કે લાભ થાયે છે, એ વૈદક વિદવાંનોમાં એક અતિશય ચરચાયેલો અને મતફેરીવાલો સવાલ થઇ પડયો છે. કેટલાક વિદવાંનોનું મત એવું છે, કે સંપુર્ણ પરહેજ જીંદગી પુરૂશને બાજે વખત બિલ્કુલ નામરદ બનાવી મેલે છે, યા તો તેને કમજોર અને દુર્બળ બનાવી દે છે. આ નામરદી કોઈવાર તકલિદી, તો કોઈવાર જાથુકની હોય છે. એ વિશે વિસ્તીર્ણ વિગત હવે પછી.

## કેટલાંક દરદોથી લાગુ પડતી નામરદી.

નામરદીના આ સઘલાં ગુપ્ત કારણો ગણાયે છે, કેમકે ગુપ્ત શરીરના ભાગોને લાગુ પડતી ગુપ્ત બિમારીને લીધે નામરદી જનંમ પાંમે છે. એ સઘલાં દરદોને પિછાણવાની રીત તથા તેમને સાજા કરવાના ઈલાજો, અને તેવા દરદીની સારવાર વિશે હવે પછી બયાંન કરવા ધાર્યું છે. તે બાબદ હાથ ધરવા પેહલાં કેટલાંક શારિરીક દરદોને લીધે નામરદી લાગુ પડવાનો જે સંભવ રેહ છે, તેની ઉપર ટપકેની નોંધ અતરે લેંવી જરૂરની લાગે છે. કેટલાંક દરદો સીધા યા આડકતરી રીતે પુરૂશોમાં નામરદીને જન્મ આપે છે. એવી રીતે પુરૂશને લાગુ પડેલી નામરદી કોઈ વખત બિલ્કુલ સાજી નહિ થાય એવી

હોય છે, તો કોઇ વખત ચાંપતા લાયેક ઈલાજો લીધાથી તેને ફાયેદો હાંસલ થાયે છે. વળી એવાં દરદો દરદીને કોઇ વાર બિલ્કુલ નામરદ કરી નાંખે છે, તો કોઇ વાર ફક્ત કમજોર બનાવે છે. નિચલા દરદો પુરૂશને નામરદ યા કમજોર બનાવી દીયે છે:—

ડાયાબિટીસ; કાતીલ ( પર્નિશ્યસ ) એનિમિયા; બરડાના કાંઠા તેમજ ભેજાંને એલજાંમ પુગવો; લ્યૂકિમિયા ( યાને શરીર માહેલાં લોહીમાંથી તેના લાલ તત્વનું બિલ્કુલ ઓછું થઈ જવું ); ઍડીસન્સ–ડિઝીસ; ટાઇફૉઇડ–ફિવર; ટયુબરક્યૂલોસિસ; ઓબેસિટી ( જાડાપણું ); આલ્કોલિઝમ ( દારૂનો લત ); ચિન્તા; ધાસ્તી; વિચાર–શક્તિનો ચાલુ ઉપયોગ; ઑટોમોબાઇલિ ગાડીમાં સેહલગાહ, વિગેરે.

એવું કાંઈ નક્કી સમજવાની ભુલ કરવી નહિ, કે ઉપર વર્ણવેલાં સઘલાં દરદોનાં પરીણાંમ નામરદીમાં આવવાંજ જોઇએ; પણ તબિબોના મત પ્રમાણે એવાં પરીણાંમ આવવાનો મોટે ભાગે સંભવ રેહ છે, અને એવાં પરીણાંમની કેટલાક તબિબોએ નોંધ લટિક લીધેલી જણાઈ છે.

## જુદી જુદી જાતના દારૂથી લાગુ પડતી નામરદી.

'આલ્કોલિઝમ' યાને દારૂનું બ્યસન, પુરૂશને નામરદ કરનારૂ ગણાયું છે. આ બિના ઘણાકોને ગળે ઉતરવી કેવળ મુશ્કીલ થઈ પડશે, પરંતુ દારૂ પુરૂશની મરદી ઉપર ક્યારે અસર કરે છે, તે ખચીત એક જાણવા જોગ બીના છે. તબિબો કાંઇ એમ કેહતા નથી, કે દારૂના સમધાત ઉપયોગથી પુરૂશની મરદી ખરાબ થાયે છે. દારૂ મનની અને કાંમીક ઇચ્છાને ઉસ્કેરે છે. દારૂની આ શક્તિ, તેના માપ અને અંદાજના પરીણામ ઉપર આધાર રાખે છે. હદમાં પીધેલો દારૂ ફાયેદો કરે છે. બેહદ પીધેલો દારૂ શરીર અને કાયાની ખરાબી કરે છે. બેહદ દારૂનું બ્યસન જનંન શક્તિને નબળી કરી નાંખે છે. સઘલા દારૂમા 'બીર' નો દારૂ જનંન શક્તિને ઘણોજ નુકસાંન કરતા છે.

## જુદી જુદી લાગણીઓથી લાગુ પડતી નામરદી.

ચિન્તા, જંજાલ અને જેહમત એ પણ એક એવી લાગણીઓ છે, કે જે મરદી ઉપર ઘણીજ ખરાબ્ અસર કરે છે. ચિન્તાના સબબથી હાંસલ થયેલી નામરદી કદીબી સુધરી શકે નહિ, તેવા પ્રકારની હોય છે. ઘણીક વખત એવું બને છે, કે મનની ચિન્તા સમુલગી દુર થતાં, ગુમ થયેલી મરદી ધીમે ધીમે સતેજ થાય છે, પણ તેને આગલ જેવી સતેજ અને તિવૃ કરવા માટે લાંબો વખત સુધી અમુક રીતની સારવાર કરવી પડે છે.

## વિદ્દવાંનોને લાગુ પડતી નામરદી !

વિચાર શક્તિનો ચાલુ ઉપયોગ કરનારાઓ માટે જાણવા જોગ દાખલા એ વિશે નોંધાયલા જણાયા છે. પ્રવિણ ગણીત શાસ્ત્રીઓ; વિદ્યા હુંનરની શોધખોલ કરનારા વિદવાંનો; અને મહાંન ફિલ્સુફો વિગેરે વિચાર શક્તિનો ઉપયોગ કરનારાઓ, જેઓ રાત અને દીવસ પોતાની તમામ મોજ શોખ ભુલી, પોતાની શોધખોલ પાછલજ લાગેલા હોય છે, તેઓ પ્યાર અને પ્રીત જેવી ચીજને બિલ્કુલ ભુલી ગયેલા જણાયા છે.

## નામરદ બનેલા એક ગણીત શાસ્ત્રીને લાગુ પડેલી નામરદીની વિચીત્ર કાંહાંણી !

એક ગણીત શાસ્ત્રીના બાબમાં જાણવા જેવી વાત એ વીશે બનેલી છે. તે એક કાબેલ ગણીત શાસ્ત્રી હતો, અને પોતાની વિચાર શક્તિને હંમેશાં ગણીતના અઘરાં 'પ્રૉબ્લમ' પાછલ રોકતો હતો. દીવસની જંજાલથી ફારેગ થઇ તે જ્યારેબી પોતાની પ્રિયા પાસ જઇ પોતાનો જીવ ખુશ કરવાની તજવિજ કરતો, અને જ્યારેબી તેની પ્રીયા તેને મનાવીને મિઠ્ઠા શબ્દો બોલતી, ત્યારે તેજ વખતે તે વિદવાંનને કોઇ નવાં પ્રૉબ્લમની યાદ ચહડી આવતી, અને તેજ વખત તુરતજ તે

તેની પ્રીયાના તમામ હાવભાવ અને મોહબતને ભુલી જતો, અને તેણીને પડતી મુકી, પોતાના પ્રૉબ્લમનો ચુકાદો કરવા, પોતાના અભ્યાસ કરવાની જગ્યાએ તે ચાલી જતો હતો.

## ઑટો મોબાઇલથી લાગુ પડતી નામરદી.

ઑટોમોબાઈલમાં સેહલગાહ કરનારાઓને માટે તબિબો જે વિચાર રજુ કરે છે, તે અતરે તેમનાજ શબ્દોમાં રજુ કરેલા વાજબી ધારૂં છું:—

"*Fast automobile riding has recently been brought as a cause of impotence, and there are good grounds for believing that this is a real, and not a fanciful cause. The jarring, the constant worry, and anxiety which are insperable from fast and furious driving, induce a state of neurasthenia, that is responsible for impotence. The impotence is generally of a temporary character and yields to a treatment at once when the sport, or rather the furious speed, is given up.*"

દુખ દરદોને લીધે ઉત્પંન્ન થતાં નામરદીના દરદોની આ એક ઉપર ટપકેની નોધની માત્ર એક ટીપ છે. આ સઘલાં દરદો મરદ માત્રને જાણવા જોગ છે. જાણવા જોગ એટલાં માટે, કે દરદીઓ પોતાની ખરી હાલત સમજી દરદને પિછાણી શકે. એટલાં માટે એ દરદને પિછાણવાની રીત, તેમની નિશાંણીઓ, અને બનતાં સુધી તેમના ઘરગતુ ઈલાજો અને સારવાર આ પુસ્તકમાં રજુ કરવાની મારી ખાએશ છે. પરંતુ હજી બીજી અસંખ્ય અગત્યની બાબદો વાંચકો સમક્ષ રજુ કરવાની હોવાને લીધે, જુદી જુદી જાતના વર્ગમાં વેંહચાઈ ગયેલી નામરદીને લગતાં સઘલાં દરદો વિશે હવે પછી 'નર–સુખ સાગર' મધે ચિત્રયૂક્ત રજુ કરવા મે ધાર્યું છે. પણ તે આગમચ દરેક દરદીને તેમની પોતાની બેહતરી માટે, તેમના તનસુખ

*W. J. Robinson, Sexual Disorders In Men & Women.

માટે, તેમજ તેમની જાતી સુખાકારી ખાતર સુચના કરવાની જરૂર છે કે:—'જેઓ જનંન શરીરને લાગુ પડેલી, કોઇબી જાતની પિડાકારીના ઇલાજો, કોઇબી જુના કે નવાં પુસ્તકોમાં લખેલા નુસકાઓ યાને પ્રિસ્કીપ્શનો વાંચી, પોતાને લાગુ પડેલી કોઇબી બિમારી ઉપર તે અજમાવવાની પ્રયત્ન કરશે, તો તેમ કરવા જતાં તે નફા કરતાં નુકસાંન વધારે ઉઠાવી લેશે. જ્યાં સુધી પોતાની બિમારીનું ખરૂ કારણ તેને હાથ લાગ્યું નહિ હશે, ત્યાં સુધી તેને કદીબી ફતેહ મલનાર નથી. કેમકે સઘલી ફતેહનો પ્રથમ આધાર દરદના મુળ કારણ ઉપર રેહ છે, અને સઘલા ઇલાજોની ફતેહ, શરીરમાંથી દરદના કારણને જડ મુળથી ઉખેડવામાં સમાયેલી છે.

લા૦ દુવાગીર.

D. H. P.

તા૦ ક૦:—મીત્ર મેહરબાંન, આ પત્ર કેવળ અધુરૂં લખાયું છે. એ વિષયને લગતી ઘણીક બીજી બાબહો જે અતરે પડતી મુકાઈ છે, તે હવે પછી, સચિત્ર 'નર–સુખ–સાગર' માટે અલાહેદી રાખી છે. કરતા.



# પત્ર ૨૯ મું.



## નામરદી. તેના ઇલાજ-અને તેની સારવાર.



**TREATMENT OF IMPOTENCE.**



દાનેશમંદ વાંચક

પુરૂશને નામરદી કેવાં કેવાં કારણોથી લાગુ પડે છે, તે માહેલાં થોડાંક કારણો દેખાડયા પછી, હવે પુરૂશને લાગુ પડતી એ પિડાકારી કેવી રીતે અટકાવી શકાય, તેને માટે બે બોલ લખી, તેના સામાન્ય ઇલાજોની આ પત્રમાં નોંધ લેવા હું માગું છુ.

મિત્ર, તમોએ પેલી ઇંગ્રેજી કહેવત સાંભલી હશે કે :—"*An ounce of prevention is better, than a pound of cure.*" સારાંસ, ઇલાજ કરતાં અટકાવ ભલો.

ઇન્સાંનજાતને લાગુ પડતાં સઘલાં દરદોને અટકાવવા માટે, આજના વખતના સુધરેલાં વૈદકશાસ્ત્રએ અનેક ઇલાજો યોજેલા છે. પશ્ચિમ તરફના વૈદકશાસ્ત્રમા સમાયેલી અનેક ખુબીઓ માહેલી આ એક ખાસ ખુબી છે, જે અમલમાં મુકવાથી, અનેક દુખ દરદો માનસજાતને લાગુ પડતાં અટકે છે, અને એ રીતે દુખ દરદનો ફેલાવો થતો અટકે છે.

આ નામરદીની પિડાકારી માટે પણ અમેરીકન વિદ્વાંન તબિ-બોએ કાંઇક એવી યોજનાઓ જાહેર કરી છે; પરંતુ તે સઘલી

રીતીઓને પડતી મુકી, કાંઇક ટુક નોંધ સાધારણ જણોની સમજને પેશ પડે તેવી, હું અતરે રજુ કરૂ છું.

## લાગુ પડતી નામરદી અટકાવનારા ઇલાજો.

## PREVENTIVE. TREATMENT.

૧. પ્રથમમાં સર્વથી વધારે જરૂરનું એ છે, કે જે જે કારણોથી પુરૂશને નામરદીનુ દરદ લાગુ પડે છે, તે સઘલાં કારણોથી તેને જાણીતું થવું ઘટે છે. એક ઇસ્લત કે જે માટે આ પુસ્તકમાં હજી સુધી મે સેહજબી ઇશારો કીધો નથી, તે ઇલ્લત, જે મોટે ભાગે બિનઅનુભવી અને ગાફેલીની ગફલતમાં પડેલા જવાંન જીવડાઓને લાગુ પડવાનો સંભાવ કેહવાય છે, તે, જવાંનોને લાગુ પડતાં નપુંસકપણાનું મોટું અને મોતેબર કારણ હોય છે. તે ઇલ્લત, જે જવાંન છોકરાઓને તેમજ જવાંન છોકરીઓને એક સરખી રીતે લાગુ પડે છે, તે 'સિક્રેટ–વાઇસ' યાને જેને આપણ દસ્તદતરાજીની આદત કહીયે છીયે, તે છે. એ ઇલ્લત ઇંગ્રેજીમા SECRET-VICE ને નામે જણાયલી છે. આ ઇલ્લત નપુંસકપણાનું એક મોટું અને મોતેબર કારણ જણાયું છે, અને જવાંન જીવડાઓને એ ટેવ લાગુ પડતી કોઇબી રીતે અટકાવવી, એ દરેક મા–બાપની, દરેક શિક્ષકની, તેમજ દરેક શ્યાણા અને સમજુ મિત્રની, અને દરેક તબિબની પવિત્ર ફરજ છે.

૨. POLLUTIONS OR WET-DREAMS. રાતને સમે સ્વપનામાં જતી ધાત, જેને હિન્દી હકીમો 'શપતાંની–ગફલત' કહે છે, અને જેને તબિબો 'પોલ્યુશન્સ'ને નામે ઓલખાવે છે, તે ફરીયાદ અગર જો લાગુ પડી હોય, તો તેનો ઇલાજ એકદમ તાકીદે કરવો, કેમકે વખત જતાં તે દેહની શક્તિની ખરાબી કરી પુરૂશને નામરદ બનાવે છે.

૩. SPERMATORRHOEA. સ્પર્મેટોરીયા, યાને ધાતનું જવું. એ દરદ જો લાગુ પડયું હોય, તો તેને કદીબી નજીવું સમજી લેઇ ચલાવવું

નહિ. ખરી વાત છે, કે ઘણીક વાર એ પિડાકારી તરફ જવાંન ગાફેલોનું ધ્યાંન ખેંચાતું નથી. જો એ પિડાકારી નરમ પ્રકારની હોય છે, તો દરદી તેને નજીવી સમજી ચલાવી લેય છે, કેમકે એ બિમારી કેવાં ગંભીર સેવટ તરફ ધીમે ધીમે દરદીને ઘસડી જાયે છે, તેનો ખિયાલ વટિક તેને હોતો નથી. એટલા માટે એ બિમારીનું સેહજબી ચિન્હ જણાતા, કોઇ કાએલ તબિબની સલાહ લેવી, યા ઘટીત ઘરગટુ સારવાર કરવા ચુકવું નહિ.

૪. GONORRHOEA. ગૅાનોરીયા. પ્રમેહ યા પરમાની બિમારી લાગુ પડયા પછી, ઉપર ટપકેના ઇલાજથી, યા ઉંટ વૈદોની સારવારથી તે સાજી થઇ ગઇ હોય, અને દરદીને એવું લાગે કે તે તમામે તમામ સાજો થઇ ગયો છે; તોબી તેથી સંતોશ પકડી એવું કદીબી તેણે માની નહિ લેવું, કે તેની મજકુર બિમારી હવે બિલ્કુલ સાજી થઇ ગઇ છે. અને એમ માનવાનો ખાસ સબબ છે. તે સબબ એ છે, કે પ્રમેહ યા પરમાનો ચેપ અગરજો દરદીની 'યુરીથ્રા' (મુત્રમાર્ગ)ના પાછલા ભાગમાં લાગ્યો હોય, તો ધ્યાંન રાખવું, કે તેવા પ્રકારના પ્રમેહની બિમારી, ઘણીજ કાતિલ અને તેટલાંજ માટે ઘણીજ જોખમભરી હોય છે. એ વિષયને લગતાં પાછલાં પત્ર વાંચ્યાથી જણાશે, કે મુત્રમાર્ગના પાછલા ભાગને કેવાં કેવાં અગત્યના જનંન અવયવો સાથ નિકટનો સંબંધ રહે છે. તે જાણ્યા કે વાંચ્યા પછી. દરદી સમજી શકશે, કે પ્રમેહનો ચેપ તેના શરીરની કેવી ખુવારી કરી શકે. પ્રમેહના ચેપના જંતુ, જે લાંબી મુદત સુધી પિસાબની નળીમાં જડ ઘાલી ઘર કરી બેસે છે, તે ગમે એવાં નિર્જીવ હાલતમાં હોવા છતાં, તેઓ દરદીના શરીરનીજ ખરાબી કરી અટકતાં નથી, પણ તેઓ દરદીની પરણેતરનો પણ ભોગ લે છે. એ વિશે પ્રમેહના દરદવાલાં પત્રમાં વિગતવાર દર્શાવ્યું છે, છતાં આ પ્રસંગે નપુંસકપણાના અટકાવના ઇલાજ તરીકે જણાવવું જરૂરનું છે, કે પ્રમેહની બિમારી જો પિસાબની

નળીના પાછલા ભાગમાં લાગુ પડી હોય, એવું જો દરદીને, યા તો તેની સારવાર કરનારને માલમ પડે, તો તેના વાજબી ઇલાજ લીધા વિના, અને તેના ચેપના જંતુઓનો સમુલગો નાશ કીધા વિના, દરદી સાજો થયો છે, એવી આશા તેને કદીબી આપવી નહિ; અને જ્યાં સુધી દરેક રીતે દરદીની, યા તેની સારવાર કરનારની ખાતરી થાય નહિ, ત્યાં સુધી તે સાજો થયો છે, એમ તેને કદીબી જાહેર કરવું નહિ. આવા પ્રકારની બિમારીના જો ચાંપતા ઇલાજ લેવાતા નથી, તો અંતે દરદીને એક દહાડો નપુંસકપણુ લાગુ પડે છે.

## દરદ સાજુ કરવાના ઇલાજો અને દરદીની સારવાર.

## CURATIVE TREATMENT.

[૧] આગલ જણાવ્યા પ્રમાણે નામરદીનો ઇલાજ કરવા પેહલાં, દરદીના દરદનું ખરૂ કારણ તેની સારવાર કરનારે પેહલાં શોધી કાહાડવું જોઇયે છે. કેમકે કારણ જાણ્યા વગર દરદના ઇલાજ સુચવાતા, કે થઈ શકતા નથી. [૨] દરદનું કારણ એક વખત નક્કી કીધા પછી, સારવાર કરનારે દરદ કેટલાં પ્રમાણમા આગલ વધ્યું છે, તે નક્કી કરવું પડે છે. [૩] દરદનું પ્રમાણ જાણ્યા પછી, દરદીના જનંન શરીરની હાલત, કેવી છે, તે તપાસવી ઘટે છે. અને છેવટે [૪] દરદીની સામાન્ય તબિયત અને તંન્દરોસ્તીથી વાકેફ થવું જોઇયે છે.

## પસેમાનીમાં પડેલા દરદીઓ! 'પેટંન્ટ દવાઓ.'

ધ્યાંન રાખવું, કે આ સઘલું થયા વિના દરદીના દરદથી, તેમજ તેની હાલતથી દરદીની સારવાર કરનાર કે ઇલાજ કરનાર વાકેફ થઈ શકતા નથી. એ દરદ લાગુ પડયાથી પશેમાની અંદર રીબતા ઘણાક દરદીઓ એટલા બધા તો લાઇલાજ થઇ ગયેલા હોય છે, કે તેઓ એવી જાતની પિડાકારીના શાસ્ત્રયુક્ત ઇલાજો કરાવા કે કરવવા માટે, એકાદ ખાસ તબિબ પાસે જઇ પોતાની ખરી હાલતનો ઇલાજ

કરાવવા બદલ, તેઓ 'પેટંન્ટ' દવાઓની ઉપર આંધલો વિસ્વાશ મુકી, તેનો ઉપયોગ કરવા માંડે છે; અને તેવા ઉપાયની અસરની રાહા જોતા ધીરજ ધરી બેસે છે. પણ તેટલાં એ દરદની હાલતમાં જે જે નવા નવા ફેરફારો નિતરોજ થતા જાયે છે, તેનો સેહજબી ખિયાલ દરદીને હોતો નથી.

"ડાકટર, હું મારી વિર્યશક્તિ ખોઈ દેતો હોઉં એમ મને લાગે છે. મેરબાંની કરી એક સારૂ જેવું 'પ્રિસ્કીપ્શન' મારે માટે લખી મોકલો." એવાં વિનંતી પત્રો, ઘણીક વાર એવી બિમારીથી હેરાંન થઈ રહેલા દરદીઓ, એવાં દરદના ઈલાજ કરનારાઓ ઉપર લખીને ટપાલ મારફતે મોકલાવે છે, અને તેઓ જેબી ફરમાવે છે, અને જેબી દવા મોકલાવે છે, તેનો ઉપયોગ વગર અચકાવે એવા દરદીઓ ચાલુ કરે છે.

ગુજરાતીમાં એક કેહવત છે, કે "લોભીઆઓ જો હોય નહિ, તો ધુતારાઓ ભુખે મરે." તેમ આ પ્રસંગે કહેવું પડે છે, કે એવાં અને બીજાં 'અનિતીના દરદોથી હેરાંન થતાં દરદીઓ જો હોય નહિ, તો મરદી અને તાકતની દવાઓના ચાલુ થાયેલા વેપલા બંધ પડે !' કેમકે કેટલાક એવાં દરદથી રીબતા દરદીઓ, ચટાકેદાર જાહેર ખબરો છપાયેલી વાંચી, પોતાના દરદના ઈલાજ કરવા, જેમ એક ડુબતું આદમી દરીયામાં ફીનને વલગી પડે છે, તેમ તેવી દવા ખાવા કે પીવા તેઓ તુરત દોડે છે. લેભાગુ ઉંટવૈદો, અને સુંઠનો ગાંઠીયો લઇ બની નિકલેલા ગાંધીઓ, એવી જાતના દરદીઓ પાસથી પૈસો મેલવી, ખીસે તર બને છે. આ ટીકા કાંઇ આપણા દેશનેજ લાગુ પડતી નથી. આપણા દેશમાં એવાં 'પેટંન્ટ' દવાના વેપલા આગલ થતા હતાજ નહિ. પણ એવાં ઢંગની આ ગરીબ દેશે જે નકલ કરી છે, તે બેશક કમનસીબ દરદીઓના લાભને ખાતર વખોડી કાહાડવી ઘટે છે. પણ તે માટે ઠપકો દરદીને પોતાનેજ ઘટે છે, કેમકે સીધે રસ્તે

પોતાના દરદનો ઇલાજ કરાવવાં બદલ, ઉલટે રસ્તે જઇ તેઓ ખાડામાં પડે છે.

### એક નવાઇ જેવું અમેરીકન પ્રિસ્ક્રીપ્શન!

આવી પેટંન્ટ દવાઓના બાબમાં, વિદવાંન તબિબ કેલૉગ એક જાણુવા જોગ ભોપાલું બાહાર પાડે છે. તે લખે છે કે:—"એક શખ્સ ધર્મગુરૂ બની પમાંથિક પુરૂશ વેશે એવા દરદીઓના જીવ ઉગાડવા માટે બાહાર પડયો, અને એવાં કાતીલ દરદોના ઇલાજ, ઇન્સાનની રીબતી જીંદગી તરફ દયાને ખાતર તે કરવા નિકલેલો છે;" એવી છાપામાં જાહેર ખબર છપાવી. તેણે અમુક ગોળીઓ અને પીવાની દવાઓ' ભલાંમણ કરી અને અસંખ્ય એવાં દરદીઓ તે દવાથી સાજા થયાં છે, એમ જણાવી કેટલાંક શખ્સોની તરફથી મળેલાં પુરાવા—પત્રો તેમના નામ સાથ છપાવ્યાં, કે જે શખ્સો દુનિયામાં કદીબી જન્મ પાંમ્યાં હતાંજ નહિ. વળી ઇન્સાંનની બેહતરી માટે ફકત દયાને ખાતર જેઓની ખાએસ હોય, તેમને એ દવાનો 'નુસ્કો' (પ્રિસ્ક્રીપશંન) કાંઇબી દાંમ લીધા વગર, તેણે મુફ્ત મોકલી આપવા જાહેર કીધું. એ નુસ્કો મજકુર તબિબને જે મલ્યો, તે નિચે પ્રમાણે લખેલો હતો :—

*Extract of Corrossa Apimis.*
*Extract of Selarmo Umbelifera.*
*Powdered alkermes Latifolia.*
*Extract Carsidoc Herbalis.*

મજકુર પમાંથિક ગ્રહસ્થે આ નુસ્કાને માટે ખાતરી પુર્વક લખાંણુ કરી, કેટલીક સુચના કરતા જણાવ્યું, કે નુસ્કામાં લખેલી સઘલી દવાઓ સ્વચ્છ હાલતમાં મેલવવી મુશ્કીલ પડે છે, માટે દક્ષિણ અમેરીકાના જંગલોમાંથી તેણે તે દવાઓનો એક નાહનો જથ્થો ખાસ મંગાવ્યો છે, અને જો દરદીની મરજી હશે, તો ત્રણ ડૉલર અને પચાસ સેન્ટમાં, ટપાલ મારફતે તે તેની ઉપર મોકલી આપશે.

આ નુસ્કો એક દરદીને મલતાંજ, તેણે ન્યુ યોર્કના જાણીતા કૅમિસ્ટોને ત્યાં તલાશ કરી, તો સઘલા કૅમિસ્ટોએ તે દવા વિશે પોતાનું અજ્ઞાંનપણું દેખાડી, 'હમારે ત્યાં સ્ટૅાકમાં નથી.' એવા ભપકા ભરેલા શબ્દોમાં જણાવ્યું. આ ઉપરથી નાસિપાસ થઇ, તે દરદીએ અંતે પેલા પરગજુ શખ્સને લખ્યું, અને માંગેલી રકમમાં વળતા ટપાલે એક 'પાકીટ' તેને મલ્યું. તે સઘલી દવાઓ દક્ષિણ અમેરીકાના અઘોર વનમાં ઉગેલી જડી બુટ્ટી હતી!! કેહવાની જરૂર છે, કે તે સઘલી દવાઇઓના નામ કેવળ કલ્પીત હતાં. ડા૦ કૅલૅાગ લખે છે, કે આ પરગજુ શખ્સ એક ધુતારો ઉંટ વૈદ હતો, અને પાછલથી તે જ્યારે મરણ પાંમ્યો, ત્યારે માલમ પડયું, કે એ દવાઓના વેચાણથી તે એક મોટી ગંજાવર દોલત મુકી ગયો હતો, અને તેણે જે નામ ધારણ કરયું હતું, તે કેવળ ખોટું જણાયું હતું.

એક દરદીની હાલત જોયા કે જાણ્યા વગર તેના દરદના ઇલાજ કરનારાઓની હિંમત કેવી હોવી જોઇયે, તે આ ઉપરથી તુરત અટકલી શકાયે છે. તેમજ, દવાઓની અસર કેટલી બધી કરાંમતભરી હોવી જોઇયે, તેની ખબર જે દરદીઓને એવી દવાઓનો અનુભવ મલ્યો હોય, તેઓજ કહી શકે છે. આ નિયમ ધ્યાંનમાં રાખવો, કે દરદીની હકિકત સાંભલી, તેના શરીરની તપાસ કરી, તેના દરદનું કારણ સર્વથી પેહલાં નક્કી કરવું, અને તે કારણ જાણ્યા પછી, તે કારણને દુર કરવાના ઇલાજ શરૂ કરવા.

મિત્ર, અલબતાં હું એવું માની લેઇને આ પત્ર લખુ છું, કે આપ એક કુશળ તબિબ નથી, તેમજ તબિબી ધંધાને લગતાં જ્ઞાંનથી નાવાકેફ છો. તેમ જો હોય, તો તમો એવા ઇલાજો અરગટુ કરી શકશો નહિ, કે જે માટે સાધારણ પ્રકારની તબિબી કુશળતાની જરૂર હોવી જોઇયે. દાખલા તરીકે પિસાબની નળીના પાછલા ભાગવાલી જગ્યા (પ્રોસ્ટેટિક—યુરિથ્રા) મુકરર કરવી. દાખલા તરીકે પિસાબની નળીમાં

'સાઈક્રોફોર' અને એવીજ બીજી કેટલિક નળીઓ કેમ દાખલ કરવામાં આવે છે, તે જાણવું. દાખલા તરીકે સફરાની અંદર એવા ઈલાજ માટે એવીજ કિસમની નળીઓ કેવી રીતે મુકવી, વિગેરે. જો કે આ નળીઓ મુકવાનું કાંમ કાંઇ ઘણું મુસ્કીલ નથી, છતાં એ હથીઆરોનો ઉપયોગ કેમ કરવો તે શિખ્યા વિના, કેટલીક સારવાર થઈ શકતી નથી. એટલાં માટે નામરદીને લગતા એવા એવા ઈલાજો ઘર બેઠા પોતાને હાથે અજમાવવાની હું દરદીને ભલાંમણ કરી શકતો નથી, જો કે કેટલાક દરદીઓ એવા કુશળ હોય છે, કે તેઓ પોતાને લાગુ પડેલાં એવાં એકાદ દરદના ઈલાજો, પોતાને હાથે હથીઆરો વડે સેહલથી કરી શકે છે.

એવાં બિકટ દરદોને માટે થોડાંક જાણવા જોગ, રમકડાં જેવાં શસ્ત્રો હોય છે, જેનો ઉપયોગ કરવાનું કાંમ તબિબોનેજ માટે રેહવા દેવું ઘટે છે. પણ જો દરદીને લાગુ પડેલી નામરદી, 'ગફલતે-શયતાંન' યાને 'સ્વપ્નામાં જતી ધાતુનું પરીણાંમ હોય; યા તો 'ધાતુ–સ્રાવ,' એટલે 'સ્પર્મેટોરીયા' થી લાગુ પડી હોય; તો પ્રથમમાં તે દરદની નિશાંણીઓ તપાસી, સ્પર્મેટોરીયાને માટે રોકેલાં અલાહેદાં પત્રમાં જણાવ્યા પ્રમાણે તેના ઈલાજો ચાલુ કરવા.

## સાધારણ પ્રકારની નામરદી. તેના ઈલાજ અને તેની સારવાર.

કોઇબી ખાસ કારણથી લાગુ પડેલી નામરદીના સવાલને હાલ તુરત પડતો મુકી, સાધારણ પ્રકારની નામરદી, જેના ઈલાજ મોટે ભાગે તબિબોને કરવા પડે છે, તેની કાંઇક તપાસ કરશું.

### "એક નપુંસક પુરૂશની હકિકત."

સમજી લો, કે એક દરદી ડાકટર પાસ આવે છે. ઉમરમાં તે ૩૦–૩૫ કે ૪૦ વરશનો હોય છે. તે જવાંન હોય; મધ્યમ ઉંમરનો હોય; યા તો તે

અઢાર પુરૂશ હોય. તે કુંવારો હોય, યા તો પરણેલો હોય. જવાંનીમાં થોડી ઘણી 'કુટેવ'ને તે શરણ થયો હતો, પણ વરશો થયાં તે ટેવ તેણે મુકી દીધી હતી. કામ વિલાસમાં તે હદસર હતો. તેને પ્રમેહની બિમારી લાગુ પડી હોય, અથવા તો નહિબી લાગુ પડી હોય. તે ઝાજી મેહનત કરતો નથી. તેને ઝાજી ચિન્તા કે ફિકર જેવું કાંઈ નથી, જો કે સંસારમાં મેહનત, કાંમની જંજાલ, અને ખટપટ તો દરેક જનને કરવી પડે છે. તેની ભુખ, સાધારણ છે. રાતના સારી રીતે તેને ઉંઘ આવે છે; અને નિતરોજ તે પોતાની નોકરીએ જાયે છે. તેને અસુખાકારી જેવું કાંઈ લાગતું નથી, પણ આજ લગભગ એક વરશ થયું, તેને એવું લાગે છે, તેની મરદી ધીમે ધીમે ઓછી થતી જાયે છે. પ્રસંગ સમે તે સુસ્ત રેહ છે. ધાતુ તત્કાળ પ્રવેશ કરે છે. આ અને એના જેવી બીજી હકિકત એક દરદી એક તબિબ આગલ રજુ કરે છે. નામરદીના દરદીઓ મોટે ભાગે એવીજ ફરીયાદ કરતાં આવે છે. હવે એવા દરદીને કેવી રીતે ઈલાજ કરવો? અને તેની કેવી સારવાર કરવી?

## જવાંન ઉમરે લાગેલી નામરદીના ઈલાજો.

આગલ જણાવ્યા જેવી સઘલી હકિકત અગર જો દરદી રજુ કરે, અને તેની સાથે તે કાંઇક વધારેબી કહે, તો સારવાર કરવાનો નિચલો 'પ્લાંન' ફાયેદાકારક થઈ પડવાનો સંભવ રહે છે.

**૧—રાહાત અને આરામ:**—દરદીને તાકીદ કરવી, કે તેણે હમબિસ્તરીથી બિલ્કુલ પરહેજ રેહવું. દરદી જો જવાંન ઉમરનો હોય, તો બે, ત્રણ યા ચાર માસ સુધીબી તે પરહેજ રેહ, તો તેથીબી તેને લાભ થવાનો મોટો સંભવ રેહશે.

## વૃધ ઉમરમાં લાગેલી નામરદીના ઇલાજો.

પણ ધારો, કે દરદી જો મોટી ઉંમરનો હોય, (૪૫–૫૦ વરશનો), તો તેને એટલી લાંબી મુદત સુધી બિલ્કુલ પરહેજ રેહવાની

ફરજ પાડવી નહિ, કેમકે ઘણીક વાર મોટી ઉમરના પુરૂશો જો ઉપલી ફરીયાદનો ઇલાજ કરવાની ખાએસ કરે, અને તેમને જો લાંબી મુદ્દત પરહેજ રેહવાની ફરજ પાડવામાં આવે, તો ઘણી વખત તેઓ સમુલગા શક્તિહીન થઇ જાયે છે. અને જે થોડીબી મરદી તેઓમાં હોય છે, તે જાથુકની જતી રહે છે. માટે એવી મોટી ઉંમરના દરદીઓને તેમની મરજી ઉપર કાબુ રાખી, તેમને મધ્યમ હદમાં રેહવાને ફરમાવવું. ધ્યાંન રાખવું, કે દરદીને બીજી કોઇબી પ્રકારની ગુપ્ત ફરીયાદ હોવી જોઇયે નહી.

૨—ઠંડા **પાણીની પીચકારી**:—એ પછી દરદીની પિસાબની નળીમાં ઠંડા પાણીની પિચકારીઓ મારવી. પિચકારી માટે જે પાણી વાપરવું હોય, તેમાં હંમેશ થોડીક 'બોરીક–એસીડ' નાખતાં ભુલવું નહિ. પાંણી ઠંડુ હોવું જોઇયે. ત્રણ ચાર પિચકારી માર્યા પછી દરદીને પિસાબ કરવાની ફરજ પાડવી, અને પિસાબ થયા પછી ફરી બીજી ત્રણ ચાર પિચકારી મારી પિસાબ કરાવવી. આ ઈલાજથી નળીના પાછલા ભાગ ઉપર, તેમજ 'ઇજેકયુટલેરી–ડક્ટસ' ઉપર લાભકારક અસર થવાનો સંભવ રેહ છે. ફરીયાદ જો નરમ પ્રકારની હશે, તો આવી કિસમની સારવારથી સારી અસર થતી જણાશે.

**૩—દારૂ**:—દરદીને કોઇબી કિસમના દારૂ કે મન ઉસ્કેરે એવાં પાણાંથી પરહેજ રેહવાની તાકીદ કરવી, જરૂરની છે. તેમજ મસાલેદાર કે ચટાકેદાર ખોરાકથીબી પરહેજ રેહવાની ભલાંમણ કરવામાં આવે છે.

**૪—સાઇક્રોફેર**:—પિસાબની નળીને ઠંડા તેમજ ગરમ પાંણીના 'સેક' કરવા માટે એક ઘણુંજ જાણવા જોગ હથીઆર યોજેલું છે. ઉપર જણાવ્યા પ્રમાણે પિસાબની નળીને કોઈવાર ગરમ તેમજ ઠંડા પાણી વડે ચાલુ ધોવાની જરૂર પડે છે. માટે એ સાઇક્રોફેરનો ઉપયોગ તબિબોનેજ કરવા દેવો ઘટે છે, કેમકે ગરમ અને ઠંડા પાંણીની પિચ-

કારીઓનો એકી વખતે કયારે અને કેમ ઉપયોગ કરવો, તે તબિબોજ સારી રીતે સમજે છે.

## નામરદીના ધરગઠુ ઇલાજો.

મિત્ર, આપ જો એવી પિડાકારીથી હેરાંન થતા કોઈ દરદીની સારવાર કરતા હોવો, યા કોઇને ઇલાજ માટે સુચના યા ભલાંમણ કરતા હોવો, તો ધ્યાંન રાખજો, કે જે જે દવા તમો તેને ઇલાજ માટે સુચવો, તેનું પ્રમાણ (ડોઝ) ઘણુંજ ચોકસ વજનમાં હોવું જોઇયે. વૈદક પુસ્તકના પાના ફેરવી જોશો, તો શક્તિવર્ધક દવાઓના ઘણાક નામોનું એક લાંબુ ટીપણ તમુને મલશે, પણ તેનો કયારે અને કેવા સંજોગ વચ્ચે ઉપયોગ કરવો, તે તો અનુભવ અને અભ્યાસનું કામ છે. વળી તે વજનમાં કેટલું આપવું, તે બરોબર જાણવાની જરૂર છે.

કેટલીક દવાઓ જે એવાં કાંમ માટે વપડાયે છે, તે બેશક ઝેરી હોય છે, અને તેટલાંજ માટે બિનઅનુભવીઓને હાથે તેનો ઉપયોગ થાય, એ સલાંમતી ભરેલુ દીસતું નથી. એટલાં માટે જેઓ ઘરગઠુ ઇલાજથી, ગુપ્ત ફરીયાદની સારવાર ગુપ્ત રીતે કરવા ચાહતા હોય, તેમનું ધ્યાંન હું પાર્ક ડેવીસની નિચલી બનાવટો તરફ ખેંચું છું.

દરદીએ પ્રથમમાં ખાતરી કરવી, કે તેના જનંન અવયવોમાં કોઇબી પ્રકારની આગલી પિડાકારીની કસર કે અસંર સેહજબી રહી નથી. જો ઈન્દ્રીના ભિત્તરમાં કાંઇ બીજો બિગાડ થયો નહિ હોય, તો પાર્ક ડેવીસની બનાવેલી

### "ફૉસફરસ ઍન્ડ બૅલૅન્ડોના પીલ્સ"

જે તૈયાર મલે છે, તેનો ઉપયોગ ભોજન પછી કરવો. દરરોજ એકથી બે ગોળી દરદીની ફરીયાદ, તેની ઉંમર, અને તેના બાંધાના પ્રમાણમાં દીવસમાં ત્રણ વાર લેવી, અને ઉપર જણાવ્યા પ્રમાણે તેણે સંસારથી બિલકુલ પરહેજ રેહવું.

એ ગોળીઓનો ઉપયોગ સાત દીવસ સુધી ઉપર જણાવ્યા પ્રમાણે કીધા બાદ, દવાંમાં કાંઇક ફેરફાર કરવાની જરૂર હોવાને લીધે, એજ બનાવનારની નિચે 'જણાવેલી ગોળીઓ ચાલુ કરવી.

**"ફૉસફરસ, નક્ષ વૉમિકા, ઍન્ડ *ડામિયાના પીલ્સ."**

આ ગોળીઓ ચાલુ કરવી. તેનો ઉપયોગ આગલ જણાવ્યા પ્રમાણે દરદીએ એકથી ત્રણ ગોળી પોતાની ફરીયાદ અને અંદાજના પ્રમાણ પ્રમાણે અકલાંનુસાર કરવો.

આ સારવાર દરમિયાંન દરદીએ બિલકુલ પરહેજ રેહવું. પોતાની તબિયત અને તાકત સુધરતી જાયે છે એવું જો દરદીને માલમ પડે, પણ જો રાતના નિંન્દ આવતી નહિ હોય, તો રાત્રે

**"પોટાશયંમ—બ્રોમાઇડ." ૧૦ થી ૧૫ યા ૨૦ ગ્રેન**

દરદીએ પોતાની કાયનાત, બાંધો, અને ફરીયાદના પ્રમાણમાં લેતા રેહવું.

આ દવા અને સારવાર દરમિયાંન દરદીને જો કબજીયાત રેહતી હોય, તો તેણે તેનો ઇલાજ ઘર મેલે કરવા માટે, એકાદ '**મિનરલ-વૉટર**' પીવું. દાખલા તરીકે, '**હુનિયા-ડી-જાનોસ,**' અને તે નહિ તો એવુંજ કોઇ બીજુ પીણું જરૂર પડવે પીતા રહેવું. મિનરલ વૉટર જો મળી નહિ શકે એમ હોય, તો નિચલી દવાનો ઉપયોગ રાત્રે ખાણા પછી સુતી વેળાએ કરવો.

**"પલવીસ ગ્લીસરાઇઝા કંમ્પાંઉન્ડ."**

આ દવા પાઉડરના આકારમાં આવે છે. કોઇબી 'કેમિસ્ટને' ત્યાંથી તે ચાર આંઉસને સુમારે લાવી ઘરમાં એકાદ કાચના બુચની શિશામાં રાખવી, અને જરૂર પડવે, 'અરધો આંઉસ' યા તેથી થોડીક વધારે,

* આ ડામિયાના નામની દવાઇએ એક વખત વેદક મંડળમાં, પુરૂશમાં મર્દી ઉત્પન્ન કરવા માટે મહાંન કિર્તી મેળવી હતી, પણ પાછલથી ઘણાક તબિબો તેની એ શક્તિ નાકબુલ કરે છે, અને તે વાપરવા ભલાંમણ કરતા નથી. કરતા.

અંદાજ અને મિજાનસરૂ ફાકી ઉપરથી પાંણી પીઈ લેવું. કોઇબી રીતે એ પાઉડર બેસવાદ લાગતો નથી.

**ફૉસફરસ:** એ દવા નાંમરદી તેમજ કમતાકતીની ફરીયાદો માટે ખાસ કરી વપરાયે છે. ફૉસફરસ અગર જો દરદીને માફક આવે નહિ, યા તો ગોળીના રૂપમાં દરદી જો લેવા ચાહતો નહિ હોય, તો નિચલાં બે 'પ્રિસ્ક્રીપ્શન'માંથી એકાદને પસંદ કરી, તે એકાદ કેમિસ્ટને ત્યાંથી બનાવી લેવું.

℞

*Acid Phosph dilut,*
*Syrup Zingiberis,*
*Syrup Auranti ā ā ℥ ss. m. fiat mistura.*

આ દવામાંથી એક નાહની ચમચી (ટી-સ્પુન) ભરીને, દીવસમાં ત્રણ વાર, એક વાંઇન ગ્લાસ પાણી સાથ મેળવી, ખાણા પછી લેવું.

પુરૂશને લાગેલી નામરદીનીજ જો સારવાર કરવી હોય, અને તેને જો બીજી કોઇ શારીરિક ફરીયાદ નહિ હોય, તો આગલ દર્શાવેલા ઇલાજો ચાલુ કરવા. પણ જો કોઈ બીજી શારીરિક પિડાકારીની દરદી ફરીયાદ કરતો હોય, તો એજ દવાઈમાં, તેની નવી ફરીયાદના ચિન્હો દુર કરવા માટે, ઈલાજ કરવાની તજવિજ કરવી. દાખલા તરીકે જો દરદીના શરીરમાં લોહી સુકાઇ ગયુ હોય, યાને દરદી જો 'ઍનિમીક' હોય, તો તેને નિચલી ગોળીઓ લેવાની ભલાંમણ કરવી.

℞

*Phosph Gr $\frac{1}{50}$*
*Fer. Redact Gr 3.*
*Sulph. Quin Gr. $\frac{1}{2}$.*
*Strychnine Gr. $\frac{1}{40}$ in each pill*

† Acton.

ઉપર દર્શાવેલાં વજનનું પ્રમાણુ એક ગોળીનું છે. આ 'પ્રિસ્ક્રીપ્શન' કોઇ કુશળ કેમિસ્ટ પાસથી બનાવી લેવું.

☞ ધ્યાન રાખવું, કે ઉપલી ગોળીમાં કુઇનિનનો 'ડોઝ' દરેક ગોળીમાં ½ ગ્રેન છે. દરદીએ એમ સમજવું નહિ કે કુઇનિન સલ્ફેટ અરધા ગ્રેન જેટલાં અતી નાહના પ્રમાણુમાં હોવાથી, તે શું અસર કરી શકશે. પણુ તેમ નથી. આ કુઇનિન સલ્ફેટ, જો નાહના ડોઝમાં (½ થી ૨ ગ્રેન્સ) દીવસના ત્રણુ વાર ચાલુ લીધુ હોય, તો તે એક 'ટૉનિક' તરીકે કાંમ લાગે છે, અને મોટા ડોઝમાં તે ફકત બુખાર દરમિયાન વપરાય છે.

## કુઇનિન અને સ્ટ્રીકનિનથી થતા ગુણ અને અવગુણ.

**કુઇનિન:**—નાહના પ્રમાણુમાં કુઇનિન લીધાથી, ખાસ કરી નબળાં દરદીઓમાં તે ભુખનો વધારો કરે છે, અને તેથી સામાન્ય તબિયતમાં સુધારો થાયે છે. ચાલુ તેમજ રોજીંદી, ત્રીજે, અને ચોથે દાહાડે આવતી બુખારમાં, તેમજ મેલેરિયલ તાપની બિમારીમાં કુઇનિન એક અકસીર તરીકે કાંમ લાગે છે. નરમ અને પોચા પડી ગયેલા દાંતના પારાના ઇલાજ તરીકે, દાંતના મંજનમાં એને મેળવવમાં આવે છે.

**સ્ટ્રીકનિન:**—સ્ટ્રીકનિન એ નક્ષ–વૉમિકા (ઝેરી કચુરા) માંથી બનાવવામાં આવે છે. સ્ટ્રીકનિન એક ઘણુંજ કાતીલ ઝેર છે, અને તેથી તેનો ઉપયોગ બિનઅનુભવીઓના હાથમાં ઘણોજ જોખમ ભરેલો થઇ પડે છે. એનો 'ડોઝ' ઘણોજ સંભાલથી લેવો ઘટે છે, કેમકે તે સેહજઅી વધુ પ્રમાણુમાં લીધાથી તેનું ઝેર ચહડે છે. સ્ટ્રીકનિનની પ્રવાહી બનાવટ તરીકે 'લાઇકવૉર–સ્ટ્રીકનિન–હાઇડ્રોકલોરેટ' નામે જણાયેલી દવા છે, જે પીવાની દવાઇમાં મેળવી શકાય છે. સ્ટ્રીકનિન,

સુફેદ રંગની ભુકી જેવો પાઉડર હોય છે. મંદ જથરાંગની, અને અમુક પ્રકારની બદહજમી (ડીસ્પેપ્સ્યા) માં એ દવા મોટે ભાગે વપરાય છે, જેથી પાચનશક્તિમાં સુધારો થાય છે. શરીર ઉપરના 'મસલ્સ'માં લાગુ પડેલી નબળાઇને, સ્ટ્રીકનિન તાકત આપે છે. નામરદી તેમજ કમજોરીની ફરીયાદમાં, અને જ્ઞાનતંતુની નબળાઈમાં, સ્ટ્રીકનિન વિશેશ વપરાય છે.

**સ્ટ્રીકનિનનો ડોઝ** ૧/૩૦ થી ૧/૧૨ ગ્રેન, દરદીની ઉંમર, તેનુ કદ, અને તેના બાંધાના પ્રમાણુ પ્રમાણે છે.

**લાઇકવોર સ્ટ્રીકનિયાનો ડોઝ** ૫ થી ૧૦ ટિપાં (મિનિમ) છે.

**સ્ટ્રીકનિયાના ઉપયોગ વિશે ચેતવણી:**—દરદીને કોઇબી સ્ટ્રીકનિયા આપ્યા કે લીધા પછી, તેની અસર દરદીએ યા સારવાર કરનારે હંમેશાં બારીકીથી તપાસતા રેહવું ઘટે છે. સ્ટ્રીકનિન લીધાં પછી દરદીને જો કાંઈ બેચેની જેવું લાગે; જો પગમાં ગરમી આવતી હોય એવું દરદીને લાગે; જો બરડામાં કે બરડાના કાંઠામાં સેહજબી દુખાવો થતો લાગે; તો તુરતજ તેજ ઘડીથી તેનો ઉપયોગ કરવાનું છોડી દેવું. સ્ટ્રીકનિનથી થતી આવી અસરો ધ્યાંનથી તપાસી હોય, તો તેથી દરદીને મોટો લાભ થવાનો સંભવ રહે છે.

નામરદીના દરદીઓમાં સ્ટ્રીકનિન કૌવત આપે છે. ગુમ શરીર એના સેવનથી મુસ્તકીમ બને છે. તાકત વધે છે. પાચન શક્તિ ખિલવે છે. ભુખને વધારે છે; અને દરદીને સેવટે સંતોશ મળે છે. દરદીના શરીરનો બાંધો, અને તેના દરદનું પ્રમાણુ જોઈ, દીવસમાં ત્રણ વાર ૧/૩૦ થી ૧/૨૦ યા ૧/૧૨ દરેક વખત આપવું. આ દવા કદીબી ઘરમાં લાવી બનાવવી નહિ, પણ તે કોઈ કાબેલ કૅમિસ્ટને ત્યાંથીજ બનાવી મંગાવવી, કેમકે તેનુ વજન કરવામાં સેહજબી કસુર કે ભુલ થવી જોઇતી નથી.

**બ્રુસીન:**– જેમ સ્ટ્રીકનિન, નક્ષ વૉ મિકામાંથી બનાવવામાં આવે છે, તેમ નક્ષ વૉ મિકામાંથી એક બીજીબી બનાવટ બને છે, જે 'બ્રુસીન' નામથી જણાયેલી છે. બ્રુસીન, સ્ટ્રીકનિન જેટલી કાતીલ અને ઝેરી હોતી નથી; અને તેટલાં માટે કેટલાક તબિબો, બ્રુસીનનો ઉપયોગ પણ એ બિમારીમાં, $\frac{1}{4}$ થી $\frac{1}{2}$ ગ્રેનના વજનના પ્રમાણમાં, દીવસમાં ત્રણ વાર ફરમાવે છે. કેટલાક તબિબો એવે વખતે, દરદીને એક અઠવાડીયુ 'સ્ટ્રીકનિન'નો ઉપયોગ કરવા ફરમાવે છે, અને ચાર પાંચ દીવસ દરદીને કોઇબી પ્રકારની દવા વગર રાખી, પાંચમે દીવસથી બ્રુસીનની ગોળીઓ એક અઠવાડયાં સુધી આપવી ચાલુ કરે છે.

**કેનથરિદીન:**—નામરદીને દુર કરવા માટે જણાયેલી દવાઓમાં આ 'કેનથરિદીન' નામની દવા પણ જાણીતી છે. પણ એનો ઉપયોગ ઘણીજ સંભાલ અને ઘણીજ સાહુચેતીથી કરવો ઘટે છે. આ દવા સ્પેન દેશમાં થતી કેન્થરીસ નામની ઝેરી માખોમાંથી બનાવવામાં આવે છે. એ માખો Spanish fly ને નામે ઓલખાયે છે. એ માખોમાંથી 'કેન્થરિદીન' નામે એક જલ્લદ ઝેરી તત્વ બનાવવામાં આવે છે. એની બનાવટ પીવાની દવામાં મેલવી શકાય માટે એનું ટિન્કચર બનાવવામાં આવે છે, જે ટિન્કચર કેન્થરિદીસને નામે ઓળખાય છે. આ દવા કોઈ તબિબની દેખરેખ હેઠલ રેહીને લેવાની ભલામણ કરવામાં આવે છે.

નામરદીને લગતા ઇલાજો, અને ઇલાજો તરીકે વપરાતી દવાઓની ટીપ હજી ઘણી લંબાવી શકાય એમ છે. તે સઘલી દવાઓની તપાસ તેના ગુણદોશ અને પ્રમાણુ સાથ હવે પછી લેઇશું, કેમકે આ નામરદીની પિડાકારીના સવાલને તેની ચારો બાજુએથી તપાસવો ઘણો જરૂરનો છે.

## નામરદી માટે વપરાતી નવી નવી દવાઇઓ.

છેલ્લામાં છેલ્લી વૈદક શોધનું સાહિત્ય તપાસતાં અનેક નવી નવી દવાઇઓની શોધ, મરદની નામરદીને સજીવન કરવા માટે થઈ છે.

નવી નવી જાતની સારવારો, અને નવી નવી દવાઓ હંમેશા જાહેરમાં મુકાતી જાયે છે. નામરદીના ઇલાજો માટે વપરાતી અસંખ્ય દવાઓમાં નિચલી થોડીક દવાઓની નોંધ લીધેલી પ્રસંગોપાત થઇ પડશે એમ હું ધારૂં છું; પરંતુ તેમનો કેવી રીતે ઉપયોગ કરવો, તે વિષય હવે પછી લંબાંણુથી તપાસવા 'નર-સુખ-સાગર' માટે ખાસ અલાહેદો રાખ્યો છે.

૧, એટ્રોપિન. ૨, અર્ગોટિન. ૩, ક્રોટાર્નિન. ૪, લૅસિથીન. ૫, યોહિમ્બીન. ૬, મ્યુરૅસિથીન. ૭, મ્યૂરા પૂયામાં. ૮, કોકેઇન. ૯, ડામિયાના. ૧૦, કલોરાઇડ-ઑફ-ગોલ્ડ. ૧૧, કોલા. ૧૨, પેલ્સ-સ્પર્મિન. ૧૩, સુપ્રા રેનલ એક્ષ્ટ્રેકટ. ૧૪, પિચ્યુટરી ઑક્ષ્ટ્રેકટ. ૧૫, થાઇરોઇડ એક્ષ્ટ્રેકટ. ૧૬, ઍડ્રિનેલીન, વિગેરે.

## નામરદીનો અમેરીકન ઇલાજ.

એક વિદ્વાંન અમેરીકન સ્પેશિયાલિસ્ટ કહે છે, કે કમતાકતી યાને મરદીને ખોઇ બેઠેલા દરદીઓ માટે, હવાની અંઘોળ, દવાઇ અને સારવારના ઇલાજોની સાથે ચાલુ જો કીધી હોય, તો તેથી મોટો લાભ થાયે છે.

## નામર્દો માટે નવો ઇલાજ! હવાની અંઘોળ. તે કેમ કરવી?

## Air Bath.

માનસ જ્યારથી જન્મે છે, ત્યારથી તે મરણ પામે છે ત્યાં સુધી, તેના શરીર ઉપર બાહારની હવાની અસર, પુરેપુરી અને તમામે તમામ કોઇબી વખત અને કદીબી થતી નથી, અને થઇબી નથી. સબબ? સબબ બચપણથી તેનું શરીર કપડાંના તરેહવાર પોશાકથી ઢંકાયલું રહે છે, અને તે મોટો થઈ મરણ પાંમે છે ત્યાં સુધી, તે તરેહવાર પહેરવેશમાં લપટાયલો રહે છે. આ સબબને લીધે બાહારની હવા સાથ તેનું આખું શરીર કદીબી સમાગમમાં આવતુજ નથી. નામરદોને માટે, તેમજ સઘલાંઓને 'ઍર-બાથ' યાને હવાની અંઘોળની ઘણીજ

જરૂર છે. ડાકટર રોબીનસન કહે છે, કે હું મારાં દરદીઓને ખાસ ભલાંમણ કરૂં છું, કે તેઓએ પોતાના ઓરડામાં દરરોજ ૧૦ થી ૧૫ મિનીટ, બિલ્કુલ નગ્ન હાલતમાં ફરવું. જો તેઓને ઠંડી લાગતી હોય, તો તેઓએ હવાની અંઘોળ કરતી વખતે કાંઇક કસરત કરવી, કે જેથી તેમના આંગમાં ગરમી આવે, અને ઠંડી લાગે નહિ.

## નામરદોએ કેવો ખોરાક લેવો જોઇએ.

જેઓ માસહારી હોય, તેઓએ જેમ બને તેમ કાચાં ઇડાં, ગોસ્ત અને મચ્છી મન ભાવતા ખાવાં. જો જરપત થઈ શકે, તો આખા દીવસમાં ઓછાંમાં ઓછાં છ કાચાં ઈંડાં દરદીએ લેવાં. સહવારના પોહોરમાં ત્રણ, અને આખા દીવસમાં ત્રણ ઈંડાં સગવડે લેવાં. મરી મસાલાથી ભરેલાં પકવાંનો લેવાઈ શકાશે. કેસર, મરી, રાઈ, એલચી, તજ, જાયેફલ, સુંઠ એ સઘલાંથી ઘણીજ સારી અસર થશે. જો કાંઇ અડચણ કે સુંઘ નહિ હોય, તો લસનનો જેમ બને તેમ ઉપયોગ કરવો, કેમકે તેથી મરદી ઉપર ઘણીજ સારી અસર થાય છે. ઇટાલિયન અને યાહુદીઓને લસનનો મોટો શોખ હોય છે, અને તેઓ તેની અસરની કિમત સમજે છે. ઈંગ્રેજો તેને તેના વાસને લીધે પસંદ કરતા નથી. આ સઘલાં માટે હજી ઘણું લખવાનું, ઘણું જાણવાનું, અને ઘણું સમજવાનું બાકી રેહું છે, જે માટે વધુ હવે પછી.

લા૦ દુવાગીર.

D. M. P.



# પત્ર ૨૭ મું.



## સ્વપ્નાવસ્થામાં ધાતુનું સ્ત્રાવ થવું.

### (ધાતુ સ્ત્રાવના જુદા જુદા પ્રકાર.)



**POLLUTIONS.**



પ્રિય મિત્ર—

પુરૂશોને લાગુ પડતી કમજોરીના કારણો તરીકે જે જે દરદો આગલાં પત્રમાં મેં દર્શાવ્યાં છે, તે દરદો માહેલાં જે જે દરદો, અતી સેહલથી સાદી સમજના આદમીઓ સમજી શકે, તેવાં થોડાંકની નોંધ અતરે લેવી ખાસ જરૂરની લાગે છે.

એવા દરદો માહેલું એક 'ગફ્લતે–શયેતાંની' યાને રાતના 'સ્વપ્નાવસ્થામાં, યા તો દીવસના જાગૃતાવસ્થામાં પુરૂશોમાં ધાતુ સ્ત્રાવ થવો, તે છે. હિન્દુસ્થાંની હકિમો એ પિડાકારીને 'ગફ્લતે શયતાંની' કહે છે, યાને શયતાને નાખેલી ગફ્લતીને લીધે આવી રીતે મરદોને ધાત જાયે છે! તબિબી ભાશામાં એને 'પોલ્યુશન્સ' કહે છે. આપણુ એ પિડાકારીને 'પોલ્યુશન્સન'નેજ નામે આ પત્રમાં ઓલખીશું.

### ધાતુ આવના બે પ્રકાર.

આવી રીતે ધાતનું સ્ત્રાવ થવું, દીવસના યા રાતના કોઈબી વખતે થાયે છે. દીવસના ફરતાં–હરતાં, કે ચાલતાં–હાલતાં થાયે છે;

અને રાત્રે નિંન્દ્રમાં યા તો કાંઈક સ્વપ્નાવસ્થામાં થાય છે. એ બનાવ બેઅખત્યાર (involuntary) હોય છે, યાને એવી રીતે સ્રાવ થતી ધાતુને, જાગૃત કે નિંદ્રાવસ્થા દરમિયાંન, પુરૂશ અટકાવી શકતો નથી. જ્યાં સુધી વિર્યશક્તિની ચળવળ પુરૂશમાં હોય છે, ત્યાં સુધી તેને 'પોલ્યુશન્સ' ની પિડાકારી લાગુ પડે છે. સાધારણ રીતે પંદર વરશની ઉમરના જવાંનથી સાઠ કે સીતેર વરશ, યા તેથીબી વૃધાવસ્થાવાલા પુરૂશોને એ ફરીયાદ લાગુ પડે છે.

કેટલાકો એવી દલીલ કરે છે, કે પુરૂશને આવી રીતે જતી ધાત તેની જવાં મરદીની આરોગ્યતા અને તાકત દેખાડનારી એક નિશાણ છે, અને તેથી તે પુરૂશની દેહને કાંઈબી નુકસાંનકારક થઇ પડતી નથી. આ દલીલ ગમે એવી વજનદાર હોય, પણ તબિબી નજરે જોતાં આ બનાવ ઘણોજ અગત્યનો છે, કેમકે પુરૂશની નામર્દીનું તે એક કારણ ગણાયે છે.

## સ્વપ્નાવસ્થામાં જતી ધાત કયારે નુકસાન કરતી નથી.

### PHYSIOLOGIC POLLUTIONS.

આ વાત ધ્યાંન પુગાડવા જોગ છે, કે પુરૂશના બદનમાંથી એવી રીતે જતી ધાત, તેની મરદીની તેમજ જવાંનીની ગોયા 'સિગ્નલ' આપનારી એક નિશાણી તરીકે ગણાય છે. પણ ધ્યાંન રાખવું, કે અમુક સંજોગો વચ્ચેજ એવી રીતે જતી ધાત પુરૂશને નુકસાંનકારક થઈ પડતી નથી. જનંન અવયવોના લક્ષણ અને કાર્યો જો નિયમિત તંન્દરોરસ્તીમાં હોય છે, તો એવી રીતે જતી ધાત પુરૂશને નુકસાંનકારક થઇ પડતી નથી.

૧, એવી રીતે જતી ધાત નિંન્દ્રાવસ્થામાં જતી હોય.

૨, એવી રીતે જતી ધાત, વારંવાર નહિ જતી હોય.

૩, એવી રીતે જતી ધાત પ્રેમ પ્રિતવાલી સ્વપ્નાવસ્થા દરમિયાંન જતી હોય.

૪, એવી રીતે જતી ધાત દરમિયાંન બદનની હાલત મુસ્તકીમ હોય.

૫, એવી રીતે જતી ધાત દરમિયાંન આનંન્દ અનુભવાતો હોય.

૬, અને છેલ્લે એવી રીતે ધાત ગયા પછી, જ્યારે પુરૂશ જાગૃત થાય, ત્યારે તેને કોઈબી રીતની નબળાઈ જેવું લાગતું નહિ હોય.

એવી રીત થતાં 'પોલ્યુશન્સ'ને તબિબો 'ફિઝીયોલોજીક પોલ્યુશન્સ' કહે છે, અને એવી રીતે થતો ધાતુ સ્રાવ દેહને નુકસાંન કરતો નથી. ઉપર લખેલી છ હાલત માહેલી કોઇબી હાલતનું જો ખંડણ થતું હોય, તો એ બનાવ તરફ શકની નજરે જોવાની ફરજ પડે છે, કેમકે તે નુકસાન કરતા થઇ પડવાનો સંભવ રહે છે.

## સ્વપ્નાવસ્થામાં જતી ધાત ક્યારે નુકસાંન કરે છે.

## PATHOLOGIC POLLUTIONS.

પણ બીજા હાથ ઉપર પુરૂશે ધ્યાંન રાખવું, કે 'પોલ્યુશન્સ' નિચે લખેલી રીતે લાગુ પડયાં હોય, તો તે દરદીની દેહને તેમજ તેની મરદીને નુકસાંનકારક થઈ પડવા વિના રેહતાં નથી. ધ્યાંન રાખવું, કે કુમજોરી અને નાકૌવતી કાંઇ એકદમ યા તુરતા તુરત પુરૂશને લાગુ પડતાં નથી, પણ વિર્ય શક્તિ ધીમે ધીમે નબળી પડતી જાયે છે, અને એક દીવસ, દરદી એવો તો નાસિપાસી અને ખેજાલતથી ભરેલો અનુભવે છે, કે તે પોંતાને કેવળ નામરદ યાને શક્તિહીન બની ગયેલો અનુભવે છે.

૧, જો ધાતુ સ્રાવ ચાલતાં-હાલતાં, કે ફરતાં હરતાં થતો હોય.

૨, જો ધાતુ સ્રાવ વારંવાર થતો હોય. (અનિયમિત સ્રાવ).

૩, જો ધાતુ સ્રાવ વિના મુસ્તકીમ બનવે થતો હોય.
૪, જો ધાતુ સ્રાવ કાંઈબી આનંન્દ વિના થતો હોય.
૫, જો ધાતુ સ્રાવ પ્રેમ કે પ્રીત વિનાની સ્વપ્નાવસ્થામાં થતો હોય.
૬, અને છેલ્લે જ્યારે દરદી જાગૃત થાય, ત્યારે પોતાને નબળો, નાસિપાસ અને છિન્ન ભિન્ન બની ગયેલો અનુભવતો હોય.

બીજી કાંઇબી અને કોઈબી નિશાંણીઓ ઉપરાંત આ હાલત જ્યારે દરદી અનુભવે છે, ત્યારે તેને લાગુ પડેલો ધાતુ સ્રાવ દેહની ખરાબી કરનારો છે, એમ અટકલી શકાય છે. તબિબો એ હાલતને 'પેથોલોજીક-પોલ્યુશન્સ' કહે છે.

પણ આ બે માહેલી એકબી હાલત લેઇ ચલાવવી, એ જોખમ ભરેલું છે. કેમકે પેહલાં નંબરવાલી હાલત, કે જેને આપણ ઘણો દોશ દેઇ શકતા નથી, અને જેને માટે એવું કેહવાયુ છે, કે તેથી પુરૂશની શકિત કે મરદી હીન થતી નથી, તેને જો લાંબો વખત ચાલુ રેહવા દીધી હોય છે, તો તે બીજા નંબરવાલી હાલતનુ રૂપ છેવટે ધારણ કરે છે. ધાતુ સ્રાવની અથવાડીક સંખ્યામા વધારો થતો જાયે છે; મુસ્તકીમપણું બળહીન બનતું જાયે છે; આનંન્દ ભ્રષ્ટ થતો જાયે છે, અને કોઈ વખત દરદીને નિન્દ્રાવસ્થામા ધાતુ સ્રાવ પ્રસંગે કાંઇક દુખભરી વેદના થતાંજ, તેને ઝપકીને જાગી ઉઠવું પડે છે, કેમકે ધાતુ સ્રાવ થતાંજ તેને 'અગન યા જલન' લાગે છે. આ બનાવના પરીણામમાં સેવટે બીજા નંબરવાલી 'પેથોલોજીક' હાલત દરદી અનુભવે છે. બાજે વખત દરદીને નિંન્દમાં ધાતુ સ્રાવ કયાંરે થયો તેનું ભાંન વટિક તેને રેહતુ નથી, કેમકે વળતે દીવસે સહવારેજ તે ખરી બીના જોઈ શકે છે.

## દીવસે થતી ધાતુ સ્રાવની પિડાકારી.

### DIURNAL POLLUTIONS.

જ્યારે ધાતુ સ્રાવ દીવસના થવા માંડે છે, ત્યારે તેને તબિબો

'ડાયર્નલ-પોલ્યુશન્સ' કહે છે. એવી રીતે થતો ધાતુ સ્રાવ, 'ફિઝીયોલોજીક' નહિ, પણ 'પેથોલોજીક' કહેવાય છે. દીવસના જાગૃતાવસ્થામાં થતા ધાતુ સ્રાવવાલા દરદીને તબિબો, 'ન્યુરૅસ્થેનિક' હાલતવાલાં દરદી તરીકે ઓલખે છે. બીજા શબ્દોમાં બોલતાં એવા દરદીના જ્ઞાનતંતુની હાલત બિલ્કુલ બગડી ગયેલી હોય છે.

## દીવસે થતી ધાતુ સ્રાવની પિડાકારીની નિશાંણીઓ!

આ પિડાકારી જો લાંબો વખત લઈ ચલાવવામાં આવે છે, અને દરદી અગર જો તેને નજીવી સમજી તેને અટકાવવાના ઈલાજ લેતો નથી, તો તેનું પરીણાંમ અતિશય નાસિપાસી ભરેલી રીતે ગંભીર થઇ પડે છે. દરદીની હાલત એટલી બધી નબળી થઇ જાયે છે, કે પ્રેમ-પ્રીતનો સેહજ ખિયાલ કરતાં; યા તો એકાદ મનોહર સ્ત્રીનો દેખાવ તેની નજરે પડતાં; યા તો એવી કોઇ પિછાનવાલી સ્ત્રી સાથ વાતચીત કરતાં, તેનું ચિત ચકિત થઇ જાયે છે, અને દરદી ધાતુ સ્રાવ અનુભવે છે. એટલેથીજ દરદીની ખરાબી અટકતી નથી, એ ધ્યાંનમાં રાખવું. હજીબી જો તે એ પિડાકારીનો ઇલાજ કરતો નથી, તો પરીણામ એથીબી વધારે ગંભીર રૂપ પકડે છે; અને તેના શારિરીક જ્ઞાનતંતુઓ એટલી બધી હદ સુધી છિન્નભિન્ન થઈ જાય છે, કે દરદી અગર જો એકાદ પુસ્તકમાં કોઇ સ્ત્રીનું સુંદર ચિત્ર જુવે છે; યા તો એકાદ નાટકશાલામાં કોઇ દેખાવલી સ્ત્રી ખેલાડીને જુવે છે; યા એકાદ વારતામાં પ્રીત પ્રેમનું લખાંણ વાંચે છે, તો તે તેજ ઘડી, એ પિડાકારી અનુભવે છે

## ધાતુ સ્રાવની પિડાકારીનું એક નવું વિચીત્ર રૂપ.

**RETRO-POLLUTIONS.**

ઘણીક વાર ધાતુ સ્રાવની પિડાકારીની ફરીયાદ કરનારાઓ એક વિચિત્ર હકિકત પોતાની સારવાર કરનારાઓ આગલ રજુ

કરતાં જણાયે છે. દરદી પોતાની હકિકત કેહતાં જણાવે છે કે:—"તેને સ્વપ્નાવસ્થામાં ધાતુ સ્રાવ થાય છે; તે આનંન્દ અનુભવે છે; તે વખતે તે મુસ્તકીમ બને છે; પરંતુ ધાતની કાંઇબી નિશાંણી તેને બાહરથી જણાતી નથી."

દરદીની સારવાર કરનાર આ હકિકતથી ગુંચવાડામાં પડે છે, અને તે તરેહવાર અટકળ કરવામાં પોતાનો વખત ગાળે છે. પણ એક બાહોશ તબિબ એવા દરદીને ફરમાવે છે, કે:—"સહવારના ઉઠતાંને વાર તેણે પોતાની પિસાબ એક કાચના ટંમ્બ્લરમાં ભરી, તપાસવા માટે, મોકલાવી આપવી."

આ પિસાબ જ્યારે ઠરી જાય છે, ત્યારે તેમાં દરદીની ધાતુ તેની પિસાબથી અલગ થઈ જઇ ઠરાના રૂપમાં ટંમ્બ્લરને તળીએ ઠરી ગયેલી જણાઇ આવે છે, જે ઉપરથી અનુભવી તબિબ દરદીની ખરી હાલત તુરતજ સમજી શકે છે. એવી ફરીયાદવાલાઓને લાગુ પડેલી ધાતુ સ્રાવની પિડાકારી જો કે ગુંચવાડાભરી લાગે છે, પણ ખરી બીના એ હોય છે, કે દરદીની ધાતનો રોહો, પિસાબની નળીમાંથી બાહાર નિકલવાને બદલે, તે ઉલટો માર્ગ લીયે છે, જેથી તે 'બ્લૅડર' માં જઈ પડે છે. તબિબો આવી જાતના ધાતુ સ્રાવને "રિટ્રો–પોલ્યુશન્સ" કહે છે.

## 'રિટ્રો–પોલ્યુશન્સ' ના કારણ.

ધાતુ સ્રાવનું આવી વિચીત્ર રીતે 'બ્લૅડર' અંદર જઇ પડવું, એ કારણથી થાયે છે. એનું [૧] એક કારણ પિસાબની નળી અંદર 'સ્ટ્રિકચર' ને નામે જણાયલી બિમારીનું હોય છે. આ બિમારીમાં પિસાબની નળી કોઇક ઠેકાણે એટલી બધી તો સંકોચાઇને ટંગ બની ગયેલી હોય છે, કે જેથી પિસાબની નળીમાંથી ધાત બાહાર નિકળી શકતી નથી, એટલે તે પાછલ હટે છે, અને તે 'બ્લૅડર' અંદર જઈ પડે છે, જ્યાંથી તે પિસાબ સાથ બાહાર નિકલે છે.

## ધાતુ સ્રાવના કારણો.

ધાતુ સ્રાવના બીજા અનેક કારણો હોય છે. સર્વથી પેહલ્લું કારણ પુરૂશની પરહેજ હાલત હોય છે. જે રીતે સ્ત્રી માસિક માંદગી પ્રસંગે દસ્તાંનનો પ્રવાહ અનુભવે છે, તેજ રીતે વૈદક નજરે એક પરહેજ હાલતમાં રેહલો (CONTINENT) પુરૂશ પખવાડિક કે અથવાડિક અવસરે ધાતુ સ્રાવ (પોલ્યુશ઼ંન) અનુભવે છે. જેઓ જવાંનીમાં આવ્યાં છતાં નિતીને વળગી રહી, સંસારથી પરહેજ રેહછે, અને સ્ત્રી સંગ બિલ્કુલ કરતા નથી, તેમના શરીરમાં ઉત્પન્ન થતી ધાતુ, જ્યારે એટલા મોટા જથ્થામાં 'સૅમિનલ-વૅસિકલ્સ' મધે જમાવ થાયે છે, કે તેમાં તે સમાઇ શકતી નથી, ત્યારે કુદરત તેને શરીરની બાહાર નિકલી જવાની આવી રીતે એક જોગવાઇ કરી આપી છે.

આ એક કુદરતી પરીણામ છે. પણ બીજા અનેક કારણોથી 'પોલ્યુશન્સ'ની સંખ્યામાં વધારો થાયે છે. તેવાં કારણોમાં 'દસ્ત-દરાજી' યાને કુટેવની ઇલ્લત, એક મુખ્ય કારણ ગણાય છે. એ કુટેવથી જનંન અવયવોની હાલત બિલ્કુલ છિન્ન ભિન્ન થઇ જાયે છે, જેથી 'પોલ્યુશન્સ'ની સંખ્યા વધી જાય છે. પિસાબની નળીના પાછલા ભાગમાં આવેલા સોજાની રેહી ગયેલી કસર; 'પ્રૉસ્ટેટ-ગ્લૅન્ડ'માં સોજો; 'ઇજેક્યુલેટરી-ડક્ટ્સ' ઢીલાં પડી જવાથી; વિગેરે કારણોથી 'પોલ્યુશન્સ' ની પિડાકારી વધતી જાયે છે. વળી કોઇક વાર 'સ્ક્રોટમ' અને મળ-દવાર (ANUS) ઉપર લાગુ પડતી ખુજલીથી પણ 'પોલ્યુ-શન્સ' થવા માંડે છે. દારૂનો શોખ લાગુ પડ્યાથી; તેમજ ચાંપીને પેટ ભરી ભોજન ખાધાથી; સ્ત્રીઓની મિત્રાચારીભરી સંગતમાં ફરયાથી; 'બ્લૅડર' પિસાબથી ભરાઈ ગયેલી હોવાથી; પ્રીત અને પ્રેમના બનાવોવાલી ભરપુર કથા-કાંહાંણીના પુસ્તકો ચાલુ વાંચ્યાંથી;

અને કબજીઆત કોઠો રેહાથી તથા વિષયિ-વિચારોને લીધે રાત્રે થતાં જાગરણથી, એ પિડાકારી લાગુ પડવાના અનેક સંભવ રેહ છે.

વળી લિન્ગ ઉપર ઢંકાયલી ચાંમડી ('પ્રેપ્યુસ') જો લાંબી હોય, અને તેની અંદર મેલ જમાવ થઈ રેહો હોય, તો તે પણ એક કારણ ગણાય છે. (બૅલૅનાઇટીસ) યાને ઇંદ્રીના મુખ (ગ્લૅન્સ)ને સોજો આવ્યાથી, પણ એ પિડાકારી લાગુ પડે છે. એ સિવાય બીજાં એવાં ઘણાક કારણે ધાતુ સ્રાવની પિડાકારી લાગુ પડે છે, જેનો ઇલાજ તુરતા તુરત કરાવવા, કોઈ કાબેલ અનુભવી તબિબની સલાહ લેવાની દરદીને ભલાંમણ કરી શકાય છે.

## 'પોલ્યુશન્સ'ને અટકાવવાના ઇલાજ.

## PREVENTIVE TREATMENT.

આ પિડાકારીના જે જે ઇલાજો, સરજ્યનોની સારવારને લાયેકના હોય, તે તેમને માટેજ અલાહેદા રાખી, સાદી સમજને અનુસરતા ઘરગટુ ઈલાજો વિશેજ આપણ બોલીશું.

પ્રથમમાં એ પિડાકારી લાગુ પડતી કેવી રીતે અટકાવી શકાય, તે વિશે આપણ બોલીશું. ધારો, કે દરદી મજબુત બાંધાનો અને જવાંન ઉમરનો હોય, અને જો ધાતુ સ્રાવ અઠવાડીયાંમાં યા પખવાડીયાંમાં એકાદ બે વખત તે અનુભવતો હોય, તો તે માટે કાંઇબી ખાસ ઇલાજ લેવાની જરૂર રેહતી નથી. એવા દરદીને ફકત એટલીજ તાકિદ કરવી, કે મોજીલી ખાંણી-પીણી જેમ બને તેમ ઓછી કરવી. 'સ્ત્રૉન્ગ ચાહ અને કાફી' ઘણી પીવી નહિ; જેમ બને તેમ તંબાકુ ઓછો ફુંકવો; અને દારૂ બનતાં સુધી મુકી દેવો, યા જરૂર જોગોજ લેવો. એવા દરદીને ખાસ તાકિદ કરવી, કે રૂના નરમ બિછાંના ઉપર સુવું નાહિ, પણ બને તો કથણ કાથાંના ગાદલાંનો ઉપયોગ કરવો, અને સુતી વખતે શરીર ઉપર બનતાં સુધી ગરમ કપડાં પહેરવાં નહિ.

દરદીએ એવો નિત્ય નિયમ રાખવો, કે રાતના પિસાબની હાજતને કદીબી ખાંચવી નહિ. જેટલી વખત પિસાબની હાજત લાગે, તેટલી વખત તેણે ઉઠવાની કદીબી આળસાઇ કરવી નહિ. સુતી વખતે પિસાબ કરીને સુવાની તાકિદ કરવી. બપોરના ખાણા કરતાં રાતનું ખાંણુ જેમ બને તેમ સેહલથી હજમ થાય એવું 'લાઇટ', અને થોડું હોવું જોઇયે, પણ 'ક્વૉન્ટિટી' કરતાં 'ક્વૉલિટી' ઉપર હંમેશાં ધ્યાંન રાખવું. આ લખવાની મતલબ દરદીને રાતના ભુખો સુવાડવાની છે, એમ સમજવું નહિ. ખરી મતલબ તો એ છે, કે બપોરનું ખાંણુ ગમે એવું પેટ ભરતું હશે તો ચાલશે, પણ રાતના દાબી ચાંપીને ખાવાથી પરહેજ રેહવાની જરૂર અતી ઘણી હોય છે. દરદી જો ખાધા પીધા ઉપર એટલુંજ ધ્યાંન આપે, તો તેથી તેની પિડાકારી ઉપર સારી અસર થવાનો સંભવ રેહ છે.

ધ્યાંન રાખવું, કે ધાતુ સ્રાવ થવાનું એક કારણુ આગલ લખ્યા પ્રમાણે 'બ્લૅડર' પિસાબથી ભરાઈ જવાનુ છે. એટલાં માટે દરદીએ એક ખાસ નિયમ રાખવો, કે દરરોજ સહવારના પોહોરમાં પ્રોઢ ફાટવા સાથ બિછાનામાંથી જાગી ઉઠવાની ટેવ પાડવી, કેમકે ધાતુ સ્રાવ થવાનો ઘણો ખરો પ્રસંગ મોટે ભાગે અરધી રાત પુરી થયા પછીજ થાય છે, કે જે વખતે 'બ્લૅડર' અંદર આખી રાતની પિસાબ એકઠી થઇ રેહલી હોય છે.

## પોલ્યુશન્સ લાગુ પડયા પછી તેને સાજા કરવાના ઇલાજો.

### CURATIVE TREATMENT.

આ એક જાણવા જેગ બીના છે, અને દરદીની બેહતરી માટે અતરે તેની નોંધ લેવી જરૂર થઇ પડે છે, કે આવી, અને એના જેવીજ જનંન શક્તિને લગતી બિમારીવાલા દરદીઓ એવું સમજતા જણાય છે, કે એવી સઘલી પિડાકારીઓ, કોઇબી તુરકા ઉપરથી બનાવેલી

દવાઇ, યા પાક, યા ખાક, કે ગોળીઓ લીધાથી સાજી થઈ જશે. પણ તેમ કીધાથી તેમની તબિયત વધારે ખરાબ થવાનો મોટો સંભવ રેહ છે. કેમકે એ જાતની પિડાકારીઓનાં ઈલાજો ત્યારેજ ફતેહમંદ નિવડે છે, કે જ્યારે સારવાર કરનાર ધણી દરદની ખરી હાલત, અને દરદનો ખરો તબક્કો (STAGE OF DISEASE) નક્કી કરી, ઈલાજ શરૂ કરે છે.

૧—બ્રોમાઇડસ—(*Bromides*); ઘણાકોનું એવું મત હોય છે, કે 'પોટાશિયમ—બ્રોમાઈડ' ધાતુ સ્રાવની પિડાકારી (પોલ્યુશન્સ) માં ઘણી સારી અસર કરે છે. બેશક એ ખરી વાત છે. પણ સવાલ એ છે, કે 'પોટાશિયમ—બ્રોમાઇડ' કયારે અને કોણને આપ્યાથી સારી અસર કરે છે, તે નક્કી કરવું જોઇયે છે. પોટાશિયમ બ્રોમાઇડ માટે દરદીએ જાણવું કે [૧] દરદી તંન્દરોસ્ત હાલતમાં હોય ત્યારે; તેમજ [૨] દરદી વિષયિ નહિ હોય, અને થોડો ઘણો 'પરહેજ' (CONTINENT) રેહતો હોય ત્યારે; [૩] તથા ધાતુ સ્રાવ—પોલ્યુશન્સ—પ્રેમ પ્રિતવાલી સ્વપ્નાવસ્થામાં થતાં હોય ત્યારે તેવા સંજોગ વચ્ચે જુદા જુદા રૂપ—રંગના '†બ્રોમાઇડ' મોટે ભાગે સારી અસર કરે છે.

૨—પણ જો ધાતુ સ્રાવ વારંવાર થતો હોય; બદનનું મુસ્તકીમપણું નબળું થઈ ગયું હોય; અને દરદીને ધાતુ સ્રાવ થવાનું ભાંન રેહતું નહિ હોય, અને તેવા દરદીઓને જો 'બ્રોમાઇડ' આપવામાં આવે, તો ખચીત તે તેમને નુકસાંન કરે છે. એટલાં માટે ધાતુ સ્રાવના દરદની સારવાર કરનારે, તેમજ દરદી જો પોતાની બિમારીનો પોતેજ

† બિન અનુભવીઓએ ધ્યાંન રાખવું કે, 'બ્રોમાઇડ' કાંઈ એકજ રૂપમા બનતો નથી. દાખલા તરીકે પોટાશિયમ બ્રોમાઇડ; સોડિયમ—બ્રોમાઈડ; સ્ટ્રૉન્સીયમ—બ્રોમાઇડ; કૅમ્ફર—મોનોબ્રોમાઇડ; એમોનિયમ—બ્રોમાઇડ વિગેરે. એ સર્વમાથી કયો બ્રોમાઇડ વાપરવો, અને તે ક્યારે વાપરવો, તે જાણવા માટે ખાસ અનુભવ અને અભ્યાસની જરૂર છે. કર્તા.

ઇલાજ કરવા ઇચ્છતો હોય, તો આ બે બાબદ તેણે પેહલ્લાં નક્કી કરી આગલ વધવું.

૩–સ્ત્રિકનિયા—(*Strychnia.*) જે રીત બ્રોમાઇડ માટે, તેજ રીત સ્ત્રિકનિયા માટે પણ ધ્યાંન રાખવું. સ્ત્રિકનિયા નબળી, હાલતવાલા દરદીને ગુણ કરે છે, પણ દરદી અગર જો તંન્દરોસ્ત અને લોહિયાર (PLETHORIO) હોય, તો તેને તે બિલ્કુલ નુકસાંન કરે છે. ધ્યાંન રાખવું, કે સ્ત્રિકનિયા એક કાતીલ ઝેરી વસ્તુ છે; અને સાધારણ તેમજ બિનઅનુભવીઓનાં હાથમાં તે એક અતી ઘણી જોખમભરી દવાઈ છે. માટે તેને અતી ઘણી સંભાલથી ઘરમાં રાખવી, અને તેને માટે જણાવેલાં વજન પ્રમાણેનાજ તેને ટોળીને આપવી યા લેવી.

દરદી અગર જો તંન્દરોસ્ત હોય; દરદી જો પ્રેમ પ્રિતવાલી સ્વમાવસ્થા ભોગવતો હોય; અને દરદીનું બદન મુસ્તકીમ બનતું હોય, તો એવા દરદીને 'બ્રોમાઇડ'ની બનાવટવાલી દવાઇથી લાભ થવાનો સંભવ રેહે છે. દરદીની ઉમર; તેનો શારિરીક બાંધો; અને તેની બિમારીનો અંદાજ કીધા પછી, ૧૦ થી ૧૫ ગ્રેન 'સ્ટ્રોન્શિયમ–બ્રોમાઇડ' અથવા તો 'સોડિયમ–બ્રોમાઈડ' દીવસમાં બે વાર લેવાની તજવિજ કરવી. અને જો રાત્રે જાગરણ થતું હોય, તોજ છેલ્લો એક 'ડોઝ' ૧૫ થી ૨૦ ગ્રેનનો સુતી વખતે બરોબર વજન કરીને લેવો.

નિચલી ગોળીઓ વધારે ઉપયોગી થઈ પડવાની પ્રખ્યાત તબિબ રોબીનસન તરફથી ખાતરી આપવામાં આવે છે. એ ગોળીઓ કોઈ કાબેલ 'કેમિસ્ટ' ને ત્યાંથીજ બનાવી લેવી.

℞

*Strontii Bromidi Grs 5.*
*Comphoræ Monobrom Grs 2.*
*Lupulin Optimi Grs 5.*
*M. ft. Caps No. 1 (W. Robinson M. D.)*

આ વજન માત્ર એક ગોળીનું છે. એવી એક દજન ગોળી બનાવી, તેનો ઉપયોગ ઉપર જણાવ્યા પ્રમાણે દીવસમાં બે વાર કરવો.

દરદીને અગર જો કબજીઆત હોય, તો તેના ઘરગટુ ઇલાજ કરતા રેહવું. દારૂ કોઇબી જાતનો લેવો નહિ. દરદીએ હંમેશાં પીઠ ઉપર ચટું સુવુ નહિ, પણ હંમેશાં કોઇબી હાથ ઉપર કોર મરડી સુવું. ઉપલી ગોળીઓ જો નહિ પસંદ પડે, તો પાર્ક ડેવીસની બનાવેલી 'બ્રોમાઇડ–કમ્પાંઉન્ડ–ઇલિક્ષીરનો ઉપયોગ કરવો, અને બદનની ઠુકાં પાણીથી અંઘોળ કરતા રહેવું.

**દરદીને જાણ વિના થતો ધાતુ સ્રાવ.** (દીવસે યા રાત્રે.)

જ્યારે બિમારી આગલ લખ્યા પ્રમાણે બીજા પ્રકારવાલી હોય, એટલે ધાતુ સ્રાવ થયો છે, તેની ખબર વટિક દરદીને પડતી નથી; અને તે દીવસે કે રાત્રે; નિંન્દમા કે જાગતાં કોઇબી વખત થાય છે; અને દરદીની ઇંન્દ્રીને બીજી કોઈ પણ ઇજા યા એલજામ થયાં નથી એવું જો નક્કી થાય, તોજ તેવા દરદીને 'સ્ત્રિકનિયા' આપવાની તજવિજ સારવાર કરનારે કરવી.

℞

*Strychnine Sulph. Gr.* $\frac{1}{60}$
*Hydrastin Hydrochlor. Gr.* $\frac{1}{4}$
*Ergotin Gr. ii*
*M. ft. Caps No. 1 (W. J. Robinson.)*

આ વજન એક કૅપ્સ્યુલ માટે છે. એવાં એક દજન કૅપ્સ્યુલ કોઇ કુશળ કૅમિસ્ટ પાસથી બનાવી લેવા, અને એક એક કૅપ્સ્યુલ, ખોરાક પછી દીવસમાં ૩, વાર લેવું.

**ગુપ્ત શરીરની સુસ્ત રગોને માટે જરમન 'સોલ્યુશન.'**

આ પ્રકારની અને આવા રૂપની ફરીયાદમા દરદીએ પોતાના પોશીદા બદન, અને સફરાની આગલના ભાગ (PERINEAL REGION)

ને ઠંડા પાણીથી હંમેશાં ધોવાની ટેવ રાખવી. એવી કિસમની લાંબા વખતની ફરીયાદને માટે પુરૂશના પોશીદા બદનને ધોવા માટે, એક અમેરીકન તબિબે અમુક પ્રકારની બનાવટ જાહેર કરી છે, જેનો ઉપયોગ કીધાથી જનંન અવયવોની સુસ્ત રગોને તાકાત આવતી કેહવાય છે. એ વિશે એ તબિબ નિચે પ્રમાણે ખાતરી આપે છે.

†*"I find the ablution with this solution has a much more beneficial effect–both psychic and physical–and is performed more faithfully than is the case when water alone is ordered. The liquid medicine—at least the first* two ingridients–were suggested to me by Prof. Fürbringer of Berlin, who is probably our best authority on the treatment of sexual diseases."*

**નામરદી દરમિયાન પીઠ અને બરડામા થતા દુખારાનો ઇલાજ.**

જેઓ એવી પિડાકારીના સપાટામાં સપડાયા હોય, અને તે પિડાકારીને લીધે દરદીને જો ગરદન અને બરડાના કાંહા માટે ફરીયાદ કરવી પડતી હોય, તો તેઓએ નિચલા બે ઇલાજમાંથી એક ઇલાજ કરવાની તાકીદે તજવિજ કરવી.

૧ બરડા ઉપર 'કેપ્સીકમ અને બૅલૅડોનાનું પ્લાસ્ટર જે તૈયાર મલી શકે છે, તે લગાડવું, અને તે ઓછામાં ઓછા પાંચ દિવસ સુધી રેહવા દેવું.

૨ અથવા તો નિચલી મેળવણી બરડાના યા તો ગરદનના જે ભાગ માટે ફરીયાદ કરવી પડતી હોય, ત્યાં લગાડવી.

℞

*Chloroformi* ℨ *I*
*Tr. Capsici* ℨ *II*
*Tr. Belladonna* ℨ *VI*

---

† **Sexual Disorders, By W. Robinson.**

* આ વસ્તુઓના નામ અતરે રજુ કરવાની જરૂર લાગતી નથી. કરતા.

એ સઘલાંને મેળવી નાખી, એક પીછી વડે, રાતના અને દિવસના એક એક વાર લગાડતાં રેહવું. ધ્યાંન રાખવું કે એક્કી વખતે આખા બરડાના કાંઠા ઉપર એ મેળવણી લગાડવી નહિ. પેહલાં પીઠના ઉપલાં અરધા ભાગ ઉપર લગાડવી, અને ત્યાં લાગેલી જલન નરમ પડયા પછી, નિચલા બાકી રેહલા ભાગ ઉપર લગાડવી. આ મેળવણી લગાડયાથી થોડી ઘણી જલન દરદીને બે ત્રણ મિનીટ બળશે, પરંતુ તેથી દરદીને ઘણો ફાયદો થવાનો સંભવ રેહશે.

આ ઇલાજ સાધારણ પ્રકારના ગણાય છે, અને તે સામાન્ય ઈલાજ કેહવાયે છે. પણ દરદીની ફરીયાદ જો ગંભ્ભીર પ્રકારની હોય છે, અને આગલ જણાવ્યું તેમ જો પિસાબની નળીમા, યા તો 'પિસાબની નળીના પ્રૅાસ્ટેટિક' ભાગને કાંઇક નુકસાંન પુગેલું હોય છે, તો તેવી ફરીયાદના ઈલાજ અતરે દર્શાવ્યા છતાં, તે ઇલાજો દરદી પોતાને હાથે અમલમા મુકી શકે એમ લાગતું નથી. એટલા માટે એવા સંજોગ વચ્ચે એવા દરદીને માટે જે એકજ માર્ગ રહ્યો છે, તે એજ, કે તેણે પોતાનો 'કેસ' કોઇ કાબેલ તબિબ પાસ રજુ કરવો, કે જે તેના પોશીદા બદનને લાગુ પડેલી બિમારી સમજી, તેના ઈલાજ તે પોતે કરે, યા તે ઇલાજ કરવા માટે તે તેને ફરમાવી શકે.

લા૦ દુવાગીર.

*D. M. P.*



# પત્ર ૨૮ મું.



**MOST COMMON TYPES OF SEXUAL DISORDERS.**



## નામરદીના સાત સ્વરૂપ.

(તેમનું બયાંન.)



મિત્ર મેહરબાંન———

શું આ વાત ઘણી દલગીરીભરી નથી, કે આપણા દેશમાં આંખના, નાકના અને કાંનના 'સ્પેશિયાલિસ્ટો' જેમ ઉભાઈ જાયે છે; જેમ છાતીના દરદોના; હાર્ટના દરદોના; દાંતના દરદોના; અને એવાંજ બીજાં દરદોના 'સ્પેશિયાલિસ્ટો' જોઇયે ત્યારે મળી આવે છે, તેમ પુરૂશોની ગુપ્ત ફરીયાદો અને ગુપ્ત દરદોના ખાસ 'સ્પેશિયાલિસ્ટો' નો આપણા દેશમા કાંઇક દુકાળ પડેલો લાગે છે.

હું ઉંટ વૈદોને કવૉલિફાઇડ, તેમજ નૉન-કવૉલિફાઇડ 'સ્પેશિયાલિસ્ટ' ગણતો નથી, જો કે તેઓ એક ખાસ અનુભવી સ્પેશિયાલિસ્ટ કરતાં વધારે ચમતકાર કરવાની હિંમત અને હેમાકત ભરી હાંમ બિડે છે, અને પોતાનો 'માલ-મસાલો' જાહેર ખબરો મારફતે, પોતે દુ:ખથી કંટાળેલા દરદીઓને વેચી, મોટો નફો મેળવે છે.

પુરૂશોને લાગુ પડતાં ગુપ્ત સંસારી દરદો એટલી તો ભેદભરી નિશાંણીઓથી ભરેલાં હોય છે, કે પશ્ચીમ તરફના કાબેલ તબિબો,

કોઈક વાર પોતાના અનુભવ છતાં વિચારમાં પડે છે, તો આપણા દેશના ઉંટ વૈદુ લેઇ નિકલેલા બિચારા બિનઅનુભવીઓ, શું કરી શકે? વગર અચકાવે કેહી શકાયે એવી આ વાત છે, કે એવા એક સો દરદીઓને, નામરદીના એકાદ પ્રકારથી હેરાંન થતા તમે જોશો, તો તેમાંથી તમુને એવા બે દરદી મળવા મુશ્કીલ થઈ પડશે, કે જેમની હકિકત અને ફરિયાદના ચિન્હો એક બીજાને બરોબર મળતાં આવતાં હોય.

પુરૂશના ગુપ્ત દરદોના 'સ્પેશિયાલિસ્ટ' ને નિચલી સાત જાતની નામરદીવાલા દરદીઓ તપાસવાની ઘણું કરી મોટે ભાગે તક મળે છે.

## નામરદ બનેલા સાત ગ્રહસ્થોના સાત જાણવા જોગ કેસ !

**પ્રકાર ૧ લો:—મીસ્ટર, A**, પોતાના તબિબની પાસ શરમાતો, ફગલાતો, અચકાટો, અને કાંઇક લજવાતો જઈ, પોતાની હકિકત રજુ કરે છે. ડાકટર તેની તમામ પરીક્ષા કરી પોતાની નોંધમાં નિચલી યાદી કરે છે:—"દરદી તંન્દરોસ્ત છે. પોશાદા બદન મુસ્તકીમ બની શકે છે. હમબિસ્તરી કરી શકે છે, મગર સેહજબી આનંન્દ અનુભવતો નથી. દરદીને સ્ત્રી-જાતની સેહજબી ઇચ્છા બિલકુલ થતી નથી."

**પ્રકાર ૨ જો:—મીસ્ટર B**, પોતાના તબિબ પાસ ગયા પછી, ડાકટર પોતાની નોંધમાં નિચલી યાદી ટપકાવે છે:—"દરદીને સ્ત્રી સંગની ઇચ્છા થતી નથી. દરદીનુ પોશીદા બદન મુસ્તકીમ થઇ શકતું નથી."

**પ્રકાર ૩ જો:—મીસ્ટર C**, પોતાની તમામ હકિકત હિંમતથી જાહેર કરે છે. તેને શરમાવા જેવું કાંઇ લાગતું નથી. તેનો તબિબ નિચલી યાદી લખી લીયે છે:—"દરદીની કાંમ ઇચ્છા નિયમીત છે. સ્ત્રી સંગ માટે અતિશય ઇચ્છા રાખે છે. મગર પોશીદા બદન મુસ્તકીમ થઇ શકતું નથી."

**પ્રકાર ૪ થા:—મીસ્ટર D,** પોતાની શારિરીક પરીક્ષા કરાવી ગયા પછી ડાકટર નોંધ કરી લેય છે:—"દરદી નિયમસર કામાધીન છે. રાબેતા પ્રમાણે દરદીનુ પોશીદા બદન મુસ્તકીમ બની શકે છે. મગર ધાતુ સ્રાવ તુરતજ તત્કાળ થાય છે."

**પ્રકાર ૫ મો:**—એક પાંચમો દરદી **મીસ્ટર E,** પોતાની પિડાકારી નોંધાવી જાયે છે, અને ડાકટર પોતાની નોંધ પોથીમાં નિચલી લખાવટ કરે છે:—"દરદી નિયમસર કામીક માલમ પડયો છે. પોશીદા બદન નિયમસર મુસ્તકીમ બની શકે છે. નિયમસર ધાતુ સ્રાવ થાય છે, પણ ફરિયાદ કરે છે, કે તેથી તે સેહજબી આનંન્દની લાગણી અનુભવતો નથી. ધાતુ સ્રાવ થાયે છે તેનું તેને ભાંન પણ થાતું નથી."

(આવીજ જાતના 'કેસમાં બાજે વખત ધાતુ સ્રાવ થતાં પુરીશ્રામાં અગન કે જલન થતી કોઇક દરદી અનુભવે છે).

**પ્રકાર ૬ ઠો:**—બીજા એક **મીસ્ટર F** ને તપાસી, ડાકટર નિચલી યાદી કરી લીયે છે:—"દરદીમાં કામ શક્તિ નિયમસર છે. મુસ્તકીમપણું નિયમસર છે. મગર ધાતુ સ્રાવ થતાં અતિશય વિલંબ લાગે છે."

**પ્રકાર ૭ મો:**—સાતમો દરદી **મીસ્ટર G,** પોતાના તબિબ પાસે પોતાની ફરીયાદ રજુ કરે છે, અને તબિબ પોતાની નોધમાં લખે છે, કે:—"દરદીમાં કાંમ જેવી લાગણી બિલ્કુલ દિસતીજ નથી. ધાતુ સ્રાવ ગેરહાજર હોય એવું લાગે છે, અને જો તે હોય, તો અતી નાંહના અંશમાં હોવાને લીધે, આનંન્દની લાગણી નષ્ટ થઈ છે."

## દસ પ્રકારની ધાતની બિમારી.

આવી જાતના દરદીઓ, એ દરદોના ખાસ અનુભવીઓ આગલ પોતાના દરદના ઇલાજ કરાવવા હંમેશાં રજુ થતા રેહ છે. નામરદીની બિમારીના આ મુખ્ય રંગ–રૂપ નજરે પડે છે. પણ ઘણીક વાર એ

ઉપરાંત બીજાં દરદીઓ જે સ્પેશિયાલિસ્ટો આગલ ઈલાજ માટે રજુ થાય છે, તેમની સંખ્યા જેટલી મોટી છે, તેટલાંજ તે દરદો હાનીકારક પણ હોય છે. એવાં અસંખ્ય દરદોમાં પુરૂશની ધાતુને લગતાં મુખ્ય સાધારણ દરદો નિચલાં રૂપમા માલમ પડે છે.

૧. SPERMATORRHEA–સ્પર્મેટોરિયા=ધાતનું જવું. જ્યારે ધાતમાં સ્પર્મેટોઝુઆ હોય ત્યારે.

૨. NIGHT POLLUTIONS–નાઇટ પોલ્યુશન્સ=ધાતુ સ્રાવ. (રાત્રે થતો ધાતુ સ્રાવ.)

૩. DIURNAL POLLUTIONS–ડાયર્નલ પોલ્યુશન્સ. (દિવસે થતો ધાતુ સ્રાવ. એક બિકટ પ્રકાર.)

૪. PROSTATORRHEA–પ્રોસ્ટેટોરિયા=પ્રોસ્ટેટમાંથી વેહતો પ્રવાહી.

૫. URETHRORRHEA–યુરીથ્રોરિયા=યુરીથ્રામાંથી વેહતો પ્રવાહી.

૬. PAINFUL-EJACULATION–પેનફુલ-ઇજેક્યુલેશન=વેદના સાથ થતો ધાતુ સ્રાવ.

૭. STERILITY–સ્ટૅરિલિટી=વાંઝીયાપણું. (પુરૂશમાં).

૮. ASPERMIA–એસ્પર્મિયા=શરીરમાં ધાતની ઉત્પતિનું બંધ થવું.

૯. AZOOSPERMIA–એઝોસ્પર્મિયા=ધાતમાં 'સ્પર્મેટોઝુઆ' ની ગેરહાજરી.

૧૦. NECROSPERMIA–નૅક્રોસ્પર્મિયા=ધાતમાં મુવેલાં સ્પર્મેટોઝુઆ!

ઉપલી પિડાકારીવાલા દરદીઓ, વારે ઘડીએ નિચલી ફરિયાદ પોતાની હકિકત દરમ્યાંન રજુ કરે છે, તેમાં મુખ્ય કરી [૧] માથાનો સખત દુખારો; [૨] નાકનું ગળવું; [૩] છાતીમાં ઢપકારા યાને પાલ્પીટેશન; [૪] બરડામાં કે ગરદનમાં દુખારો; [૫] મનનું ભ્રમિત થવું,

[૬] બેચેની; [૭] પિસાબની નળીમાં સખત દુખારો (યુરીથ્રાના પાછલા ભાગ તરફ); [૮] ગોળીઓમાં દુખારો અને [૯] સેક્ષ્યુઅલ ન્યુરાસ્થેનિયા યાને જ્ઞાનતંતુને સામાન્ય રીતે લાગુ પડેલી કમજોરી હોય છે.

એ ઉપરાંત ગુપ્ત બદનનું જડ થઈ જવું (પ્રાયપિઝ્મ); મરદોમાં કામ જવાળાનું પ્રગટવું, (સૅટરાયેસી); અને છેલ્લે 'ફેટિકિઝ્મ,' 'સૅડિઝ્મ,' તથા 'મૅસોકિઝ્મ' વિગેરે મગજને લાગુ પડતાં અજાયેબ જેવાં ચેટકોની પિડાકારી પણ હોય છે. આ સઘલી બિમારીઓ વિશે આ પુસ્તકમાં એક્કી વખતે લખાંણ થઈ શકે, એ બને એમ નથી. કારણકે જનંન અવયવોને લગતાં સઘલાં જાણવા જોગ દરદોને જુદા જુદા વર્ગોમાં વેંહચી નાંખવાં અતી ઘણા અગત્યના છે, કે જેથી વાંચકને પ્રત્યેક દરદ વિશે સેહલથી સમજ પડે.

એ સઘલી બિમારી વિશે દરદીએ પોતે, તેમજ દરદીઓની સારવાર કરનારે જાણીતા થવાની અવસ્ય જરૂર છે. નંબર ૨, અને નંબર ૩, વાલી બિમારી આગલાં પત્રમા વર્ણવી છે, અને બીજી બાકી રહેલી બિમારી પ્રસંગોપાત ઠેકાંણે વર્ણવીશું.

લા૦ દુવાગીર,

*D. H. P.*



# પત્ર ૨૯ મું.

## SPERMATORRHEA.



## સ્પર્મેટોરિયા.

( ધાતનું એક દરદ !)



પ્રિય મિત્ર

આપ ધ્યાંન રાખી પાછલાં પત્રમા જોશો, તો માલમ પડશે, કે આ 'સ્પર્મેટોરિયા' નામે ઇંગ્રેજી વૈદક શાસ્ત્રમાં જણાયેલી બિમારી, એ કાંઇ અમુક પ્રકારની ખાસ બિમારી નથી, પરંતુ પુરૂશના એકાદ જનંન અવયવોની અમુક પ્રકારની રોગીષ્ટ હાલતને દેખાડી આપનારી, માત્ર એક નિશાણી યાને ચિન્હ છે. આ બાબદ ઉપર ખાસ ભાર મુકી જણાવવાનું કારણ એ, કે અજ્ઞાંન લોકોને લેભાગુ ઉંટ વૈદો 'સ્પર્મેટોરિયા'ને નામે ગભરાવી, પોતાની બનાવટોવાલી દવાનો મોટો ઉઠાવ કરતા કેહવાય છે.

'સ્પર્મેટોરિયા' એ એક ધાતને લગતી બિમારી છે. એ બિમારીમાં ધાત કેવી રીતે વેહ છે, તેનું બયાંન હું નિચે રજુ કરૂ છું; પણ એ દરદથી હેરાંન થતાં દરદીએ ધ્યાંન રાખવું, કે એ બિમારીને માટે જો કોઈ તેને એવું સમજાવવાની તજવિજ કરે, યા તો તેને પોતાને કાંઇ એવો ખિયાલ હોય, કે એ બિમારી રફતે રફતે પ્રાણ ઘાતક થઇ પડશે, તો તેવો ખિયાલ તેણે પોતાના મનમાંથી

બિલ્કુલ કાહાડી નાંખવો, અને એટલુંજ કરવું, કે તેણે કોઇ ઉટ વૈદ બદલ એકાદ કાબેલ તબિબની સલાહ અને સારવાર હેઠલ જઇ પોતાની ફરિયાદનો ઇલાજ કરાવવો.

## સ્પર્મેટોરિયા. તેની હકિકત.

ધાતનું જવું, એ કાંઇ અમુક દરદ નથી, પણ જનંન શરીરને લગતાં એકાદ અવયવને લાગુ પડેલી બિમારી દાખવનારી એક નિશાણી છે. મિત્ર, આગલા પત્રમાં પુરૂશના જનંન શરીરની રચના, અને તેની સાથ નિકટનો સંબંધ રાખનારાં અવયવો, જેવાં કે, 'પ્રોસ્ટેટ-ગ્લૅન્ડ; સૅમિનલ-વૅસિકલ્સ' (યાને ધાતની કોઠળીઓ); ઇજેકયૂલેટરી-ડકાસ, વિગેરેથી આપ જાણીતા થયા છો, એટલે આ નવાં દરદ 'સ્પર્મેટોરિયા વિશે સમજાવવા માટે મને લાંબુ લખાંણ કરવું નહિ પડશે, એમ હું માનુ છુ.

સાદી નજરે જો આપ એ દરદને જોશો, તો તે આગલાં પત્રમાં જણાવેલાં એક દરદ 'પોલ્યુશન્સ' ના જેવું દરદ જણાશે. કેમકે તેના પ્રાથમીક યાને શરૂઆતના ચિન્હો, મોટે ભાગે તેવાંજ હોય છે. પરંતુ આ 'સ્પર્મેટોરીયા'ની બિમારીમાં ત્યારેજ જોખમ સમાયેલો હોય છે, કે વહી જતી ધાતની સાથે 'જીવન-જંતુ' યાને 'સ્પર્મેટોઝુઆ' શરીરમાંથી વહી જતાં હોય. સર્વ પ્રકારના પોલ્યુશન્સમાં આ જીવન-જંતુ જવલેજ હોય છે, પણ જો કોઇબી પ્રકારના 'પોલ્યુશન્સ'માં ધાતુની સાથે 'સ્પર્મેટોઝુઆ' વહેતાં માલમ પડે, તો તે ફરિયાદ 'સ્પર્મેટોરિયાને નામે ઓલખાય છે.

પણ ધ્યાંન રાખવું, કે આ 'સ્પર્મેટોઝુઆ' કાંઇ સાદી નજરથી કે ચશ્મા વડે જોયાથી જણાતાં નથી. ધાતુમાં તેની હાજરી પકડી પાડવા માટે એકાદ સારૂ જેવું સુક્ષમ-દર્શક યંત્ર વાપરવું પડે છે, અને ત્યારેજ 'સ્પર્મેટોરિયા'ની બિમારી લાગુ પડી છે, કે નહિ, તેના સાચાં સેવટ ઉપર આવી શકાયે છે.

## એ નવાં દરદોનું લાગુ પડવું.

આ દરદની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, તે જાણવું જરૂરનું છે. ખિલતી જવાંનીના ઉધરતા વખતમાં કેટલાક કમસમજ જવાંનો કમનસિબે કુટેવ, યાને દસ્તદરાજીની ઇલ્લતને વશ થઇ પડે છે. આ ટેવનું એક પરીણામ શું આવે છે? આ ટેવ ચાલુ રેહવાથી પ્રોસ્ટેટ ગ્લૅન્ડ, ઇજેકયૂલેટરી-ડકટ્સ, અને સેમિનલ-વેસિકલ્સની હાલત જોખમાઇને રોગીષ્ટ થતી જાયે છે. એ અવયવોની બિગડેલી હાલતથી દરદીના મગજ ઉપર જે અસર ધીમે ધીમે થાયે છે, તેના પરીણામમાં, એ કાતીલ દરદો લાગુ પાંમે છે, જે તબિબી ભાશામાં '† હાઇપોકોન્ડ્રાયેસિસ, અને ન્યુરૅસ્થૅનિયા' કેહવાય છે. એવા દરદીઓના ખવાસ અને ખાસિયતો બંને ધીમે ધીમે બદલાઇને એવા તો ખરાબ થતાં જાયે છે, કે તેનું તેમને સેહજબી ધ્યાંન રેહતું નથી. એવાઓને દિવસે તેમના જંનંન શરીરને સંતોખવાનો, અને રાત્રે તેમને પ્રિત-પ્રેમનોજ ખિયાલ આવતો રેહ છે. એવી હાલતમાં એવા દરદીઓ ચાલુ ધસડાતાં-તણાતા રેહવાને લીધે, અનેક નવી નવી રોગીષ્ટ પિડાકારીઓના ચિન્હો તેઓ પ્રગટ કરતા રેહ છે.

## સ્પર્મેટોરિયા લાગુ પડવાના કારણો.

એવા દરદોની દરેક પ્રમાણીક સારવાર કરનારની પેહલ્લી પવિત્ર ફરજ એ છે. કે કદીબી જાણી જોઇને, યા તો પોતાના અજ્ઞાંનપણાને લીધે, તેણે નિરદોશ દરદીને ગળે નાહક ખોટો આરોપ મુકી, તેને હિનુ લગાડવાની સેહજબી જાહેલી કે ઉતાવલ કરવી નહિ. એવા ઘણાંક બનાવ બનેલા નોંધાયલા છે, કે જેમાં ગુપ્ત રોગોની સારવાર કરનાર ઉંટ વેદોએ, નિરદોશ જવાંન દરદીઓને પોતાનાં છટકાંમાં લેવા

† Hypochondriasis. અને Neurasthenia. આ બંને દરદોનું વર્ણન તેને મારે રોકેલાં જુદાં જુદાં પત્રોમાં વાંચકને જણાશે. કરતા.

માટે, તેમને ખોટાં કલંક લગાડનારાં બોહતાંન લગાડી તેમને સાજા કરવાની આશા આપી, તેમની સારવાર કરી હતી, અને પાછલથી દરદીને જ્યારે કાંઇબી ફાયેદો ન થયો, ત્યારે તેઓ કોઈ બીજા કાબેલ તબિબની સારવાર હેઠલ ગયા હતા, જેઓએ તેમને લાગુ પડેલી બિમારીને એક નિરદોશ પ્રકારની ફરીયાદ જણાવી, સેહલ ઈલાજોથી તેઓને સાજા કીધા હતા. આવા દાખલા વેલાતમાં સાધારણ જણાયલા છે.

સ્પર્મેટોરિયા કાંઈ એકજ કારણોથી લાગુ પડે એવું દરદ નથી. અનેક કારણો માહેલું એક કારણ HARD STUDY, યાને અભ્યાસ પાછલ ચાલુ સખત મેહનત કરવી, એ એક આગેવાન કારણ ગણાયે છે.

**દસ્તકરાજીની ઇલ્લત:**—કમસમજ જવાંન પુરૂશોની આ ઈલ્લતથી થતી ખરાબી વિશે આગલ લંબાણથી લખ્યું છે, અને બંને જાતીમાં એ ઈલ્લતથી થતી ખરાબીનું લંબાણ વિસતીર્ણ વર્ણન સ્ત્રી-ભવસાગર-વાલા મારાં પુસ્તકમાં મેં દર્શાવ્યું છે, એટલે તે વિશે અતરે વધુ લખવું અપ્રસંગોપાત છે.

**હવસ પરસ્તી:**—પરણી તેમજ કુંવારી જીંદગીમાં પોતાના હવસને હદથી બાહાર સંતોખવાથી, સર્વથી પેહલ્લું પરીણામ આ બિમારીમાં આવે છે. પરણી તેમજ કુંવારી જીંદગીમાં હદ બાહારના વિલાસથી મગજ શક્તિ ઉપર જે અસારધારણ પ્રમાણમાં નબળાઇ લાગુ પડે છે, તેથી અનેક દુખાકારી જોર કરી રેહછે.

**ધાતુ સ્રાવ:**—જેને માટે આગલાં એકાદ પત્રમાં લંબાણથી લખાયું છે, તે ફરીયાદનો તાકિદે ઇલાજ કરવાને બદલે ગાફેલ બની ચલાવી લીધાથી, આ સેવટ આવે છે. ગ્નાંન તંતુને લાગુ પડતી અમુક પ્રકારની પિચકારીઓ, પણ એ ફરીયાદને જન્મ આપે છે.

એ ઉપરાંત સૅમિનલ-વૅસિકલ્સને લાગુ પડતી પિડાકારી, ઇજેક્યૂલેટરી-ડકટ્સની બગડેલી હાલત, વિગેરે, કારણથી પણ સ્પર્મેટોરિયા લાગુ પડે છે.

**કરમ:**—WORMS. સફરામાં અમુક જાતના કરમની ઉત્પતિ થયાથી પણ આ પિડાકારી જન્મ પાંમે છે. આ કરમ માટે તબિબો એવું મત ઉચારે છે, કે સફરાની અંદર થતી કરમની હિલચાલથી જનંન અવયવોની 'નર્વ્સ' ઉસ્કેરાયે છે, અને તેથી ગુપ્ત શરીર મુસ્તકીમ બને છે, અને તેના પરિણામમાં ધાતુ સ્રાવ થવા પાંમે છે.

**પિસાબના ફુક્કાની ગરદન:**—NECK OF THE BLADDER. ફુક્કાની ગરદનવાલા ભાગમાં જો સેહજ સુજન આવેલી હોય છે, અને લાગેલી પિસાબને દરદી જો આખી રાત ખાંચી રાખે છે, તો તેથી 'બ્લેડર' જ્યારે ભરાઇ જાયે છે, ત્યારે દરદીનું ગુપ્ત શરીર મુસ્તકીમ બનવા પામે છે. એવે સમે જો દરદી તુરતજ ઉઠી પિસાબ કરતો નથી, અને જો તે ઉંઘમાં પડી રહે છે, તો તેને ઉંઘમાં ધાતુ સ્રાવ થાય છે. પણ જો તે જાગી ઉઠી પિસાબ કરે છે, તો ધાતુ સ્રાવ થતો બચી જાયે છે. રાતના ખાધા પછી સુતી વખતે મોટા જથ્થામાં પાંણી પીધાથી, પિસાબ મોટા જથ્થામાં ઉત્પંન થાયે છે, અને તે 'બ્લૅડર' અંદર જમાવ થાય છે, તેથી અમુક નર્વ્સ ઉપર દબાંણ થવાને લીધે, આ પરીણામ નિપજે છે.

**કબજીઆતનો મરજ:**—CONSTIPATION. એ મરજવાલાઓને પણ એજ રીતે ધાતુ સ્રાવ થાય છે, એ ધ્યાંનમાં રાખવું; કેમકે શરીર માહેલો મળ, કબજીઆતના મરજવાલા દરદીના સફરામાં જમાવ થઇ રહે છે, અને જ્યારે તે સેહલથી બાહાર નિકલી શકતો નથી, ત્યારે સફરાનો ફુગાયેલો ભાગ મોટો થઇ સફરામાંથી જનંન અવયવ ઉપર દબાણ કરે છે. અને તે દબાંણને લીધે પુરૂશને ધાતુ સ્રાવ થાય છે.

અગર જો ધાતુ સ્રાવ કબજીયાત હોવાને લીધે, હાજત પ્રસંગે કાંસ્યાથી થતો હોય, યા તો સૂફરામાં કરમની હાજરીથી ધાતુ સ્રાવ થતો હોય, તો તેને લગતા ઇલાજો કરવાની તાકિદે શરૂઆત કરવી.

આ અને એ સિવાય અનેક કારણોને લીધે, આ બિમારી લાગુ પડે છે. દરદીના શરીરમાંથી રાત દિવસ એવી રીતે વિર્યશક્તિ ઘટી જતી હોવાને લીધે, અંતે પુરૂશ નપુંશકપણાનો ભોગ થઈ પડે છે. રાતના કરતા દિવસે થતો ધાતુ સ્રાવ ઘણોજ નુકસાંનકરતા થઇ પડે છે, અને તેથી થતી મગજની ખરાબી પણ તેટલીજ જોખમભરી હોય છે.

## સ્પર્મેટોરિયાને પિછાનવાની રીત.

સ્પર્મેટોરિયાની બિમારીની નિશાંણીઓ દરદીની ખાસિયત, ખવાસ, અને તેની પ્રકૃતી પ્રમાણે પ્રગટે છે. કેટલાક દરદીઓમાં થોડી કે ઘણી નબળાઈ માલમ પડે છે, અને મનની શક્તિઓ ધીમે ધીમે નબળી પડતી જાયે છે, જેથી દરદીની ચપળાઈ અને ચળવળ રફતે રફતે સુસ્ત યાને મંદ પડે છે. રફતે રફતે તે પોતાનું ભાંન ભુલતો જાય છે, અને રફતે રફતે તે એક મુઢ જેવો બની રહે છે. દીન પર દીન તેની એ હાલત વધારે અને વધારે બિગડતી જાયે છે, અને સેહજમાં તે અતી ઘણો ચિરડાઈ ઉઠે એવા ખવાસનો બને છે. તે એટલો તો ભાન ભુલો બને છે, કે પોતાની છિન્ન ભિન્ન થયેલી હાલતનું તેને સેહજબી ધ્યાંન રેહતું નથી.

જ્યારે કેટલાક દરદીઓ એટલા બધા ભાન ભુલા બની જાયછે, ત્યારે બીજા કેટલાકો પોતાની હાલત સમજી શકે, એવા હોય છે. પણ તેમની યાદદાસ્ત શક્તિ ધીમે ધીમે ગુમ થતી જાયે છે. વિચાર શક્તિ હિન બનતી જાયે છે. કેટલાકો તો પોતાની મગજ શક્તિ એકાએક અને અચબુચ ગુમાવી દીયે છે, અને તેઓ દિવાના યા તો 'ઇડિયટ' બની જાયે છે. જ્યારે એક હાથ ઉપર.

કેટલાક દરદીઓની હાલત ઉપર વર્ણવ્યા જેવી થઈ પડે છે, ત્યારે કેટલાક દરદીઓ, તેમની મજબુત પ્રકૃતીને લીધે, એ દરદની બુરી અસર સાંમે ટકી રહે એવા હોય છે. કેટલાકો અરધા ડાહ્યા, અને અરધા ગાંડા જેવી કંગાલ હાલતમાં રીબતા જીવે છે.

અને અંતે તેઓ 'હાઇપોકૉન્ડ્રીયેસિસ'ના ભોગ થઇ પડે છે. તેમનું ચિત ચકભમ બની જાયે છે. અનેક જાતની કલ્પીત ખુવારી અને ખરાબી અંદર હવે જે વખત જાયે છે, તેમા તેઓ સપડાઇને ફસી પડશે, એવી ખોટી અને વાહિયાત કલ્પના તેઓના મનમાં પ્રગટી નિકલે છે. જરા જરામાં તેઓને કલ્પીત ધાસ્તી પડયા કરે છે, અને એવુંજ તેઓને લાગે છે, કે જે વખત જાયે છે, તેમાં તેઓ મોતને આધીન થઈ પડશે, યા તો તેમનું ખુન કરવાની કાંઇક તજવિજ થઈ છે, એવો ખોટો ધકારો તેમના મગજમાં ઠસી ગયેલો હોવાથી, તેઓ વિચારોના વમળમાં પડી રેહછે.

આ દેહશતનાક ચિતારનું છેવટ એટલેથીજ અટકતું નથી. એવા દરદીઓની મોજ શોખની લાગણીઓ બિલકુલ નાશ પાંમે છે. સર્વ તેમને મન નાશ વિનાશ નજરે પડે છે. મગજમાં ઘુંમરી આવે છે. દમ રૂંધાઈ જતો લાગે છે. બદહજમિયતની પિડાકારી ચાલુ થાયે છે. રાતની ઉંઘ બિલકુલ જતી રેહ છે. જ્ઞાન તંતુની નબળી હાલતને લીધે, શરીરમાં જ્યાં ત્યાં દુખારો ચાલુ થાયે છે. 'હાર્ટ'માં ધબકારા (પાલ્પીટેશન) થવા માંડે છે. આંખે જરા જરામાં અંધારાં આવે છે, અને એવી અગણીત બીજી ફરિયાદો લાગુ પડતી જાયે છે.

એ સઘળી આ દરદની સાદી અને સીધી નિશાંણીઓની લાંબી ટીપ છે. અલબતાં દરેક દરદીમાં એ સઘળી નિશાંણીઓ પ્રગટી નિકલતી નથીજ. કોઇમાં એક તો કોઇમાં બીજી માલમ પડે છે. પરંતુ જે જે

નિશાણીઓ ઉપર દર્શાવી છે, તે ઉપરથી વાંચક સમજી શકશે, કે આ પિડાકારી કેવા ભયંકાર પ્રકારની હોય છે, અને તેથી તેના ઇલાજ કેવા અને કેટલા મુશ્કીલ હોવા જોઇયે. તોપણ અજાણ્યાંઓની માહિતી માટે અતરે જણાવવું જરૂરનું છે, કે ઉપર દર્શાવેલાં સર્વ ચિન્હો દરદીમાં પ્રગટી નિકલ્યા છતાં, જો તેની સારવાર કોઇ કાબેલ અને અનુભવી તબિબ પાસ કરાવવામાં આવે, તો મોટે ભાગે એ દરદ સાજું થવાની વકી રેહ છે.

આ સવલા ઉપરથી એટલું તો વગર આનાકાનીએ આપણ કહી શકીશું, કે આ પિડાકારીના કારણોનું વર્ણન જાણ્યા પછી, કોઇબી દરદી પોતાને લાગુ પડેલી એવી પિડાકારીના ઇલાજ, કોઇબી ઉંટવૈદ પાસ કરાવવાની, યા તો કોઈ 'પેટંન્ટ' યા બજારૂ દવાઇથી ઇલાજ કરવાની કાળજી કરશે નહિ.

દરદીએ આ બિમારીના કારણો જાણ્યા પછી, મોટે ભાગે પોતાની બિમારીને કેવી રીતે સાજી કરવી, અને કેવી રીતે બિમારીને આગલ વધતી અટકાવવી, તે, તે સમજી શકશે એવી ગણત્રી થઈ શકે છે. પુરૂશને લાગુ પડતી આ પિડાકારીથી, તેના શરીર માહેલી ત્રણ નિચલી રચનાઓ, એક યા બીજાં કારણે જોખમાઇને બિગડવા માંડે છે, એમ દરદની નિશાંણીઓ ધ્યાંનથી તપાસતાં માલમ પડે છે.

૧, દરદીના ભેજાં ઉપર થતી અસરને લીધે પ્રગટી નિકલતી નિશાણીઓ.

૨, પાચન શક્તિની ઉપર થતી અસર; અને—

૩, જંનન શરીરને લગતાં અવયવોની બિગડી ગયેલી હાલત.

### એક બીજી બિના માટે ખુલાસો.

એક બીજી બિના માટે વાંચકોને ખુલાસો કરવો જરૂરનો છે. સ્પર્મે-ટોરીયાની બિમારીમાં દરદીની આવી બુરી હાલત શા કારણે થાયે છે, તે

જાણવું જરૂરનું છે. આપણે આગલ જોઇ ગયા છીયે, કે સ્પર્મેટોરીયાની બિમારીમાં ધાતનું વેહવું ચાલુ થાયે છે, અને સુક્ષ્મદર્શક યંત્રમાં દરદીની ધાતને તપાસતાં જો જીવન-જંતુ, યાને સ્પર્મેટોઝુઆ માલમ પડે છે, તોજ બિમારીનું ખરૂં સ્વરૂપ જાહેર થાયે છે. ઘણાકોનું એવું કેહવું છે, કે દરદીની આવી નાશકારક હાલત, તેની ધાત સાથ વહી જતાં જીવન-જંતુને લીધે હોય છે. ધ્યાંન રાખવું, કે એ ખ્યાલ ભુલભરેલો માલમ પડયો છે. દરદીની જે ખુવારીભરી હાલત થાય છે, તે વહી જતાં જીવન-જંતુને લીધે નહી, પણ મુખ્ય કરીને શરીરમાંથી ચાલુ વહી જતી ધાતનું એ પરીણામ હોય છે. જીવન-જંતુ, પ્રજા ઉત્પતી માટે કુદરતે બક્ષેલી માત્ર એક ભેદી બક્ષેસ છે. પણ ધાતુની ઉત્પતી, શરીર શક્તિના અનમુળ ભાગોમાંથી થતી હોવાને લીધે, જ્યારે તે ચાલુ વ્યર્થ જતી રેહ છે, ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે શરીરની જુદી જુદી રચનાઓ ઉપર એવી ખરાબ અસર થવા માંડે છે.

## સ્પર્મેટોઝુઆની બિમારીના ઇલાજ અને તેની સારવાર.

આ બિમારીના ઇલાજ કરવામાં સર્વથી પેહલી મદદ આપણને ઇંગ્રેજી રસાયણ શાસ્ત્ર (કૅમિસ્ત્રી) કરે છે. આ પિડાકારીની ખાસિયત નક્કી કરવા માટે, દરદીની પિસાબની સંપુર્ણ તપાસ રસાયણ શાસ્ત્ર મારફતે કરવી ખાસ ફરજીઆત થઈ પડે છે.

## સ્પર્મેટોરિયાના દરદીની પિસાબની જુદી જુદી હાલત જાણવાની રીત.

દરદી પોતાની હકિકતનો હેવાલ રજુ કરી તબિબને ઇલાજ કરવાની અરજ કરે છે, અને તબિબ પોતે પોતાની તહેકિક માટે, દરદીને તેની પિસાબ, વળતે દિવસે તપાસ કરવા માટે મોકલવાની તાકિદ કરે છે. આવા દરદીની પિસાબને તબિબો રસાયણીક ક્રીયાથી તપાસી, તેઓ રોગનાં સાચાં સેવટ ઉપર આવે છે.

પરંતુ જાણવું જરૂરનું છે, કે પિસાબની તપાસ રસાયણીક પ્રયોગથી તપાસવાનો જેઓને અનુભવ ન હોય, તેઓ કદીબી સાચાં સેવટ ઉપર આવી શકતા નથી, જો કે એવા રસાયણીક પ્રયોગ કરવા એ કાંઈ મુશ્કીલ કે અઘરૂં કામ નથી, પણ ફક્ત અનુભવનુંજ કાંમ હોય છે. એટલાં માટે એ કાંમ કોઈ પ્રવિણ અને કુશળ તબિબને માટેજ અલાહેદુ રાખવું, સલામતી ભરેલું ગણાશે. છતાં દરદીની, તેમજ સારવાર કરનારની જાણ માટે, તેનો કાંઇક ઝાંખો ખિયાલ આપવો ઠીક થઇ પડશે, એમ હું ધારૂં છું.

**પિસાબની તપાસ પેહલી:**—એવા દરદીની પિસાબને જો એક કાચના ટમ્બ્લરમાં, યા તો 'ટૅસ્ટ-ત્યૂબ'માં ઠરી જવા દીધી હોય, તો તળિએ કાંઇક જાતનો ઠરો, (DEPOSIT) ઠરી ગયેલો માલમ પડશે. એવા દરદીની સહવારના પોહોરમાં થયેલી પિસાબ, રંગે દુધાળી, યા સેહજ રગડા જેવી હોય છે. ધ્યાંન રાખવું, કે એવા દરદીની રગડાવાલી પિસાબ જોઇ, તેમાં ધાત છે, એવું અનુમાન એકદમ કરવું નહિ, કેમકે મોટે ભાગે એવા રગડામાં ઘણું કરી 'ફૉસ્ફૅત્સ' નામનો ખાર હોય છે. પિસાબમાં જો 'ફૉસ્ફૅત્સ' હોય, તો તેનો ઇલાજ તુરતજ કોઈ કુશળ તબિબ પાસ કરાવવો ઘટે છે. પણ મજકુર રગડામાં 'ફૉસ્ફૅત્સ' છે કે નહિ, તે મુકરર કરવા માટે દરદીની પિસાબમાં થોડાંક ટિપા ધીમે ધીમે 'નાઇટ્રિક એસીડ'ના નાખી, તેનું પરીણામ બારીકીથી તપાસતા રેહવું. અગર જો પિસાબ માહેલા રગડામાં 'ફૉસ્ફૅત્સ' હશે, તો તે રગડો તેજ વખતે મજકુર એસીડની અસરથી નિકલી જશે, અને દરદીની પિસાબ સાફ નિર્મળ દેખાશે. આ ફૅાસ્ફૅત્સની ફરીયાદનો ઇલાજ કોઈ તબિબ પાસ કરાવવો.

**પિસાબની તપાસ બીજી:**—કેટલીક વાર દરદીની પિસાબમાં ઝીણાં ઝીણાં કણ, યાને પડની કરચો ( FLOCCULI ) તરતી દેખાય છે.

દરદી તે જોતાં એવું સમજે છે, કે તેની પિસાબમાં ધાત જાય છે, તેનો એ દેખાવ છે. પણ પિસાબની આવી હાલત, દરદીની પિસાબની નળીમાંથી નિકલતાં પડને લીધે હોય છે; અને એ પડ જડ ઘાલી બેઠેલા પુરાણા પ્રમેહની નિશાંણી દેખાડનારી હોય છે. જો એમ હોય, તો જાણવું કે દરદી સ્પર્મેટોરિયાની બિમારીથી હેરાંન થતો નથી.

**પિસાબની તપાસ ત્રીજી:**—વળી કોઈક વાર એવા દરદીની પિસાબમાં ઠરી ગયેલો ઠરો જોઇ, દરદી તેને ધાત સમજે છે. પણ ખરી બીના તો એ હોય છે, કે પિસાબના ફુક્કાની બગડેલી હાલતને લીધે, તેમાંથી નિકલતો ('મ્યુકસ') પ્રવાહી, પિસાબ સાથ ભેલાયેલો હોય છે, જે બિનઅનુભવી નજરને ધાત સમાન દેખાયે છે. પણ એકાદ એ કામનો અનુભવી તબિબ તે તુરતજ સમજી શકે છે.

**પિસાબની તપાસ ચોઠી:**—એ રીતે દરદીની પિસાબની અંદર જુદી જુદી જાતના ખાર, જુદી જુદી ફરીયાદને લીધે નિકલે છે, જે સર્વ માટે અત્રે લબાંણ લખાંણ કરવા જેટલી જગ્યા નથી. સર્વથી છેલ્લે, એવા દરદીની પિસાબની તપાસ સુક્ષમ દર્શક યંત્ર મારફતે કરતાં, તેમાં 'સ્પર્મેટોઝુઆ' મુવેલા યા જીવતા દેખાયે છે. પણ મોટે ભાગે તે મુવેલાજ હોય છે, કેમકે પિસાબમાં સમાયલા ખારને લીધે, એ જીવન–જંતુ તેમાં જીવી શકતા નથી. પણ ધ્યાંન રાખવું, કે પિસાબમાં જીવન–જંતુ માલમ પડયા, એટલે દરદી સ્પર્મેટોરિયાથી હેરાંન થાય છે, એમ સમજવાની ભુલ કરવી નહિ; કેમકે પાછલાં પત્રમાં જણાવેલી 'રિટ્રો-પોલ્યુશન્સ'ને નામે જણાયેલી બિમારીમાં પણ ધાતુમાં એવાં જંતુની હાજરી માલમ પડે છે. વળી એ ઉપરાંત બીજા અમુક સંજોગ વચ્ચે પણ દરદીની પિસાબમાં 'સ્પર્મેટોઝુઆ' મલી આવે છે, એ ધ્યાંનમાં રાખવું. માટે એવા સંજોગ વચ્ચે દરદીના દરદના ચિન્હોનું બારીક અવલોકન કીધા પછી, નક્કી સેવટ ઉપર આવી શકાયે છે, અને તે કાંમ કોઇનું નહિ, પણ એક અને અનુભમી કુશળ તબિબનુંજ હોય છે.

પિસાબની એવી અને એના જેવીજ બીજી પરીક્ષા કરવાનું કામ એક 'સ્પેશિયાલિસ્ટ'નું હોય છે, અને તેથી એવી પરીક્ષા તેવાઓનીજ પાસે કરાવી, દરદના સાચાં સેવટ ઉપર આવવાની દરદીને ભલામણ કરવામાં આવે છે. દરદીની સારવાર અને ઈલાજ કરનારે સર્વથી પેહલાં પિસાબની પરીક્ષા કરી નક્કી સેવટ ઉપર આવ્યા પછીજ, પોતાના ઇલાજ શરૂ કરવા ઘટે છે.

વળી આ બીના ખાસ ધ્યાંનમાં રાખવી, કે દરદીની પિસાબમાં મજકુર જંતુ જો નહિ માલમ પડે, તો તેથી એકદમ ઝટપટ એવા સેવટ ઉપર આવવાની સારવાર કરનારે ઉતાવલ નહિ કરવી, કે તે 'સ્પર્મેટોરિયા'ની બિમારીથી હેરાંન થતો નથી. આ જાતની પિડાકારીનો ફતેહમંદ ઇલાજ કરવા માટે, સર્વથી પેહલાં જે નક્કી કરવું ઘટે છે, તે એ, કે દરદીના શરીરનો કયો ભાગ જોખમાયાથી 'સ્પર્મેટોરીઆ'ની બિમારી લાગુ પડી છે. એક વાર એ મુદ્દો નક્કી થયા પછીજ, દરદની સારવાર અને ઇલાજ શરૂ કરવા, અને જો એ મુળ મુદ્દો બરોબર અટકલાયો હશે, તો તે મુદ્દાના ઈલાજ ઘણીજ ઝડપથી દરદી ઉપર અસરકારક નિવડશે.

અગર જો જનંન અવયવો જોખમાયાં હોય, તે તેના ઇલાજ શરૂ કરવા. દાખલા તરીકે દરદીના "પ્રૉસ્ટેટ" ફુલી ગયા હોય; યા તો 'સેમિનલ–ડક્ટ્સ' ફુલીને મોટાં હોય; યા તો "સેમિનલ–વેસિકલ્સ" જોખમાઇ ગયાં હોય, તો તેમને સાજા કરવા માટે તેના ઇલાજો શરૂ કરવા. આ સઘલાં દરદોની સારવાર અને ઈલાજો, તેને માટે લખાયલાં પત્રોમાં હવે પછી વિગતવાર દર્શાવવામાં આવશે, જે ઉપર વાંચકોનું ધ્યાંન ખેંચવું વાજબી થઈ પડે છે.

અગર જો કુટેવ, યાને 'સિક્રેટ-વાઇસ'ને લીધે એ પિડાકારી લાગુ પડી હોય, તો સારવાર કરનારે પ્રથમ દરદી પાસે તે વિશે સાચો

એકરાર કરાવવો; અને હજીબી જો તેની તે ટેવ ચાલુ હોય, તો તે મુકી દેવાની તેને ફરજ પાડવી, અને તેનાથી આવતાં ભયંકાર સેવટનો તેને પુરેપુરો ખિયાલ આપવો, અને પછી પડેલી કુટેવને લીધે જોખમાયલાં જનંન અવયવની જગ્યા નક્કી કરી, તેના ઈલાજ કુટેવના ઇલાજવાલાં પત્રમાં જણાવ્યા પ્રમાણે ચાલુ કરવા. એ કુટેવના ઇલાજો માટે તેમજ તેની સારવાર, અને તેની નિશાંણીઓ માટે હવે પછીના પુસ્તક માટે લંબાંણુ લખાંણુ તૈયાર કીધું છે.

પણુ જો દરદ કાતીલ પ્રકારનું હોય, અને જોખમાયલા ગુપ્ત ભાગોની હાલત ગંભીર પ્રકારની બની હોય, તો તેની સારવાર કોઈ 'સ્પેશ્યાલિસ્ટ' પાસેજ કરાવવી, કેમકે તેમાં શસ્ત્ર પ્રયોગથી ધણીક વાર ઈલાજ કરવાની જરૂર પડે છે, અને તેવાં કાંમ માટે કુશળ અને અનુભવી સરજ્યનનીજ જરૂર પડે છે.

લા૦ દુવાગીર.

*D. H. P.*



# પત્ર ૩૦ મું.

## 'હર્નિયા' યાને 'રપ્ચર.'

### અંતરગળ.

### નામરદી યાને કમજોરીનું એક કારણ.

(થોડાંક ચિત્રો સાથ.)



**HERNIA OR RUPTURE**



સુજ્ઞ મિત્ર—

પુરૂશને નામરદી લાગુ પડવાના સંખ્યાબંધ કારણો આપણ પચીસમાં પત્રમાં જોઇ ગયા છિયે. હજી આપણે પુરૂશની નામરદીનો સબક પુરો કીધો નથી, કેમકે જે જે કારણોથી પુરૂશને નામરદી લાગુ પડે છે, યા પુરૂશ કમજોર યાને તાકત હિન બને છે, તે સઘલાં કારણો માહેલાં થોડાં ઘણાં અગત્યના કારણો વિશે માહિતી મેળવવી અવશ્ય જરૂરની છે. એવાં અનેક કારણો માહેલું એક કારણ, આ પત્રને મથાળે લખેલી પિડાકારી છે, જે 'હર્નિયા'ને નામે ઓલખાયે છે.

'હર્નિયા' એ તબિબી ભાશાનો શબ્દ છે. એને સાદી રીતે 'રપ્ચર' કેહવામાં આવે છે. આપણ ગુજરાતીમાં એ પિડાકારીને 'અંતરગળ' કહિયે છીયે.

પ્રથમમાં આ બિમારી કેવી રીતે બનવા પામે છે, તેની કાંઇક ખુલાસા વાર સમજ ટુંકમાં આપેલી વ્યર્થ જનાર નથી.

પ્રમેહના જખમથી ગંથાઈને તંગ થયલી પિસાબની નળી.

હરનિયા યાને અંતરગળ.



પીડુમાંથી આંતરડું ગોળીમાં કેવી રીતે ઉતરી પડે છે.

જુવો પાનુ ૨૯૯ મું.

ઘણાક અજ્ઞાંન–નાંહનાં, મોટાં, તેમજ વૃધ ઉંમરવાલાં–આ બિમારીના ભોગ થઈ પડયા છતાં, તેઓ સમજી કે પિછાણી શકતાં નથી, કે તેઓને 'હર્નિયા' લાગુ પડયો છે, અને જે વેદના તેઓ વેઠે છે, તે કોઇબી વખતે જીવલેણ પિડાકારી થઈ પડશે. જ્યારે તેઓ કોઇ તબિબની સલાહ લીયે છે, ત્યારે તેઓ જાંણે છે, કે તેઓને લાગુ પડેલી પિડાકારી 'હર્નિયા' કેવા પ્રકારની છે.

## હર્નિયા એટલે શું ?

'હર્નિયા' યાને અંતરગળ, એટલે પુરૂશના પિંડુના હેઠાંણમાં બંને કાતરાવાલી જગ્યાના ભિત્તરમાં આવેલી નળીની અંદર, પેટ માહેલાં આતરડાંનુ, ઉતરી પડવું; યા તે નળીની અંદર આંતરડાંના થોડાક ભાગનુ ચિપટાઈ યા જકડાઈ જવું. ધ્યાંન રાખવું, કે હું સાદી સમજના વાંચકોને સેહલથી સમજ પડે, એવી મતલબથી એ પિડાકારીની વ્યાખ્યા એવી રીતે આપું છું. અંતરગળની આ વ્યાખ્યા સાદી અને સેહલ છે. એ પિડાકારીનો જો વખત સર ઇલાજ થતો નથી, તો દરદીનો તેથી પ્રાણઘાત થાયે છે.

## પેટમાંથી ગોળીમાં આંતરડું કેવી રીતે ઉતરી પડે છે. (ચિત્ર સાથે.)

પુરૂશનું આતરડું જે નળી અંદર ઉતરી પડે છે, તે નળી 'ઇન્ગ્વાંઇનલ–કૅનાલ' ( INGUINAL·CANAL ) ને નામે ઓલખાય છે. આ નળી માટે આપણ અત્યાર આગમજ વાંચી ગયા છીયે. (જુવો પત્ર ૨૦ મું પાનુ ૧૯૯ મું). સવાલ કોઇબી સેહલથી કરી શકે કે, [૧] આ નળીની અંદર, પેટ માંહેલું આંતરડું કેવી રીતે ઉતરી પડયું ? [૨] કેમ ઉતરી પડયું ? [૩] શા કારણથી ઉતરી પડયું ? [૪] અને તે પિડાકારી પ્રાણઘાત કેમ થઈ પડી ? આ સઘલી બિનાનો ખુલાસો થવો અવશ્ય જરૂરનો છે, અને એટલુજ નહિ, પણ એક બીજો અગત્યનો સવાલ જે રેહી ગયો, તે એ છે, કે [૫] આ પિડાકારી લાગુ પડયાથી પુરૂશ નામર્દ યા કમજોર કેવી રીતે બની જાયે છે ?

## હર્નિયા લાગુ પડવાના કારણો.

આ વાત જાણવી જરૂરની છે, કે 'હર્નિયા' એ મોટે ભાગે કાંઇક અકસ્માતનુ એક પરીણામ છે. નિચલાં કારણો માહેલાં કોઇબી એક કારણે, આ દરદ પુરૂશને લાગુ પડવાનો નક્કી સંભવ રહે છે.

[૧] કોઇબી ભારી યા વજનદાર વસ્તુ ઘણુંજ જોર કરી ઉચકવાથી; [૨] ભિત્તરના 'મસ્લ્સ' નબળા અને નિર્બળ થઈ ગયેલા હોવાથી; [૩] લાબી પિડાકારીને લીધે શારિરીક નાતવાંની લાગુ પડવાથી; [૪] સખત પ્રકારની પિડાકારક ખાંસીથી; [૫] કબજીઆતની બિમારીને લીધે, હાજત પ્રસંગે જોરથી કાંસવાથી; [૬] મોટી ઉંન્ચાઇ ઉપરથી કુદકો મારવાથી; [૭] ઘણું જોરમાં ખેંચ-તાંણ કીધાથી; [૮] જોરથી ઠોકર લાગવાથી; યાને પગઠીયું ચુકવાથી લાગેલા આંચકા યા ઝોંકથી; [૯] આળસુ અને અભ્યાસી પુરૂશો, જેઓ શારિરીક કસરતથી બિલ્કુલ બેનસીબ રેહ છે, તેઓના 'મસ્લ્સ' નબળા હોવાને લીધે, તેઓ અકસ્માત સામે નિભી કે ટકી શકતા નથી, અને તે સબબે તેમના 'મસ્લ્સ' વલ્લા અને નબળા થઇ જવાથી, પરીણામમાં આતરડું એ બે માહેલી એક, યા કોઇ વાર બંને નળીઓમાં ઉતરી પડે છે.

## બચ્ચાંઓ (બાળ–પુરૂશ)ને 'હર્નિયા' કેમ થાયે છે?

જેમ હર્નિયા જવાંન, મધ્યમ ઉમરના, તેમજ ઘરડા પુરૂશોને થાયે છે, તેમજ તે નાંહના બાળકોને પણ લાગુ પડે છે, એ ધ્યાંન રાખવું. બાળકોને પેટમાં 'ચુકો' યા આંકડી (COLIC) થયાથી; યા સખત પ્રકારની ખાંસી, યા 'ગુંચની ખાંસી' લાગુ પડયાથી, એ પિડાકારી થઇ આવે છે. પણ બચ્ચાંના બાબમાં એ બિમારી, સાદા અને સેહલ ઘરગતુ ઇલાજો તત્કાલ લીધાથી, તુરત સાજી થઇ શકે છે.

હર્નિયાની બાબદ અતી બિકટ છે. અને આ નાહના પુસ્તકમાં તે સંબાંણથી લખી શકાય તેમ નથી. તોપણ થોડાંક ચિત્રોની મદદ વડે,

જો હું સમજાવવા કોશિશ કરૂં, તો એવો ભરૂસો છે, કે સાદી સમજનો કોઇબી વાંચક, આ અતી ગંમ્ભીર પ્રકારની બિમારી કેવી રીતે લાગુ પડે છે, તે સમજી શકશે.

## સ્ત્રીઓમાં 'હર્નિંયા'ની બિમારી.

જે રીતે અને જે કારણે હર્નિંયા પુરૂશો, અને બાળ–પુરૂશોમાં થાય છે, તેજ રીતે સ્ત્રીઓને પણ એ બિમારી લાગુ પડે છે. પરંતુ પુરૂશના પિંડુમાં જેમ 'ઇન્ગ્વાંનલ–કૅનાલ' હોય છે, તેવી શરીર રચના સ્ત્રીજાતમાં કુદરતે કરેલી ન હોવાથી, તે જગ્યા ઉપર સ્ત્રીને હર્નિયા' થતો નથી. સ્ત્રીઓને લાગુ પડતી આ પિડાકારી વિશે અતરે લખવું બિન જરૂરનું છે, માટે એટલોજ ઇશારો એ વિશે પુરતો છે.

## હર્નિંયાના ત્રણ તબક્કા.
### (ચિત્રો સાથે.)

હર્નિંયાનું દરદ ત્રણ તબક્કામાં વેંહચાઇ ગયેલું છે.

## રિડયુસિબલ હર્નિંયા, યાને ચહડાવી શકાય તેવો હર્નિંયા.

૧ :—હર્નિયાના પેહલ્લા તબક્કાને ઇંગ્રેજીમાં 'રિડયુસિબલ' હર્નિંયા કહે છે. આ 'રિડયુસિબલ–હર્નિંયા'માં દરદી, ઉતરી પડેલા આંતરડાંવાલા ભાગને, પોતાને ફાવે તેવી રીતે, પોતાને હાથે દાબી–ચાંપી, પાછો ઉંચે ચહડાવી શકે છે, અને ફરીથી તે આંતરડાંનાં ભાગને ઉતરી પડતો અટકાવવા માટે, જંતર (ટ્રસ)નો ઉપયોગ કરે છે. આ જાતનો હર્નિંયા, જો ચાલુ રહે છે, અને જો તેનો ઇલાજ કરવામાં આવતો નથી, તો તે રફ્તે રફ્તે વધારે નિચે ઉતરવા માંડે છે, અને સેવટે તે ગોળી સુધી ઉતરી પડે છે. એવી રીતે આંતરડું જ્યારે ગોળીમાં ઉતરી પડે છે, ત્યારે હર્નિંયાના તે તબક્કાને 'સ્કોટલ' હર્નિંયા કહે છે.

આ બંન્ને જાતના હર્નિંયામાં ઉતરી પડેલાં આંતરડાંનો ભાગ, દરદી પોતે યા તેની સારવાર કરનાર પાછો પિંડુમાં ચહડાવી શકે છે. આવી

જાતના હર્નિયાનો ઈલાજ, શરૂઆતમાંજ જો જંતર, યાને ઇંગ્રેજીમાં જેને 'ટ્રસ' (TRUSS) કહે છે, તેનો ઉપયોગ જો ચાલુ કીધો હોય, તો તે સાજા થઈ શકે છે.

## 'ઇરિડ્યુસિબલ હર્નિયા' યાને ચહડી નહિ શકે તેવો હર્નિયા.

૨ :—બીજો તબક્કો 'ઇરિડયુસિબલ–હર્નિયા' કેહવાય છે. આવી જાતના હર્નિયામાં ઉતરી પડેલાં આંતરડાંનો ભાગ દરદી પોતે, યા તેની સારવાર કરનાર તબિબ, પાછો ચહડાવી શકતો નથી. એવી જાતના હર્નિયાનો ઈલાજ ફકત 'ઑપરેશન' થીજ થઈ શકે છે.

## ચિપટાઈ, યાને જકડાઇ ગયેલો હર્નિયા. સ્ટ્રૅન્ગ્યુલેટેડ હર્નિયા.

૩ :—ત્રીજો તબક્કો 'સ્ટ્રૅન્ગ્યુલેટેડ હર્નિયા' નામે ઓલખાયે છે. આ જાતનો હર્નિયા જોકે બીજા તબક્કાવાલા હર્નિયાને મલતોજ છે, પણ તેમાં ઉતરી પડેલાં આંતરડાંનો ભાગ એટલો બધો તો ચિપટાઈ કે જકડાઈ ગયેલો હોય છે, કે તે કોઇબી રીતે ઉપર ચહડી કે ચહડાવી શકાતો નથી, અને પરીણામમાં આંતરડાંના તે ચિપટાઈ ગયેલા ભાગમાં સોજો આવવા માંડે છે, અને સોજો આવ્યા પછી, તે ભાગ મુરદાલ (GANGRENE) બને છે, અને તેથી દરદીને તેનું ઝેર ચહડવા માંડે છે. આંતરડાંનાં જકડાઇ ગયલા ભાગને 'ગૅન્ગ્રી'ન લાગુ પડયા પછી, દરદીને કરેલું 'ઑપરેશન' મોટે ભાગે નિસ્ફળ જાયે છે, અને એ પિડાકારીથી પ્રાણઘાત થાયે છે.

આ જાતના હર્નિયાનો ફતેહમંદ ઇલાજ તુરતજ 'ઑપરેશન' કરાવવાથી થઈ શકે છે. ધ્યાંન રાખવું, કે 'સ્ટ્રૅન્ગ્યલેટેડ–હર્નિયા'નું 'ઑપરેશન' ઘણુંજ વખતસર અને તુરતાતુરત થવું જોઇયે છે. કેમકે ચિપટાઈ

ગયેલાં આંતરડાંને સોજો લાગુ પડે, તે આગમચ સર્જનની મદદ મેલવવી અવસ્ય જરૂરની છે, અને ત્યારેજ દરદી જોખમમાંથી મોકલો રહી શકે છે.

## હર્નિયાની બિમારીના સિયામીસ ઈલાજ.

આ બિમારી માટેના ઇલાજ આ પ્રસંગે દર્શાવવા પ્રસંગોપાત નથી, કેમકે હર્નિયાની પિડાકારીની નિશાંણીઓ અને જુદી જુદી રીતે તેની થતી સારવાર માટે, આ પત્ર લખવા ધારયું નથી. પણ હર્નિયાની પિડાકારી પુરૂશની મરદીને કેવી રીતે કમજોર અને નાતવાંન કરે છે, તે દેખાડવાનાં મુખ્ય હેતુથીજ આ પત્ર અત્રે લખવા માંડયું છે. તોપણ ઇલાજ વિશે બોલતાં એટલું જણાવવું જરૂરનું ધારૂં છું, કે આપણા દેશમાં કેટલાંક અનુભવી સારવાર કરનારાઓ, ઉતરી પડેલા આંતરડાંનાં ભાગને, અમુક રીતે દાબી ચાંપી, અને દરદીને વેદના ન થાય એવી રીતે દરદવાલા ભાગની માલીસ કરી, પાછો ઉપર ચહડાવી શકે છે. પણ એવો પ્રયોગ કેવળ અકલને બાજુ મુકી, સુમારથીજ કાંમ કરવામાં આવે છે! એવા સારવાર કરનાર, આંતરડાંનાં જો ઉતરી પડેલો ભાગ ચહડાવી શકતા નથી, તો ઘણીક વાર ઉતરી પડેલાં આંતરડાંનાં ભાગ ઉપર થાયેલી માલીસ, અને દાબચાંપથી તે ભાગ ઉપર સોજો આવે છે, અને તેથી દરદી જ્યારે ધાસ્તીભરી હાલતમાં આવી પડે છે, અને સર્જનને તેવા દરદી ઉપર જ્યારે વાહાડકાપ કરવું પડે છે, અને પરીણામમાં જો દરદી મરણ પાંમે છે, તો 'ઑપરેશન'ને બદનાંમ કરવામાં આવે છે.

પણ સિયામ દેશમાં આવી જાતના હર્નિયાની બિમારી કદીબી શસ્ત્રોની મદદથી સાજી કરવામાં આવતી નથી, એવું આપણને જણાવવામાં આવે છે. કેમકે સિયામમાં 'ઇરિડયુસિબલ' તેમજ 'સ્ટ્રૅંગ્યુલેટેડ—હર્નિયા'ની સારવાર અને ઇલાજ કરનારાઓમાં ચોકસ વર્ગ એવો તો અનુભવી હોય છે, કે તેઓ દરદીના શરીર ઉપર એક સફેદ ચાદર

ઓઢાડી, પોતે વગર જુવે ઉતરી પડેલા આંતરડાંનાં ભાગ ઉપર ચંપી યાને માલીસ કરી સફાઇથી આંતરડાંને ઉપર ચહડાવી દીયે છે, અને દરદી તુરતજ ફરતો હરતો થાય છે.

હર્નિયાની બિમારીનો આ અતી ઘણો, ટુંકો અને ફકત ઉપર ટપકેનો હેવાલ માત્ર છે. પરંતુ સર્વે મરદોને આ બિમારીથી પુરેપુરૂ વાકેફ થવું ઘટે છે. જગ્યાની કોટાઇને લીધે આ બિમારી અતરે લંબાણથી દર્શાવી શકાતી નથી, પણ હવે પછી પ્રગટ કરવા ધારેલાં મારાં બીજાં પુસ્તક—'નર-સુખ-સાગર' મધે, આ અને એવીજ બીજી બાબદો ચિત્રયુક્ત દર્શાવવા માટે તૈયાર કરી છે.

## હર્નિયાથી પુરૂશ કેવી રીતે નામરદ, યા કમજોર બને છે?

હર્નિયાનુ દરદ જે ઇલાજોથી સાજુ થઇ શકે છે, તે ઇલાજો અને સારવાર વિશે અતરે કાંઇબી દર્શાવ્યુ નથી, પરંતુ બિકટ પ્રકારના હર્નિયા માટે, ઑપરેશન કરાવવાની જે જરૂરત પડે છે, તે ના પાડી શકાય એમ નથી. આ ઑપરેશન 'સ્ટ્રૅંગ્યુલેટૅડ-હર્નિયા' માટે, તેમજ 'ઇરિડયુસિબલ-હર્નિયા' માટે ફરજીયાત થઈ પડે છે. પણ 'રિડયુસિબલ સ્ક્રોટલ હર્નિયા' કે જેમા આતરડાંનો ગોળી સુધી ઉતરી પડેલો ભાગ ચહડાવવા માટે, અને તેને ઉતરી પડતો અટકાવવા માટે, જંતરને નામે જણાયલા પટાનો ઉપયોગ કરવો પડે છે, તે હાલને કાજ ઑપરેશનથી જેવો બચવા માંગતો હોય, તેઓને માટે સુચવી શકાય છે. ખરી વાત છે, કે એ જાતના હર્નિયાની શરૂઆતમાજ, જો

### જંતર યાને 'ટ્રસ'

નો ઉપયોગ ચાલુ કીધો હોય, અને જો દરદી રાત અને દિવસ તે પેહડી રાખે, તો લાંબી મુદતે આંતરડું ઉતરી પડતું અટકે છે, કેમકે ભિતરમાં પડેલી ફાટ, યાને વલ્લો થઇ ગયેલો અંદરનો ભાગ, ધીમે ધીમે પાછો મળી જાયે છે, અને ભવિશમાં આંતરડું ઉતરતું અટકે

છે. પણ તેમ જો થતું નથી, અને દરદી જો નફિકરો અને બેપરવા બને છે, અને આતરડું ઉતરી પડતાંજ તે પાછું પોતાને હાથે ઉપર ચહડાવી શકે છે, અને પોતાની સગવડ પ્રમાણે તે જંતર પેહડે છે, અને એવી હાલત જો લાંબો વખત ચાલુ રહે છે, તો તેથી તેની મરદી ઉપર ઘણી ખરાબ અસર થયા વિના રેહતી નથી.

અને તે દેખાઇતું છે. કેમકે જો જંતર બરોબર રીતે જોઇએ તે જગ્યા ઉપર પેહડાતું નથી, તો તેથી દરદીના 'સ્પર્મેટિક કોર્ડ' ઉપર જે અઘટિત રીતે ચાલુ દબાંણ થતું રહે છે, તેથી નુકસાંનકારક અસર થાય છે. એ 'સ્પર્મેટિક–કોર્ડ' માટે વીસમા પત્રમાં ખુલાસો કીધો છે.

પણ જંતર વાપરયા વગર હર્નિયાના દરદીનો છુટકો નથી; એટલે તેને જંતર પેહડયા વગર ચાલે એમ નથી. પણ એ જંતરથી જે અગવડો અને અડચણો સંસાર પ્રસંગે દરદીને વેઠવી પડે છે, તેથી પુરૂશની મરદી રફતે રફતે ઓછી થતી જાયે છે; અને ઘણીક વાર તો 'સ્પર્મેટિક કોર્ડ' એવી રીતે જંતરના દબાંણથી જોખમાય છે, કે તેથી ધાતનો પ્રવેસ થતો અટકે છે, અને પુરૂશ તેથી નિર્બળ અને વાંઝીયો બને છે. માટે હર્નિયાની બિમારી, સંસારી પુરૂશોને એક શ્રાપ સમાંન થઈ પડે છે, કેમકે જંતરના દબાંણથી જેમ તે કમજોર બને છે, તેમજ 'ઇન્ગ્વાંઇનલ કૅનાલની' અંદર આતરડાંનો ઉતરી પડેલો ભાગ, 'સ્પર્મેટિક–કોર્ડ' ઉપર દબાણ કરતો રહે છે; માટે એવા સંજોગ વચ્ચે એકજ સલામતી ભરેલો ઇલાજ જે સુચવાયે છે, તે એજ, કે કોઇબી પ્રકારના હર્નિયામા તુરતજ કોઈ કાબેલ સર્જયનની મદદ લેવી.

### હર્નિયાના ઑપરેશન માટે થયેલી નવી ફતેહમંદ શોધ.

સારાં નસિબે હવે આપણા દેશમાં, દરેક કોમમાં આજે કુશળમાં

કુશળ સર્જ્યનો મળી આવે છે. હર્નિયા માટે થતાં વાહાડ કાપ, અગાઉ દરદીને કલૅરોફૉર્મ આપી કરવામાં આવતાં હતાં, પણ હવે કલૅરોફૉર્મથી દરદીને બેહોશીમાં નાખી વાહાડ કાપ કરવાના દિવસ પુરા થયા છે. ઇંગ્રેજી શસ્ત્ર વિદ્યામા નવી નવી શોધો જાહેર થઈ છે, જેથી આપણા કેટલાક કુશળ પારસી અને હિન્દી F. R. C. S. તબિબો, કોકૈન, યુ-કોકૈન, નોવોકૈન, વિગેરેની મદદથી દરદીને જાગરૂતાવસ્થામાંજ રાખી, બિકટમા બિકટ ઑપરેશન ફતેહમંદી સાથ કરેલાંની આ અદના લેખકે નજર નોધ લીધી છે, અને તે મોટે ભાગે ફતેહમંદ નિવડેલાં જણાયાં છે. એ વિશે વધુ હવે પછી.

લા૦ દુવાગીર,

D. H. P.



# પત્ર ૩૧ મું.



## ગરમીના ગલીચ દરદો.

**GONORRHOEA**



### 'ગૉનોરિયા.'

### પ્રમેહ યાને પરમો.

**( ચિત્રો સાથ. )**



**પરમકૃપાળુ મિત્ર.**

હર્નિયા યાને રપ્ચર, જેને આપણ અંતરગળને નામે ઓલખિયે છિયે, તેથી પુરૂશની મરદી કેવી રીતે કમજોર બને છે, તે ગયા પત્રમાં આપ વાંચી ગયા છો. એ પત્રમાં એ બિમારીના ઘરગતુ ઇલાજો, દર્શાવ્યા નથી, તેમજ એવા બિમારોની સારવાર કરવાની રીત વિશે કાંઇબી લખાંણુ થયું નથી, કેમકે એ બિમારીને ફકત નામરદી સાથ કેવો અને કેટલો સંબંધ છે, તેજ અતરે દેખાડવાની મતલબથી આ પત્ર લખ્યો છે. એ દરદના કેટલાક સગવડભરેલા ઇલાજો, અને સારવાર માટે લંબાંણથી લખાણ કરવાની જરૂર છે, કેમકે એ વિશે ઘણીક અગત્યની બાબદો હર્નિયાથી હેરાંન થતા પુરૂશોએ જેટલી જાણવી જરૂરની છે, તેટલીજ દરેક પુરૂશે પોતાની આરોગ્યતાની સલાંમતી માટે પણ તે જાણવી જોઇએ છે.

આ પત્રમાં હવે હું એક નવી બાબદ હાથ ધરૂ છું. વિષયિ જીંદગી ગુજારનારા પરભોગી પુરૂશોને લાગુ પડતાં ગલીચ ચેપી દરદો માહેલાં ફકત એકજ દરદ માટે, આ પુસ્તક ખતમ કરવા આગમચ, કાંઇક ઉપરટપકેથી લખાણ કરવાની જરૂરીયાત જોઉ છું, અને બાકી રહેલા એજ વર્ગના બીજાં દરદો માટે, ચિત્રયુક્ત હકિકત 'નર–સુખ સાગર'વાલાં મારાં બીજાં પુસ્તકમાં લંબાણથી બીજી નવીન બામદો સાથ દર્શાવવા તૈયાર કરી છે. અલબતાં મારે કેહવું જોઇએ, કે આ અતી કાતીલ દરદો વિશે જેમ અને તેમ ખુલાસાવાર લખાણ થવું ઘટે છે; પણ આ પુસ્તકના સંકોચાઇગયેલાં કદ તરફ જોતાં, મને ટુંકુ કરવાની ફરજ પડે છે.

## 'ગૉનોરિયા.' પ્રમેહ યાને પરમો.

## તેની ઉત્પતીની ટુંકી તવારીખ.

## ગૉનોરિયાના જોખમો.

અજ્ઞાંન તેમજ સમજદાર પુરૂશો, આ પત્રને મથાલે લખેલાં દરદ વિશે કાંઇક ભુલભરેલા ખિયાલમા ગોટાં ખાતા જણાય છે. આ દરદ કેવા અને કેટલા ગંભીર પ્રકારનુ છે, અને એ દરદના કેવાં માથાં પરીણામ નિપજે છે, અને તેથી તેમની પરણેતરો તેમજ તેમના બાળકો ઉપર કેવી બુરી અસરો થાય છે, એ સઘલાંથી તેઓ કેવળ અજ્ઞાંન અને બેખબર માલમ પડે છે. પણ એક અનુભવી તબિબ સારી રીતે સમજે છે, કે પ્રમેહ યાને ગોનોરિયાનું દરદ, દરદીની તબિયત, તેના સંસાર સુખ, અને તેની જીંદગીની સાથે તેનાં ભવિશના ફરજંન્દોની દેહને કેટલુ બધુ નુકસાન કરતા હોય છે. એટલુજ નહિ, પણ એ દરદથી તે પોતે વાંઝીયો બને છે, યા તો તેને પેટે અવતરતાં બાળક આંધળાં અવતરે છે, યા તો એ ઝેરી દરદની અસર બાળક પોતાના લોહીમાં લેઇને અવતરે એ પણ બનવા જોગ થઈ પડે છે.

એક વખત આ દરદ પુરૂશને લાગુ પડયા પછી જો કે ચાંપતા ઇલાજો લીધાથી તે સાજુ થાયે છે, પણ દરદીએ કદીબી એવું માની લેવું નહિ, કે તેને લાગુ પડેલી એ બિમારી જડમુળથી સાજી થઈ ગઇ છે. જો કે દરદીની સારવાર કરનાર, યા ઇલાજ કરનાર તેને ખાત્રી આપે છે, કે તેની બિમારી બિલ્કુલ સાજી થઇ ગઇ છે, અને દરદી પોતાને બિલ્કુલ સાજો થઇ ગયેલો માને છે, પણ એ દરદનો ચેપ એવો તો જડ ઘાલીને પોશીદા બદનની અંદર છુપાઇ રેહલો હોય છે, કે સેહજબી તક મલતાં તે તુરતજ જોર કરી, પાછો પ્રગટી નિકલે છે.

## પુરૂશોમાં લાગુ પડતી પ્રમેહની બિમારી.

આ દરદ સ્ત્રી તેમજ પુરૂશને એક સરખી રીતે હેરાનગતીએ પોહોચાડે છે. આ પ્રસંગે સ્ત્રીઓ માટે ન બોલતાં ફકત પુરૂશો માટેજ કાંઇક જાણવા જોગ વિગતો રજુ કરીશું. 'ગૉનોરિયા' યાને પ્રમેહની બિમારી જ્યારેબી પુરૂશને લાગુ પડે છે, ત્યારે પરીણામમા સાધારણ રીતે પિસાબની નળી, યાને 'યુરીથ્રા' માહેલી જોખમાયેલી જગ્યા સંકોચાઇને તંગ બને છે. આ તંગ બનેલા ભાગને તબિબો 'સ્ટ્રિકચર' (stricture) કહે છે. આ 'સ્ટ્રિકચર' મોટી હેરાંનગતી આપે છે, અને તેમાથી પિસાબના ફુક્કા અને ગુરદાને ગંભીર પ્રકારનુ નુકસાંન પોહોચે છે. વળી એથી બીજું એક પરીણામ એ આવે છે, કે પુરૂશની ગોળી સુજી આવે છે, અને તેથી આડકતરી રીતે પુરૂશ વાંઝીયો બને છે.

## સ્ત્રીઓમા લાગુ પડતી પ્રમેહની બિમારી.

સ્ત્રીઓને આ દરદથી થતું નુંકસાન ઘણુંજ ભયંકાર હોય છે. પ્રમેહની બિમારી સ્ત્રીઓના જીવની મોટે ભાગે ખરાબી કરે છે, કમકે તેથી લગભગ તેમની સર્વ જનંન ઇન્દ્રીઓમા સોજાની બિમારી લાગુ પડે છે. પિસાબના ફુક્કામાં, તેમજ ગુરદામાં સોજો લાગુ પડે છે,

એટલુજ નહિ, પણ તે ઉપરાંત જનંન માર્ગ (vagina) ગર્ભસ્થાંન, (uterus) સંતાંન–બિજ–સ્થાંન, (overies) અને 'ફૅલોપિયન ટ્યુબ્સ' પણ ખરાબ થાયે છે."

પ્રમેહની બિમારીનુ મુળ કારણ તેમા સમાયેલા જંતુ હોય છે. આ રોગનો ચેપ લાગ્યા પછી જ્યારે એ જંતુઓની ઉત્પતિ કાબુમાં રેહતી નથી, અને તેમની સંખ્યા જ્યારે વધી જાયે છે, ત્યારે તેઓ શરીરમાં ફેલાઈ જાયે છે. આવી રીતે એ જંતુ દરદીના શરીરમાં ફેલાઈ ગયા પછી, અનેક નવી નવી પિડાકારીઓ જનમ પામે છે. એવી પિડાકારીઓ માહેલી એક, 'રૂમેટિઝમ'ની બિમારી હોય છે, જેને તબિબો

### ગૉનોરિયાની બિમારીથી લાગુ પડતું રૂમેટિઝમ

એવે ખાસ નામે ઓલખે છે. આવી જાતનુ 'રૂમેટિઝમ' બિજાં સઘળી પ્રકારના રૂમેટિઝમ કરતાં ઘણુંજ જાલમ પ્રકારનું હોય છે. તે હાર્ટને પણ નુકસાંન કરે છે, અને બાજે વખત તેથી હાર્ટની એકાદ જાલંમ બિમારી લાગુ પડે છે. એટલુંજ નહિ પણ એથી ઘણીક વાર શરીરના સાંધા, અને સંધીબંધન (Joints and Tendons) વિગેરેને તેથી સોજાની બિમારી લાગુ પડે છે. આ રૂમેટિઝમ ઉપરાંત, ગૉનોરીયા જ્યારે પુરૂશની ગોળી ઉપર અસર કરે છે, ત્યારે એક યા તો બંને ગોળીઓ ઉપર સોજો આવે છે, અને તે સોજો ઘણોજ ત્રાસદાયક થઈ પડે છે, અને પુરૂશ તેથી વાંઝીયો બને છે.

બિન અનુભવી નજરથી જોનારને આ ગૉનોરીયાનું દરદ, તેની શરૂઆતમાં ઘણુંજ નજીવું લાગે છે, પણ એ દરદની અંદર સમાયલી ભયંકાર ખાસિયતો, આદમીના શરીરની એવી તો ખરાબી કરનારી હોય છે, કે કોઇ વખત તે ધીમે ધીમે, અને કોઈ વખત લાંબે યા ટુંકે વખતે, યા તો કોઈ વખતે ઘણીજ ઝડપથી તે દરદીઓનાં જનંન અવયવોને, પિસાબના ફુક્કાને, ગુરદાને, આંખો, અને 'હાર્ટ'ને ખરાબ કરી નાખે છે.

## ગૉનોરિયાથી સ્ત્રીની હાલત કેવી થાયે છે?

એ ચિત્ર પુરૂશોની હાલતનું ઘણુંજ ઉપર ટપકેનું થયું. પણ સ્ત્રી-જાતની હાલત એથીબી વધારે બદતર થાયે છે; કેમકે એ બિમારી જ્યારેબી સ્ત્રીને લાગુ પડે છે; ત્યારે તેણીની જીંદગી નક્કી ભયમાં આવી પડે છે. જીંદગી સુધી તે વાંઝણી અને દરદી બને છે; એટલુંજ નહિ, પણ એથીબી વધારે બુરી હાલતે પુગી, તેણીને પોતાની જીંદગી અંતે ખોવી પડે છે. સ્ત્રીજાતને આ રોગ લગાડનાર તેમના ધણીઓજ હોય છે.

એ બાબદ એક વિદ્દવાંન તબિબના બોલો નોંધી લેવા લાયક છે:—

† " * * * The ruin, which is visited upon innocent women by husbands who years before had contracted a gonorrhœa from which they never were cured; for only those doctors who are skilled in microscopy and bacteriological technique are in any way competent to say whether the process is still latent or not. A case is far from cured when the discharge of pus is no longer visible, though all patients and many physcians rest content when this result is accomplished."

## ગૉનોરિયા કેવી રીતે લાગુ પડે છે?

પ્રમેહનો ચેપ ઘણોજ ઝેરી હોય છે. એ ચેપ સુક્ષમિક જંતુને આભારી હોય છે. એ જંતુ આલબર્ટ નીસેર નામના વિદ્દવાંને, પ્રમેહના પ્રવાહી અંદર ઈ. સ. ૧૮૭૯ ના સાલમાં પેહલવેહલાં શોધી કાહાડયાં હતાં. એ જંતુને 'ગૉનોકોકસ' (બહુવચન ગૉનોકોકાઇ)ને નામે તેણે ઓલખાવ્યા હતાં. આ જંતુ પિસાબની નળીમાં દાખલ થયાથી, ગૉનોરિયાની બિમારીની ઉત્પતી થાયે છે, અને એ રીતે એક દરદીની તરફથી તે બીજા તંન્દરોસ્ત આદમીને લાગુ પડે છે.

†. Foster Scott M. D., C. M.

ગૉનોરિયાનો આ ચેપ સ્ત્રી તેમજ પુરૂશના જનંન શરીરમાં વાસો કરે છે, અને મોટે ભાગે સ્ત્રીઓ તરફથી તે પુરૂશોને લાગુ પડે છે, અને તેવા દરદી પુરૂશો તરફથી તે પાછો સ્ત્રીઓને લાગુ પડે છે.

## ખોટો અને ખરો ગૉનોરિયા. તે પિછાનવાની રીત.

ગૉનોરિયા યાને પ્રમેહના દરદના બે સ્વરૂપ હમેશાં નજરે પડે છે. એ દરદનું એક સ્વરૂપ ખોટા ગૉનોરિયાને નામે જણાયલું છે, જ્યારે બીજું સ્વરૂપ ગૉનોરિયાની ખરી પિડાકારી તરીકે ઓલખાય છે. ખરા પ્રકારની બિમારી વિશે આપણુ કાંઇબી જાણીયે, તે આગમચ ગૉનોરિયાનો ખોટો પ્રકાર કેવો હોય છે, તેની સેહજ તપાસ લઇશું.

પિસાબની નળી યાને 'યૂરિથ્રામાં' આ બંને પિડાકારીઓ લાગુ પડે છે. અનેક કારણોને લીધે પિસાબની નળી–યૂરિથ્રા–ની અંદર જ્યારે સોજો આવે છે, અને તે સોજો જ્યારે પાક ઉપર ચહડે છે, ત્યારે તેમાંથી પરૂ યાને 'મૅટર' બાહાર વેહવા માંડે છે, અને તે બિમારી

## યુરિથ્રાઇટિસ, યાને પિસાબની નળીમાં સોજો

એવે નામે ઓવખાયે છે. ગૉનોરિયા તેમજ યુરિથ્રાઇટિસ, એ બંને પિડાકારીઓની નિશાંણીઓ મોટે ભાગે એકબીજાને મલતી આવે છે, પણ પરીણામના બાબમાં એ બિમારીઓ એકબીજાથી કેવળ જુદી પડે છે. યૂરિથ્રાઇટિસની પિડાકારીમાં જેમ પિસાબની નળીની અંદર સોજો આવે છે, તેમ 'ગૉનોરિયાની' બિમારીમાં પણ પિસાબની નળીમાં સોજો આવે છે; ફરક એટલોજ, કે આગલી બિમારીમાં લાગુ પડેલો સોજો જ્યારે સાદા પ્રકારનો હોય છે, ત્યારે પાછલી બિમારીમાં લાગુ પડેલો સોજો ચેપથી ભરેલો, ઝેરી પ્રકારનો હોય છે; અને તેને લીધે તે શરીરનો નાશ કરતો કેહવાયે છે. એ સબબને લીધેજ તબિબો એકને

'નૉન-સ્પેસિફિક યુરિથ્રાઇટિસ', અને બીજાને 'સ્પેસિફિક-યુરિથ્રાઇટિસ'ને નામે ઓળખે છે. આગલી બિમારી ગૅનોરિયાના જેવાં ચિન્હો દેખાડતી હોવા છતાં, તે ખરા ગૅનોરિયાની બિમારી હોતી નથી, અને તેથી તે ' ખોટા ગૅનરિયા ' તરીકે ગણાય છે. એટલાં માટે ધ્યાંન રાખવું કે 'સિમ્પલ-યુરિથ્રારિઇટિસ'ની બિમારીને વગર સમજવે 'ગોનોરિયા'ની બિમારી સમજવાની ભુલ કરવી નહિ.

## ખોટો ગૅનોરિયા કેવી રીતે લાગુ પડે છે.
## તેના ત્રણ મુખ્ય કારણો.

ખોટો ગૅનોરિયા લાગુ પડવાના અનેક કારણો હોય છે. એ સઘળાં કારણો જ્યારે એ વિષય હવે પછીના પુસ્તકમાં હાથ ધરશું, ત્યારે વર્ણવવું પ્રસંગોપાત થઇ પડશે; પરંતુ આ પ્રસંગે એક અગત્યની બાબદ ઉપર ધ્યાંન ખેંચવાની ખાસ જરૂર પડતી હોવાને લીધે, તેની નોંધ અતરે લેવી પડે છે.

પુરૂશની યૂરિથ્રામાં લાગુ પડતી આ સાદા સોજાની બિમારી, એક પરણેલા પુરૂશને તેની પરણેતર તરફથી સમાગમમાં આવ્યા પછી લાગુ પડવાનો મોટો સંભવ, ત્રણ કારણે રહે છે. એ ત્રણ કારણ લગાર વિચીત્ર પ્રકારના હોય છે. [૧] અગર જો સ્ત્રીના જનંન માર્ગમાંથી જલ્લદ પ્રકારનો પ્રવાહી-( acrid discharge ) કાંઇક કારણે જતો હોય; [૨] યા તો સ્ત્રીને લાંબા વખતની 'લ્યૂકોરિયા'ની બિમારી હોવાને લીધે, જતો પ્રવાહી જલ્લદ ખાસિયતનો બની ગયો હોય; યા તો [૩] સ્ત્રી માસિક-માંદગીમાં હોય. આ ત્રણ મુખ્ય કારણ ગણાય છે. ભોલા અને અજ્ઞાન પુરૂશો એવા કારણે, અને એવા સંજોગ વચ્ચે લાગુ પડેલી 'સિમ્પલ-યૂરિથ્રાઇટિસ'ની બિમારીને, પ્રમેહ યાને 'ગોનોરિયા' સમજી લીયે છે; અને કમનસિબે જો તેમની સારવાર કરનારાઓબી જો કોઇ ઉટવૈદ હોય છે, અને

તેઓબી જે તેમને એવુંજ મત આપે છે, કે તેમને ગૉનોરિયાની બિમારી લાગુ પડી છે, તો તેથી તેમના સંસારમાં મોટી ખલલ પડે છે, અને નિરદોશ પરણેતરો ઉપર તેમના પતીનો શક જાયે છે, કે તેમની સ્રીને ગૉનોરિયાની બિમારી કયાંથી લાગુ પડી હતી! તબિબી દફ્તરે એવા ઘણાક દાખલા નોધાયેલા છે, કે જેમાં ઉપર લખેલાં એક યા બીજાં પ્રસંગ દરમિયાંન પુરૂશોની હવસભરી ચલણને લીધે, તેમને 'સિમ્પલ-યૂરિથ્રાઇટિસ'ની પિડાકારી લાગુ પડી હતી, અને તેમના તબિબોએ તે દરદની સાંચી પિછાન સુક્ષમદર્શક યંત્રની મદદ વડે કરી હતી.

આ દાખલો અત્રે એકજ મતલબથી નોધ્યો છે, કે પરણેલા પુરૂશો આ ત્રણ કારણથી જાણીતા બને.

## પ્રમેહનો ચેપ પુરૂશને કઇ કઇ જગ્યાએ લાગુ પડે છે?

'ગૉનોરિયા' જેને આપણ પ્રમેહ કહીયે છીયે, તેનો ચેપ એવો તો કાતીલ હોય છે, કે આદમીના શરીરના અનેક ભાગોમાં તે ઝટ લાગુ પડી જાયે છે.

આદમીના શરીરમા જે જગ્યાએ 'અંતર–પડ' યાને તબિબો જેને 'મ્યુકસ–મૅમ્બ્રેન,' અને 'સીરસ મૅમ્બ્રેન' કહે છે, તેવાં પડવાલી જગ્યાએ પ્રમેહના ચેપની રસી જો સેહલજબી લાગે છે, તો આ પિડાકારીનો ચેપ તત્કાળ લાગુ પડી જાય છે. એવાં અંતર–પડ પિસાબની નળીમા; સ્રીની યોનીમા; જનંન માર્ગમા; ગર્ભસ્થાંનમા; આંખ્યોમા; મોહડાંમા; નાંકમા; કાંનમા, તેમજ મળ–દવાર યાને †સફરાની અંદર, અને એવીજ બિજી જગ્યાએ હોય છે. મોટે ભાગે પુરૂશોની યુરિથ્રામા,

† સફરામા પ્રમેહની બિમારી લાગુ પડવાના દાખલા તબિબી દફતરે નોંધાયલા છે. સફરામા લાગુ પડેલા પ્રમેહને Rectal-gonorrhoea (રૅકટલ ગોનોરીયા કહે છે.) James Scott.

સ્ત્રીના જનંન માર્ગમા, ગર્ભસ્થાંનમા, ફેલોપિયંન–ત્યુબ્સમા, અને 'ઓવરી' વિગેરેમાં તે લાગુ પડે છે. સ્ત્રીજાતમા પ્રમેહના ચેપ અને બિમારી વિશે મે મારાં આગલાં પુસ્તક 'સ્ત્રી–શાસ્ત્ર'મા લંબાણુ લખાંણુ કરયું છે, માટે અત્રે તે વિશે વધુ લખવાની હવે જરૂરત રેહી નથી.

## પ્રમેહનો ચેપ આદમીને લાગુ પડવાના જુદાં જુદાં સાંધણો વિશે.

ગૉનોરિયાનો ચેપ આગલ જણાવ્યા પ્રમાણે પુરૂશ તરફથી જેમ સ્ત્રીને, તેમજ સ્ત્રી તરફથી પુરૂશને પણ લાગુ પડે છે. આદમીની જીંદગી દરમિયાંન કોઇબી ઉમરે કોઇનેબી તે લાગુ પડે છે. બાળપણાથી વૃધાવસ્થા યાને ઘડપણ સુધીમાં એ દરદનો ચેપ આદમીને લાગુ પડી શકે છે. આ દરદનો ચેપ, કેવી રીતે એક તરફથી બીજી તરફ લાગુ પડે છે, તે જાણવું ખચીત જરૂરતુ છે. (૧) હાથના આંગલાને એ ચેપની રસી લાગ્યાથી, (૨) તેમજ પહેરવાંના લુગડાં ઉપર એ ચેપની રસીના પડેલા ડાઘ સુકાઇ ગયેલા રહી જવાથી; (૩) દરદીનુ બદન ટુવાલ યાને દીલપુછના વડે સાફ કરતાં તે ઉપર ચેપ લાગ્યાથી; (૪) એકાદ એવા દરદીનો પાયજામો, પાટ્લુન, યા ધોતિયું ભુલમા સાજાં આદમીએ પહેરીયાથી; (૫) યા એવાજ એક દરદીએ વાપડેલાં દીલ પુછનાનો સાજાં આદમીએ ઉપયોગ કીધાથી આ ચેપ સાજાં આદમીઓને લાગુ પડે છે.

## પ્રમેહનો ચેપ બાળકોને લાગ્યાથી થતી ખરાબી.

ચેપ લાગવાના આ જુદાં જુદાં સાંધણો છે. ઘણાક બેદરકાર દરદીઓએ પોતાની એવી ગફલતીને લીધે, એ દરદનો ચેપ આડકતરી રીતે પોતાના કુટુંબમાં લાગુ પાડેલો તબિબી દફતરે નોધાયો છે. નાંહના–મોટાંને આ વાત જાણવા જોગ છે, કે ગર્ભવંત માતાને જો એ દરદ લાગુ પડેલું હોય છે, અને જો બાળકની આંખમા જનમતી વખતે

એ ચેપનો સેહજબી અંશ લાગે છે, તો તેવાં બાળકની આંખ્યોને એ ચેપથી સખત પ્રકારનો સોજો લાગુ પડે છે, અને કંઇ એક વખત કંઇક બાળકો એ ચેપની અસરથી બિલ્કુલ આંધલાં પણ થઈ ગયાં છે.

## દવાઇના ત્રણ ભાગ પીધાથી સાજો થતો પ્રમેહ !

'સિમ્પલ-યૂરિથ્રાઇટિસ' એટલે ખોટા પ્રમેહની બિમારીને ઘણીક વખત બિન અનુભવીઓ, ખરા પ્રમેહ ('ગોનોરિયા') તરીકે સમજવાની ભુલ કરે છે. પરંતુ ધ્યાંન રાખવું કે એ દરદ તે જાતની બિમારી હોય છે, કે જેને આપણ સિમ્પલ—યુરિથ્રાઇટિસ યાને ખોટા પ્રમેહને નામે આગલ ઓલખી ગયા છિયે. અને તેટલાં માટેજ ખરા 'ગોનોરિયા'ને તબિબો 'સ્પેસિફિક—યુરિથ્રાઇટિસ' તરીકે ઓલખાવી, 'સિમ્પલ—યુરિથાઇટિસ'થી તેને જુદો પાડે છે. 'સિમ્પલ યુરિથ્રાઇટિસ'ની બિમારી, સાદા અને સેહલ ઇલાજો વડે સાજી થઇ શકે છે. એવી બિમારી જો કોઇ ઉંટવૈદ એકાદ દવાથી સાજી કરે છે, તો તે વિશે તેવડાઇ લેઈ પોતાની દવાઇના ગુણ, ઘરને છાપરે ચહડી મોટેથી ગાવા માડે છે, કે હમારી દવાઇના ત્રણ ભાગ પીધાથી પ્રમેહ જડમુળથી સાજો થઇ જાય છે.

## જુનો પ્રમેહ. GLEET.

ઘણીક વાર કોઇક પુરૂશની પ્રકૃતી એવી હોય છે, કે તેને 'ગોનોરિયા'નો ચેપ બિલ્કુલ લાગુ પડતો નથી. જવલેંજ એવી પ્રકૃતી હોય છે. જેમ લગભગ દરેક આદમીને સિતલાનો ચેપ લાગુ પડે છે, અને કેટલાકોને સિતલા યાને સહિયડની રસી મુકાવ્યા છતાં, તેમને તેની કાંઇબી અસર લાગુ પડતી નથી, તેમ કેટલાક પુરૂશોને ગોનોરિયાનો ચેપ કાંઇક નહિ જણાયલાં કારણે બિલ્કુલ લાગુ પડતો નથી. એ ધ્યાંન રાખવા જોગ બિના છે. બિજા હાથ ઉપર કેટલાકોની પ્રકૃતી એવી હોય છે, કે લાગુ પડેલો ચેપ, તુરતજ તાકિદના ઇલાજો લીધાથી જ્યારે કાબુમાં આવી શકે

છે, ત્યારે કેટલાકોની પ્રકૃતિ એવી હોય છે, કે ઉત્તમ પ્રકારના ઇલાજો તુરતજ શરૂ કીધા છતાં, મહિનાઓ સુધી એ રોગ કાબુમાં લાવી શકાતો નથી, અને એ રીતે પ્રમેહ જ્યારે લાંબી મુદ્દત સુધી ચાલુ રેહ છે, ત્યારે તે 'જુનો પ્રમેહ' કેહવાયે છે. તબિબો તેને 'ગ્લીટ' (Gleet) ને નામે ઓલખે છે.

'ગ્લીટ' યાને જુના પ્રમેહની બિમારીમાં જાણવા જોગ એ હોય છે, કે દરદીને પ્રમેહની રસી કોઈ વાર ઘણીજ સેહજ ચુરિયામાંથી નિકલતી દેખાયે છે. કોઇક વાર એવી રસીનું એકાદ ટિપું સહરવારના પોહોરમાં, તો કોઈ વાર દિવસના કોઇબી વખતે દરદીને તે દેખાય છે; અને કેટલીક વાર દિવસો સુધી તે બેમાલુમ થઈ ગયા પછી, અચણુચ એક દિવસે તે પાછો દેખાવ દે છે.

એવાઓજ મોટે ભાગે 'ગૉનોરિયાના' ચેપનો સ્ત્રીઓમાં ફેલાવો કરનારા હોય છે, કેમકે એવા દરદીઓ પોતાને લાગુ પડેલા રોગથી પોતાને બિલ્કુલ સાજા થયેલા સમજે છે, અને સેહજ છાંટા જેટલી રસીથી શું નુકસાંન થઈ જશે, તેનું તેમને પોતાના અજ્ઞાંનપણાને લીધે કાંઇબી ખ્યાંન હોતું નથી. એવા અજ્ઞાનો, જેઓ કુંવારા હોય છે, તેઓ લગનનાં ગાંઠથી જોડાય છે, અને પાછળથી તેમની પરણેતરોની કેવી દશા થાય છે, તે વિશે લંબાણથી લખવાની જરૂર રેહી નથી. વધુ માટે જુવો ' નર—સુખ સાગર.'

## પ્રમેહના ચેપની ખાસિયત, અને તે લાગુ પડયા પછી દરદ પ્રગટી નિકળવાની મુદ્દત.

ચેપવાલાં સઘળાં દરદો માટે કદીબી એવો ખ્યાલ કરવો નહિં, કે ચેપ લાગ્યા પછી તુરતા તુરત તે દરદ ઉભરી નિકલે છે. આ વાત ખ્યાંનમાં રાખવી, કે જુદાં જુદાં ચેપી દરદનો ચેપ લાગુ પડયા પછી, અમુક મુદ્દત સુધી તે ચેપના જંતુ દરદીના

શરીરમાં વસ્વાટ કરી પોતાની સંખ્યામાં વધારો કરે છે, અને તેમની ઉત્પતિ માટે મુકરર થયેલી મુદત પુરી થતાંજ, તે દરદ પહેલવહેલું પ્રગટવા માંડે છે. સઘલાં ચેપી દરદો પ્રગટે થવા માટે કાંઈ એક સરખી મુદત હોતી નથી. જુદાં જુદાં દરદો જુદી જુદી મુદત પુરી થયા પછીજ પોતાનું જોર દેખાડવાની પેહલવેહલી શરૂઆત કરે છે.

તેજ રીતે ગોનોરિયા યાને પ્રમેહના બાબમાં બને છે. ગોનોરિયાના ચેપને પ્રગટવાની મુદત પાંચથી આંઠ દિવસની કેહવાય છે. એટલે ચેપ લાગ્યા પછી, તુરતાતુરત દરદીને કોઇબી પ્રકારની અસર બિલ્કુલ જણાતી નથી; પણ તેની પેહલવેહલી અસર કોઇમાં પાંચ દિવસે, તો કોઇમાં આંઠ દિવસે દેખાવા માંડે છે. આ મુદત માટે કુદરતે કાંઈ એવો કાયદો મુકરર કીધો નથી, કે દરેક પુરૂશમાં ચેપ લાગ્યા પછી તે પાંચ દિવસમાં કે આંઠ દિવસમાંજ દરદ પ્રગટ થવુંજ જોઇયે. કેમકે કોઈવાર કોઈ દરદી જો નબળી દેહનો હોય છે, તો તેને બીજેજ દાહાડે દરદની અસર માલમ પડે છે; તેમજ જો કોઈ દરદી મજબુત દેહ અને મજબુત બાંધાનો હોય છે, તો ચેપ લાગ્યા પછી દરદ પ્રગટવા માટે, આંઠ દિવસથીબી વધારે વખત લાગે છે.

પ્રમેહની બિમારી જ્યારે જુની થાયે છે, ત્યારે તેવા દરદીના બદનમાંથી નિકલતી રસીમાં જંતુ ઝાઝાં હોતાં નથી, અને બાજે વખત તો સુક્ષ્મદર્શક યંત્ર વડે દરદીની રસી તપાસતાં, તેમા જંતુ બિલ્કુલ માલમ વટિક પડતાં નથી. પણ તેથી દરદીએ એમ સમજવું નહિ, કે હવે તેની બિમારી બિલ્કુલ જતી રહી છે, અને તે અથવા તેણી સાજો યા સાજી થઈ ગઈ છે. કેમકે તેવાં દરદીઓ પોતાને તંન્દરૂસ્ત સમજી દારૂનો, તેમજ ગરમ મસાલેદાર અને ચટાકેદાર પકવાંનોનો ઉપયોગ છુટથી કરવા માંડે છે; અથવા તો પોતાના હવસને પાછો પંપાલવા માંડે છે, તો તુરતજ આગલું દરદ પાછું ઉભરી નિકળે છે.

જેવી રીતે સિતલા યાને સહિયેડ, તાઇફોઇડ તાવ, ડિફ્થીરિયા, વિગેરે રોગોના ચેપ લાગુ પડયા પછી તે ચોકસ મુદતે ઉભરી નિકળે છે, અને ચોકસ મુદતે તેનું જોર નરમ પડે છે, તેમ ગૉનોરિયાની પિડાકારી વિશે પણ સમજવું. એકાદ પ્રસંગે, એકાદ હેમાકતભરી જાહેલીને સમે, એકાદ શખ્સ એકાદ ગલીચ સ્ત્રીના ફંદામાં ફસ્યા પછી, તેને નિચલાં ગલીચ ઝેરી દરદો માહેલું એક ભયંકર દરદ લાગુ પડે છે. એ દરદો [૧] સિફીલિસ [૨] શેન્કર [૩] યા તો ગૉનોરિયા, લાગુ પડે છે. એ ત્રણે દરદ બદફેલીના પરીણામ હોય છે. એક ઇંગ્રેજ લેખકે વાજબી રીતે એ વિશે નિચલા શબ્દો લખ્યા છે.

"From the two V's *Vinum* (wine) and *Venus* (woman), there arises a big W. (woe or pain.)"

સમજો કે એકાદ દરદીને પ્રમેહની બિમારીનો ચેપ લાગુ પડયો છે. આ ચેપ લાગુ પડયા પછી, અને દરદની પેહલ્લી નિશાણીઓ દેખાવ દીયે, તે વચ ગાળેની મુદતને વૈદકશાસ્ત્રમાં Period of incubation કહે છે. આગલ જણાવ્યા પ્રમાણે આ મુદત અનેક કારણે જેમ ટુંકી બને છે, તેમ અનેક કારણે લાંબી પણ બને છે; એટલે એક દરદીને ચેપ લાગ્યા પછી જો તે શરાબબાજી અને ઇશ્કઅંગેજીમાં પોતાના દિવસો ગુજારવા માંડે, તો તેથી મજકુર મુદત અતિશય ટુંકી થાય છે; એટલે ચેપ લાગ્યા પછી જંતુની પેદાયશમાં મોટો વધારો થતાં વિલંબ લાગતો નથી, અને બીજેજ દિવસે દરદની નિશાંણીઓ પ્રગટી નિકળે છે.

### પ્રમેહનો ચેપ લાગવાની જગ્યા.

પ્રમેહનો ચેપ બે ઠેકાણે લાગે છે. એક તો પિસાબના મુખ ઉપર લાગે છે; અને ત્યાં નહિ તો મુત્ર માર્ગ યાને યુરિથ્રામાં લાગે છે. આ બેમાંથી એક ઠેકાંણે જંતુ 'ગોનૉકોકાઇ' પેહલવેહલ્લાં લાગે છે, કેમકે

એ બંને જગ્યા, એ જંતુઓની ઉત્પંતિ માટે ફલદ્રુપ થઈ પડતી હોય, એમ જણાયું છે. હિયાં તેઓ સ્થીર રેહતાં નથી, પણ પોતાની વસ્તીમાં વધારો કરી, હિયાંથી તેઓ પિસાબની નળીના પાછલા ભાગ તરફ આગલ વધે છે, અને ત્યાં જડ ઘાલી આદમીના શરીરની ખાનાખરાબી કરવાનું કાંમ તેઓ શરૂ કરવા માંડે છે.

મોટે ભાગે શરૂઆતમા ગૉનોરિયા પિસાબની નળીના આગલા ભાગમાં લાગુ પડેલો જણાય છે. પિસાબની નળીની રચના વર્ણવતાં પાછલાં પત્રમા આપણ જોઈ ગયા છીયે, કે પિસાબની નળીના આગલા ભાગને તબિબો 'એન્ટિરિયર-યુરિથ્રા' કેહ છે. રફતે રફતે ચેપવાલાં જંતુ મોટે ભાગે આગલથી પાછલ સુધી ફેલાઈ જાયે છે, અને તેના પરીણામમા આખ્ખી 'યૂરિથ્રા'માં સોજો લાગુ પડે છે. આ સોજો બાજે વખત 'લિંન્ગ'ની રચનામા પણ લાગુ પડે છે, અને આખું પોશીદા બદન એ સોજાથી હેરાનગતી ભોગવવા માંડે છે. આવી રીતે સોજો લાગુ પડવાથી યુરિથ્રાનો માર્ગ બિલ્કુલ સંકોચાઇ સાંકડો થઇ જાયે છે.

## પ્રમેહના દરદીને થતી રાત-દિવસની વેદનાનો ચિતાર.

દેખઇતુ છે, કે આવા સંજોગ વચે પિસાબ કરતાં દરદીને સખત વેદના વેઠવી પડે છે. લાગણી એવી તો દુખદાયક થાય છે, કે દરદીને થતી પિસાબ અગ્ની જેવી ગરમ હોય! આ વેદના અટકાવવા માટે, દરદી અનેક પ્રયત્નો કરે છે. તે એવું સમજે છે, કે પિસાબ જો ધિમે ધિમે વહેશે, તો તેથી અગન નરમ પડશે. એવા ખિયાલી વિચારથી તે પિસાબનો વેગ અટકાવવા પોતાનો દમ ઉપર ખેંચીં રાખે છે; પિંડુના 'મસ્સ્લ' ઢીલા છોડે છે; અને કોઇ વખત તો પિસાબ ખાંચી લેવાની પણ તે તજવિજ કરે છે. પિસાબની જ્યારેબી દરદીને હાજત થાયે છે, ત્યારે તેને થતી વેદનાની યાદ પડતાં, તેને મોટી ધાસ્તી પડે છે. સોજાના સબબે યુરિથ્રાની સાંકડી થઇ ગયેલી હાલતને લીધે,

કોઇવાર પિસાબ બરોબર બાહાર નિકલી શકતી નથી, અને તે કારણે પિસાબનો રોહ ઘણોજ પતલો યાને બારીક બને છે. એજ કારણે કોઇ વાર પિસાબ ટિપું–ટિપું નિકલે છે, પણ વેદના અને અગન તો એક સરખી ચાલુજ રેહ છે.

જ્યારે દરદીને પિસાબની આખી નળીમા આગલથી પાછલ સુધી સોજો લાગુ પડેલો હોય છે, ત્યારે દરદીની હાલત એવી, અને એથીબી વધારે ખરાબ બને છે, કેમકે દરદના જોરના પ્રમાણમા બિજી નિશાંણીઓ પણ દેખાવ દીયે છે. એ વિશે વધુ હવે પછી.

પણ જ્યારે આવેલો સોજો એટલો બધો સખત પ્રકારનો હોતો નથી, અને આખી નળીમા તે લાગુ પડેલો હોતો નથી, ત્યારે દરદીને એટલી બધી વેદના પણ થતી નથી. ખરૂ જોતાં તો વેદનાનુ પ્રમાણ લાગુ પડેલા સોજાના પ્રમાણમા ઓછું યા વધતું હોય છે.

## પ્રમેહના ચેપની રસીની ભયંકાર ખાસિયત.

દરદીને લાગુ પડેલો સોજો જ્યારે પાક ઉપર ચહડે છે, ત્યારે પરૂ જેવો પ્રવાહી જે બાહાર નિકલે છે, તેમા જંતુનો સમાવેશ મોટાં પ્રમાણમા હોય છે. આ પરૂની ખાસિયત અતિશય ઝેરી હોય છે, માટે સારવાર કરનારાંઓએ, લાગતાં વલગતાંઓએ, તેમજ નાહના–મોટાંઓએ, નક્ર એટલુંજ નહિ, પણ દરદીએ પોતે એ ઝેરી પ્રવાહીનો નિકાલ ઘણીજ સાહુચેતીથી કરવો ઘટે છે. નિકાલ એવી રીતે કરવો, કે જેથી દરદીના ચેપવાલાં લુગડાં, કે કપડાંનો કોઇનેબી સ્પર્શ થઇ શકે નહિ.

## પ્રમેહની બિમારી દિવસના કરતાં રાત્રે વધારે જોર કાં કરે છે.

આ ચેપી રસીનો જથ્થો દિવસ કરતાં રાત્રે વધારે વહે છે. દિવસના તે મોટે ભાગે ઘણાજ ઓછાં પ્રમાણમા વહે છે, પણ

સહવારના પોહરમા દિવસ કરતા તે વધારે માલમ પડે છે. અને તેનુ કારણુ છે. કારણુ એ, કે દરદી રાતના એક યા બે વખત પિસાબ કરવા ઉઠતો હોવાથી, મજકુર પ્રવાહી યુરિથ્રા અંદર એકઠો જમાવ થઇ રેહ છે; પણુ દિવસના દરદી ચાલુ પિસાબ કરતો રેહ છે, જેથી પિસાબના રોહ સાથ નળીમા જમાવ થાયેલો પ્રવાહી ધોવાઇને બાહાર નિકલી જતો હોવાને લીધે, દરદી એવુજ માની લિયે છે, કે દિવસના કરતાં રાતના તેને વધારે રસી વહે છે. વળી આ વાતબી દરદીએ ધ્યાંનમા રાખવી જરૂરની છે, કે આખા દિવસમાં થતી હિલચાલમાં અને મેહનતને લીધે, એ પિડાકારી રાત્રે વધારે હેરાંન કરે છે.

## પ્રમેહની બિમારીમાંથી લાગુ પડતાં દરદો.

### દરદના નવ ચિત્રો.

મિત્ર, આ બિમારી માટે જો એક આખું પુસ્તક લખાય, તોબી એ બાબદ અધુરીજ રહી જાય. સારાંશ, એ પિડાકારી સાદી નજરના આદમીઓને જેટલી નજીવી લાગે છે, તેટલીજ તે ભયંકર અને હાંનીકારક હોય છે. એટલાં માટે એ વિશે વધુ લંબાણુ કરવા કરતાં જરૂર જોગ ખુલાસો કરી, વધુ વિગતો 'નર-સુખ-સાગર' માટે અલાહેદી રાખવી ઠીક થઇ પડશે.

એમ સમજવું નહિ, કે ગોનોરિયાને લીધે યુરિથ્રામાંથી નિકલતી રસી કાંઇક ઈલાજો કીધાથી બંધ પડી, એટલે દરદ સાજું થઈ ગયું. રસીનું બંધ પડતું કોઈ જુદાંજ કારણે હશે, પણુ દરદના ચેપી જંતુ તો મુત્ર માર્ગની દેવાલ અંદર જડ ઘાલી ઘર કરી રેહ છે. માટે તે વિશે કોઈ કુશળ તબિબનું મત લીધા પછીજ દરદીએ પોતાની આરોગ્યતાની, પોતાની પરણેતરની, અને સેવટે પોતાની ભવિશની ઓલાદની સલામતી સમજવી. બસ એટલાં સાદા સખુનોમાં દરદીએ સર્વ સમજી લેવું.

ધારો કે એકાદ દરદીને મજકુર બિમારી કાતીલ પ્રકારની લાગુ પડી છે. ઘણી સારવાર છતાં, અને ઘણાક ઇલાજો છતાં પિડાકારી દરદીનો પિછો છોડતી નથી, અને સેવટે બિમારી 'જુનો પ્રમેહ' બને છે. તબિબો એને 'ક્રૉનિક–ગોનોરિયા' યાને 'ગ્લીટ' કેહ છે. આવી રીતે લાગુ પડેલી બિમારીમાંથી ઘણીક વાર દરદીને નિચે જણાવેલાં દરદો માહેલું એકાદ લાગુ પડવાનો કાંઇક સંભવ રેહછે.

૧—ગોળીને સોજાની બિમારી લાગુ પડે છે. તબિબો એને 'ઑરકાઇટિસ' ( Orchitis ) કહે છે.

૨—પિસાબના ફુક્કાને સોજો લાગુ પડે છે. એને 'સિસ્ટાઇટિસ' ( Cystitis ) કહે છે.

૩—બદ યાને કાતરા આગલની ગાંઠનું સુજી આવવું. એને સાધારણ રીતે 'બ્યુબો' ( Bubo ) કહે છે.

૪—પિસાબના મુખ ઉપરની ચાંમડી લાંબી અને તંગ હોવાને લીધે, તેમા લાગુ પડતી ચેપની અસર. એવી હાલતને 'ફાઇમોસિસ' (Phymosis) કહે છે; અને એ ચામડીને લાગુ પડતા સોજાને બૅલેનાઇટિસ કહે છે.

૫—ગૉનોરિયલ–રૂહમેટિઝમ' (Gonorrhœal rheumatism) જેને માટે આગલ ઇશારો કીધો છે.

૬—પિસાબનું અટકી પડવું. 'રિટેન્શન–ઑફ–યુરીન' ( Retention of urine ) કહે છે.

૭—આંખને સીધી યા અડકતરી રીતે ચેપવાલી રસી લાગ્યાથી, આંખમાં સખત પ્રકારનો સોજો આવે છે. એને 'ઑફ્થૅલ્મીયા' ( Ophthalmia ) કહે છે.

૮—જ્યારે પ્રમેહની બિમારી અતી જુની થાય છે, ત્યારે તેને 'ગ્લીટ' ( Gleet ) કહે છે.

૯—પિસાબની નળી અંદરથી અમુક જગે ગંઠાઇ સંકોચાઇ સાંકડી થઇ તંગ બને છે. એને 'સ્ટ્રિકચર' (Stricture) કહે છે.

૧૦—ઘણાજ ખરાબ પ્રકારની બિમારીમાં ચેપ ગુરદા. (Kidneys) સુધી ફેલાઇ જાય છે, અને તેમાંથી અનેક નવી જાતની બિમારી લાગુ પડે છે.

મિત્ર, ગૅાનોરિયાની બિમારી માટે આ ઉપર ટપકેનો હેવાલ સાદી સમજને અનુસરતો અતરે રજુ કીધો છે. હું ધારૂં છું કે બિન-તબિબી જનોને માટે એ પુરતો છે. હવે એ દરદની સારવાર અને તેના ઇલાજની બાબદ આપણ હાથ ધરીશું.

લા૦ દુવાગીર.

D. H. P.



# પત્ર ૩૨ મું.

## ગૉનોરિયા યાને પ્રમેહની બિમારીના ઇલાજ અને સારવાર.



## TREATMENT OF GONORRHOEA.



**સુજ્ઞ મિત્ર**

ગૉનોરિયાને લગતી બાબદની ઉપર ટપકેથી નોંધ લીધા પછી, હવે એ દરદના ઇલાજો અને તેને સારવારને લગતી બિનાની નોંધ આ પત્રમાં આપણ લઇશું.

### પ્રમેહની નિશાંણીઓ.

#### દરદ પિછાનવાની રીત.

જ્યારે ગૉનોરિયાની બિમારી લાગુ પડે છે, ત્યારે જો લાગેલો ચેપ સંખત પ્રકારનો હોય છે, તો દરદનું જોર, ઘણું કરી બીજાં અઠવાડીયાંની શરૂઆતમાં, યા તો તેની અધવચમાં ઘણુંજ સખત રૂપ ધારણ કરે છે.

ચેપની અસર પ્રગટ થવાની પેહલ્લી નિશાંણી તરીકે, મુત્ર-માર્ગમાં વવ, યા તો કિડ લાગવી શરૂ થાયે છે, અને પિસાબ કરતી વખતે સેહજ અગન બળે છે. એ પછી મુત્ર-માર્ગમાં ચેપ લાગેલી જગ્યા ઉપર સોજો આવવા માંડે છે.

એ સોજો જ્યારે ઉપર લખ્યા પ્રમાણે જોર કરે છે, ત્યારે 'યૂરિથ્રા' યાને પિસાબની આખી નળીમાં–આગલથી છેક પાછલ સુધી–સોજો આવે છે. આ કારણે દરદીને ઘણુંજ દુઃખ થાયે છે; તે પગ ઉપર પગ ચહડાવી બેસી શકતો નથી; તેમજ સૈહલથી ઉઠી પણ શકતો નથી. ઉઠતાં તેમજ બેસતાં દરદીને દુખ થતું હોવાથી, બેસવા તેમજ ઉઠવા માટે હંમેશાં તેને પોતાના હાથોની મદદ લેવી પડે છે. [૨] તેના કાતરા માહેલી ગાંઠો (ઇન્ગ્વાઇનલ–ગ્લૅન્ડસ)માં દુખારો થવા માંડે છે, અને બાજે વખત તે સુજી પણ આવે છે. એ ગાંઠોને સેહજ દાંબતાં દરદ થાય છે, આ સબબે તેને બિછાને પડી રેહવું પડે છે, કેમકે તેનાથી કાંઇબી હિલચાલ, ઉઠવું–બેસવું, કે ફરવું–હરવું બેની શકતું નથી.

જેમ હંમેશાં બને છે, તેમ સોજા (ઇન્ફ્લેમેશન) ને લીધે દરદીને [૩] તાપ આવે છે, અને કોઇ વખત તેને ઠંડી પણ લાગે છે; [૪] ચેહરો ફિક્કો પડી જાએ છે; દરદી અતિશય ચિંન્તાતુર રેહ છે; [૫] ભુખ ભાગી જાયે છે; અને [૬] કોઠો કબજીઆત બને છે. [૭] દિવસના કરતાં દરદીની રાત ઘણીજ હલાકીભરી, તેમજ તાસવિસ અને બેચેનીમાં જાયે છે. [૮] આ સઘલી હલાકી વચ્ચે જાણવા જોગ જે નવું ચિન્હ પ્રગટી નિકલે છે, તે એ કે રાતને સમે દરદીનો હવસ ઘણોજ ઉસ્કેરાઈ રેહ છે. દરદીની એ લાગણી કોઇ વખતે એટલી બધી હદ બાહાર બેહકી ગયેલી માલમ પડે છે, કે તેને સંતોખવા ખાતર દરદીને ઘણીક વાર અકુદરતી રસ્તો લેવો પડે છે. આ છેલ્લી ૮ માં નંબરવાલી નિશાણીના બાબમાં એક નામાંકિત લેખક નિચલા શબ્દો લખે છે:—

† *"It is well for men to lay this point to heart, since a most dangerous class of poisoned and venomous men are going about unrestrained by law, with uncontrollable passions."*

† **Sexual Instinct, By Foster Scott, M, D. C. M.**

[૯] પોશીદા બદનનું મુસ્તકીમ બની વળખાઇ જવું; [૧૦] તેથી થતી અતિશય ભારી વેદના; [૧૧] પોશીદા બદનની આવી હાલતને લીધે, ધાતુ સ્રાવ આપખુદ બને છે, અને તે પોતાની સાથે યુરિથ્રામાંથી લોહીને લઈ બાહાર પ્રવેશ કરે છે. [૧૨] કોઇક વખત સખત પ્રકારની બિમારીમાં પુરૂશનું પોશીદા બદન કલ્લાકો સુધી મુસ્તકીમ બની રેહ છે, જે બિમારીને તબિબો 'કોરડી' (Chordee)ને નામે ઓલખે છે.

[૧૩] સેહજ લીલાસ ઉપર ચહડેલા પીળા રંગનો, અને આજે વખત લોહીના રાતા રંગના રતાસ સાથની રસીવાલો પ્રવાહી, પ્રમેહની 'ઍકયુટ' રૂપની બિમારીના બીજા અઠવાડીયાંમાં દેખાવ દે છે. બિમારી જ્યારે અગીયાર નંબરવાલી હાલતનું રૂપ પકડે છે, ત્યારે પ્રવાહીમાં લોહીનો અંશ માલમ પડે છે, પણ કોઇ વખત સોજો જો અતી સખત પ્રકારનો હોય છે, તો ત્યારેબી લોહીનો અંશ દેખાવ દે છે.

અલબતાં આ બિના ધ્યાનમાં રાખવી, કે ઉપર લખેલી સઘલી નિશાંણીઓ દરેક પ્રમેહના દરદીમાં માલમ પડતી નથી, અને દરેક દરદી એ બિમારીથી કાંઇ એટલી બધી હેરાંનગતી ભોગવતો નથી. ઉપર લખેલી નિશાંણીઓ એકાદ સખત પ્રકારના ચેપમાં, સખત પ્રકારના સોજાને લીધે લાગુ પડતી કેહવાય છે, અને તેવે સમેબી કોઇમાં એક યા બે નિશાંણીઓ પ્રગટે છે, તો કોઇમાં જુદીજ નિશાંણીઓ નજરે પડે છે.

કોઇ દરદીમાં પિસાબ થતી વખતે સખત જલન થાયે છે, તો કોઇમાં નરમ પ્રકારની, દરદીથી સહન થઇ શકે એવી જલન, પિસાબ થતી વખતે થાય છે. કોઇમાં પોશીદા બદન મુસ્તકીમ બને છે, ત્યારે સખત પિડાકારી નથી થતી, પણ સેહજ વેદના થાય છે. પણ એ ઉપરથી એમ સમજવું ભુલભરેલું ગણાશે, કે એ પિડાકારી મોટે

ભાગે નબળા પ્રકારનીજ લાગુ પડશે. કેમકે કોઇબી વખતે એ દરદ સખત રૂપ ધારણ કરે, એ બનવા જોગ છે, અને તેનો મુખ્ય આધાર ચેપની ઝેરી ખાસિયત ઉપર, અને દરદીની દેહ ઉપર રેહ છે.

ગૉનોરિયાનો ચેપ લાગ્યા પછી, શરૂઆતમાં લગભગ ત્રણથી પાંચ દિવસ સુધી દરદીને દરદની કાંઇબી એવી નિશાંણી જણાતી નથી, કે જેથી તેને એ બિમારી લાગુ પડી છે, એવો સેહજબી ખ્યાલ આવે. એ મુદત બાદ દરદીને આગલ જણાવ્યા પ્રમાણે પેહલ્લી નિશાંણી જણાએ છે. દરદની પેહલ્લી નિશાંણી જણાયા પછી, રફતે રફતે દરદનું જોર વધતું જાયે છે, અને ત્રીજે કે ચોથે અઠવાડીએ દરદ સખત પ્રકારનું રૂપ ધારણ કરે છે. પણ શરૂઆતમાંજ અગર જો દરદીની ચ્ટીત સારવાર અને ઇલાજો થાયે, અને દરદી જો ખોરાક અને આસાએસ જોઇએ તેવી રીતે લીયે, તો ત્રીજે કે ચોથે અઠવાડીએ દરદ સખત રૂપ ધારણ કરતું અટકે છે.

દરદ જ્યારે સાજું થવા માંડે છે, ત્યારે રસીનો પ્રવાહ ઓછો થતો જાએ છે, અને ત્યારે તે રસી આગલના જેટલી ઘટ હોતી નથી, પણ તે પાતલી થતી જાએ છે; તેમજ તેનો રંગ પણ બદલાતો જાએ છે, અને અંતે જો બરોબર ઇલાજ કીધા હોય, તો દોઢથી બે માસની મુદતમાં, દરદી સાજો થાય છે. પણ એવા બનાવ જવલેજ બને છે.

મિત્ર, જનંન શરીરની રચના વિશે ખુલાસો કરતી વખતે મેં જણાવ્યું છે, કે પિસાબની નળીની રચનાને આગલા અને પાછલા એમ બે ભાગમાં વેહંચી નાખી છે. દરદના ચિન્હો જે આગલ વર્ણ-વ્યાં છે, તે ધ્યાંન રાખવું કે, પ્રમેહનો ચેપ જ્યારે પિસાબની નળીના આગલા ભાગમાં લાગ્યો હોય છે, ત્યારે માલમ પડે છે. પણ જ્યારે દરદ જોર કરે છે, અને લાગુ પડેલો સોજો પિસાબની નળીના પાછલા ભાગ તરફ ફેલાવા માંડે છે, ત્યારે દરદ ઘણુંજ સખત રૂપ ધારણ કરે છે.

## ઍક્યૂટ ગૉનોરિયા યાને સખત પ્રકારનો પ્રમેહ.

'ઍક્યુટ-ગૉનોરિયા' ત્રણ માસ સુધી, અને કોઈ વખત તેથીએ વધારે મુદત સુધી જડ ઘાલી બેસે છે, અને મોટે ભાગે ત્યાર પછી તેનું જોર નરમ પડે છે, અને તે પછી તે બિમારી એવી તો હઠીલી થઈ પડે છે, કે ઘણીક વાર તે નરમ રૂપ ધારણ કરી મહિનાઓ સુધી, અને બાજે વખત તો વરસો સુધી દરદીનો પીછો તે છોડતી નથી.

આ નવું રૂપ જ્યારે ગૉનોરિયા ધારણ કરે છે, ત્યારે અજ્ઞાન દરદી એવું સમજે છે, કે હવે તે સાજો થતો જાયે છે. પણ તેમ સમજવું ભુલભરેલું છે. દરદનાં આ નવાં રૂપને 'ગ્લીટ' ( Gleet ) કહે છે. એ પિડાકારી સાજી થતાં લાંબો વખત લાગે છે, અને કોઇ વાર તો વરસો સુધી તે દરદીનો પીછો છોડતી નથી. આ નવાં રૂપવાલી બિમારીને આપણ 'જુનો પ્રમેહ' યાને 'ગ્લીટ'ને નામે ઓલખિએ છિયે.

### ગ્લીટ (GLEET) ની નિશાણીઓ.
### (જુનો પ્રમેહ).

જુનો પ્રમેહ, યાને ગ્લીટની નિશાંણીઓ, સખત પ્રકારના ગૉનોરિયા જેવી દેખાતી નથી. એ દરદમાં આગલ જેટલો પ્રવાહી વેહતો નથી. તે એટલો તો સેહજ પ્રમાણમાં નિકલે છે, કે એવા દરદીઓ તેની ઝાઝી દરકાર વટિક કરતા નથી, અને બેદરકાર બની વગર ઇલાજે દરદને લઈ ચલાવ્યા કરે છે. આ જાતની ફરિયાદમાં ચેપનો પ્રવાહ ઘણાજ ઓછાં પ્રમાણમાં પયેદા થતો હોવાને લીધે, દરદીને એકાએક તે કદીબી નજરે પડતો નથી. એવાં સંજોગ વચ્ચે, પ્રવાહીની હાજરી તપાસવા માટે યુરિથ્રાને પાછલથી આગલ સુધી દાબ્યાથી, મુત્ર માર્ગના મુખની બહાર તે એકાદ બે ટિપાંને આકારે નિકલતો નજરે પડે છે.

ગ્લીટનું દરદ ચાલુ રાખ્યાથી, યા તેની દરકાર કીધા વગર લઇ ચલાવ્યાથી, એક નવું પરીણામ જે આવે છે, તેને તબિબો

'સ્ટ્રીકચર' STRICTURE

કહે છે. આ સ્ટ્રીકચર વિશે આગલ ખુલાસો કીધો છે. એ ફરિયાદ કોઇ વાર એટલી હદ સુધી ગંભ્ભીર રૂપમાં ગંઠાયે છે, કે તેથી બાજે વખત આખી યુરિથ્રા ગંઠાઇ સંકોચાઇ જાય છે, અને કોઇ વાર નાહના પ્રમાણમાં સંકોચાયે છે, જેથી પિસાબ થતી બિલ્કુલ અટકી જાયે છે, યા તો પિસાબ મુશ્કેલીથી થાયે છે, યા દરદી હિસાબ ખંચાઇ ખંચાઇ કરે છે. આવી કિસમની ફરિયાદનો ઇલાજ ર મેળે થતો નથી, પણ એકાદ કુશળ સરજ્યન તે ઘણોજ સેહલથી કરી શકે છે.

## ગૉનોરિયા યાને પ્રમેહના દરદીની સારવાર કેવી રીતે થવી જોઇયે.

આ નાહના પુસ્તકમાં જગ્યાની તંગાસને કારણે આ વિષય ટુંકમાં લખી તેનું લંબાણ વર્ણન હવે પછી, ગરમીના બીજાં ગલિચ દરદોની વિગતો સાથ, 'નર-સુખસાગર' મધે પ્રગટ કરવા તઇયાર કરયાં છે. તોપણ આ પત્રમાં એવાં દરદીની સારવાર માટે નિચલી સુચના પુરતી ધારૂ છું.

દવા દારૂના ઇલાજો શરૂ કરવા આગમચ, પેહલ્લે દરદીની સામાન્ય તબિયતને સુધારવાની દરેક તજવિજ કરવી. ત્યાર પછી દરદીના પોશીદા બદન અંદર લાગુ પડેલો સોજો ( ઇન્ફ્લેમેશન ) નરમ પાડવાના ઉપાય હાથ ધરવા.

## પ્રમેહના દરદીએ ખોરાક કેવો ખાવો?

આ દરદ વેહલું સારૂં કરવા માટે, એવા દરદીઓને તંબાકુ ફુકવાની જો ટેવ પડી હોય, તો તે સર્વથી પેહલાં, તેઓએ બિલ્કુલ બંધ કરવી. દારૂ પીવાની જો ટેવ હોય, તો તે પણ તુરતજ બંધ કરવી.

એ ઉપરાંત માસનો ખોરાક, તેમજ ઘી કે ચરબીના ખોરાકને પણ એકદમ બંધ કરવો. મસાલેદાર, ચટાકેદાર, મરચાં, મરી, રાઇ, તેમજ ટિખાં-ખાટાં, કે ગરમ મસાલાના ભોજનો ખાવાં એકદમ બંધ કરવા.

એવા દરદીએ જો વેહલ્લું સાજું થવું હોય તો ફક્ત સાદો અને સેહલથી હજમ થાય એવો ખોરાક તુરતજ ચાલુ કરવો.

બટાટા, ટાંબોટા, કાંજી (જાતજાતની) દુધ, ચાવલ, કસ્ટર્ડ-પુડિંગ્સ, વિગેરે સાદો ખોરાક મનપસંદ આકારમાં ચાલુ કરવો. એ સર્વ સાથે સંપુર્ણ આસાએશ લેવા માટે બિછાનામાંજ દરદીને પડી રેહવાની ખાસ ભલામણ કરવી પડે છે.

સાદા ખોરાક માટે ખાસ ભલામણ કીધા પછી, બીજી અગત્યની બાબદ તે અંઘોળ કરવા વિશે છે. દરરોજ એવા દરદીએ સહવારે કુક્કાં પાણીથી અંઘોળ કરવી જરૂરની છે. જો સોજો સખત પ્રકારનો હોય, તો રોજ પંદર મિનીટ 'સિટ્ઝ-બાથ' કુક્કાં પાણીથી કરવું. જો સોજાની અસરથી વેદના વધારે થતી હોય, તો દર બે યા ત્રણ કલાકે 'સિટ્ઝ-બાથ' લેતાં રેહાથી, સોજો નરમ પડવા માંડશે. સોજાથી થતી વેદનાને લીધે જો બેચેની વધારે થતી હોય, તો ઠંડા પાણીથી ભિંજવેલાં કપડાંના ટુકડા, પોશીદા બદન ઉપર વિટાળી રાખ્યાથી બેચેની ઓછી થવા માંડશે, અને તેથી સોજોબી નરમ પડતો જશે.

## ગ્લીટની બિમારી પિછાનવાની રીત.

### (જુનો પ્રમેહ કેમ પિછાનવો.)

જયારે ગૉનોરિયાના ઇલાજો બરોબર વૈદક સમજને અનુસરી કરવામાં આવતા નથી, અને અનઘડ લેભાગુઓ તેના ઇલાજો ભલતી ભલતી દવાઇઓથી કરે છે, ત્યારે તેવા દરદીઓને 'બ્યુબો, (બદ) સ્ટ્રિકચર, (મુત્ર માર્ગનુ સંકોચાઇ જવું.) યા ગ્લીટ, (જુનો પ્રમેહ) જેવા પરીણામની વેઠ કરવી પડે છે.

ગ્લીટ, માટે હમણાજ ઈશારો કીધો છે. ગ્લીટમાં ઘણીક વાર ચેપનો પ્રવાહ ઘણોજ સેહજ હોય છે, અને તે ગ્લીટની એક નિશાણી ગણાય છે. પણ કોઈ વાર તેથી દરદીને બેચેની લાગે છે, અને કોઈ કોઈ વાર પિસાબ કરતી વખતે સેહજ અગન પણ બળે છે, યા વવ કે કિડ જેવી લાગણી થાય છે. કોઈ વખત પ્રવાહ સેહજ વધારે હોય છે, અને તે એટલાં અને એવાં પ્રમાણમાં હોય છે, કે કપડાં ઉપર તેથી ડાઘ પડે છે. આ વાત નક્કી થઈ છે, કે એવા દરદીઓ, સંસારમાં તન્દરેસ્ત સ્ત્રીઓમાં ગૅનોરિયાનો ચેપ ફેલાવનારા થઇ પડે છે.

## જુના પ્રમેહવાલા દરદીઓએ કેવી રીતે વર્તવું જોઇએ.

એવા દરદીઓએ ધ્યાંન રાખવું, કે તેઓએ આગલ જણાવેલી સરવે સારવાર અખત્યાર કરવા ઉપરાંત, મસાલેદાર પકવાંન કદીબી પેટ ભરી ખાવાં નહી. દારૂ કે કેફી પીણાં પીવાં નહિ. કામવાસના બિલ્કુલ કરવી નહી. સખત પ્રકારની મેહનત કે કસરત કરવી નહી; તેમજ સરદી કે ગરમીમાં ઝાઝું ફરવું-હરવું નહી, કેમકે તેથી ચેપી પ્રવાહની પેદાયશમાં મોટો વધારો થવાનો સંભવ રહે છે, અને જુનો પ્રમેહ, જે દરદી એમ સમજતો હતો, કે તે હવે સાજો થઇ ગયો છે, તે પાછો જબરાં જોરથી ઉભરી નિકળે છે, અને પાછો તે એકયુટ-ગૅનોરિયાના રૂપમા કોઈક વાર બદલાઇ જાય છે. એવા સંજોગ વચે અજ્ઞાન દરદી એવુંજ માની લીએ છે, કે તેને ફરીથી બીજીવાર નવા ગૅનોરિયાનું દરદ લાગુ પડયું છે.

## જુના પ્રમેહવાલા દરદીઓની સારવાર.

ગ્લીટના દરદીઓની સઘલી સારવાર આગળ જણાવ્યા પ્રમાણેજ થવી જોઇએ છે. બાહારના ઇલાજ તરીકે 'સિત્ઝ બાથના' ઈલાજ ચાલુ કરવા. શરૂઆતમાં 'સિત્ઝ બાથ' ફુક્કાં પાણી વડે કરવું, અને રફતે રફતે ઠંડા પાણી વડે કરવા માંડવું, અને તેથી દરદ સાજું થવાના અનેક સંભવ રહે છે.

ગૅાનોરિયા અને ગ્લીટના દરદીઓની ખાસ સાહુચેતી માટે આ પત્ર ખતમ કરવા આગમચ લખવું પડે છે, કે તેઓએ કદીબી એવા દરદો માટે બજારૂ કે ઘરગતુ ઇલાજો અજમાવવા કે કરવા નહી. કેમ કે તેવી દવાઓથી આગલ જણાવ્યા પ્રમાણે પરીણામ ઘણા નુકસાનકારક આવે છે. તોપણ એવા ઈલાજો, જેવા કે પીવાની દવાઓ, પિચકારી લોશનો, અને એવાજ બીજા ઈલાજોની જોકે વૈદકશાસ્ત્રમાં સેહજબી કમી નથી, પણ તેવા ઇલાજો કયારે કરવા, કોણે કરવા, કેમ કરવા, કેવા દરદીને કેવી દવા આપવી, વિગેરે જુદા જુદા ઈલાજો કરવાનું કામ, એક કુશળ તબિબનાજ હાથમાં મુકવું, કે જેથી દરદીની દેહ અને જાનની સલામતી વાજબી રીતે જલવાઇ શકે.

## ગૅાનોરિયાની બિમારીના ઇલાજો.

તોપણ વૈદકાનુસાર થોડાક ઇલાજો, દરદ દરમિયાન દરદીની રાહતમાં ઉમેરો કરે એવી મતલબથી અતરે રજુ કરેલા ફોકટ જનાર નથી.

**ઇલાજઃ**—જો શરૂઆતમાંજ ગૅાનોરિયાના સર્વથી પેહલા તબક્કા દરમિયાન પાણી જેવા રંગનો પ્રવાહી દરદીને નજરે પડે; યા તો ચેપ લાગ્યા પછી વળતે દિવસે જો યુરિથ્રામાં વવ યા કિડ લાગતી માલમ પડે, તો તુરતજ તેજ ઘડીએ દરદના ચેપને આગલ વધતો અટકાવવા નિચલાં લોશનનો દરદીએ પિચકારી વડે ઉપયોગ કરવો, કે જેથી મોટો લાભ દરદીને થવાનો સંભવ કેહવાય.

℞

નાઇટ્રેટ-ઑફ-સિલ્વર. ગ્રેન્સ. ૨
સોજુ ગાળેલું પાંણી. ઓંસ. ૮

મેળવીને લોશન બનાવવું.

આ લોશંનનો દર ચાર કલાકે ચાલુ ઉપયોગ કરતા રેહવું. જો લોશંનનો ઉપયોગ કીધાથી યુરિથ્રામાં વેદના થાય, યા જો લોહી જેવો પ્રવાહી નજરે પડે, તો એ લોશંનનો ઉપયોગ બિલ્કુલ બંધ કરવો. લોશંનનો ઉપયોગ હંમેશા કાચની પિચકારી વડે કરવો, એ ધ્યાંનમાં રાખવું.

કોઇબી લોશંનનો ઉપયોગ કરવા આગમચ, દરદીએ પિસાબ કરી લેવી જોઇએ. દરદીએ કોઠો કબજ કદીબી રાખવો નહી. અવારનવાર દરદીએ કબજીઆત દુર કરવા ઘરગટુ જુલાબનો, યા એવીજ કોઇ બીજી કબજીઆત તોડનારી દવાનો ઉપયોગ કરતા રેહવું. ફ્રુટ-સૉલ્ટ; યા હુનિયા-ડી-જાનોસ, વિગેરે જુલાબની દવાઓનો યા તો જુલાબની ગોળીઓનો ઉપયોગ કરતાં રેહવું.

દરદીએ બિછાંનામાં પડી રેહવું, અને જો વેદના થતી હોય તો પોશીદા બદનને નિચલા લોશંનથી મલમલનાં ભિજવેલા ટુકડા વડે લપેટી રાખવું.

## પોશીદા બદન માટે લોશંન.

℞

એસિટેટ-ઑફ-લેડ. ડ્રામ. ૪
રેકટીફાઇડ-સ્પીરિટ-ઑફ-વાઇન. ઔસ. ૧
ગાળેલું સોજુ પાણી. ઔસ. ૧૨

મેળવીને લોશંન બનાવવું.

એ લોશંનનો આગલ જણાવ્યા પ્રમાણે દર્દીએ ઉપયોગ કરતા રેહવું.

દરદીને જો બુખાર જેવું નહિ લાગતું હોય, યા તો બુખાર આવતી હોય, તો બુખાર બિલ્કુલ નિકલી ગયાં પછી, પાર્ક ડેવીસની નિચલી દવાઓ માહેલી એકાદનો ચાલુ ઉપયોગ કરવો.

૧—સૅન્ટલ-ઑઈલ-ગ્લોબ્યુલ્સ. (5 Minims) દરેક વખત ૩ થી ૬. દિવસમાં ત્રણ વખત દરદીની ઉમર અને તેના બાંધા તથા દરદના જોરનાં પ્રમાણમાં લેવાં.

૨—સૉ પામેટો ઍન્ડ સેન્ટલ ઑઈલ્સ ગ્લોબ્યુલ્સ. દરેક વખત ૩ થી ૬. દિવસમાં ત્રણ વખત ઉપર જણાવ્યા પ્રમાણે લેવાં.

૩—કોપેબા, કુબેબ, ઍન્ડ સેન્ટલ કેપ્સ્યુલ્સ. દરેક વખત ૨ થી ૩ દિવસમાં ત્રણ વાર, ઉપર જણાવ્યા પ્રમાણે લેવાં.

**સુચના:**—ઘણીક વાર દરદીની પ્રકૃતી એવી હોય છે, કે કોપેબાનો ઉપયોગ કીધાથી, શરીર ઉપર ગરમી ઉભરી નિકળે છે, અને શરીરે ઉપર લાલ ચકરડાં જેવા ડાઘાઓ પડે છે. એવા દરદીઓએ તેવી વખતે કોપેબાનો ઉપયોગ બંધ કરવો, અને તેને બદલે નંબર ૧ યા ૨ વાળી દવાનો ઉપયોગ ચાલુ કરવો. ધ્યાંન રાખવું કે એ દવાઓ ખરીદતી વેળા પાર્ક ડેવિસની બનાવટ માંગવી.

પિસાબ કરતી વખતે જો અગન બળતી હોય, તો દરદીએ જેમ બને તેમ સોડા વોટર યા લિથીયા વૉટર પીવો, અને જેમ બને તેમ વારંવાર પિસાબ કરવી, જેથી યુરિથ્રા સાફ થતી રહે. કેમકે યુરિથ્રામાં થતી અગન પિસાબમાં ઉત્પન્ન થતી ઍસીડને લીધે હોય છે.

## ગૉનોરિયામાં પિસાબમાં થતી અગનનો ઇલાજ.

પિસાબમાં ઉત્પન્ન થતી ઍસીડને લીધે, દરદીની યુરિથ્રામાં અગન બળે છે. એવે પ્રસંગે નિચલી દવાનો ઉપયોગ કરવાની સુચના કરવામાં આવે છે. એ દવા કેમિસ્ટને ત્યાં તઇયાર મલી શકે છે.

**લૅક્સેટીવ-લિથિયા** (ગ્રેન્યુલર એફરવેસેન્ટ) (પાર્ક-ડેવીસ.)

એ પીધાથી પિસાબ સારી રીતે છુટે છે, અને પિસાબમાં સમાયેલી ઍસીડની ખાસિયતને પણ તે સુધારે છે, જેથી અગન બળતી

નરમ પડે છે. એનો ઉપયોગ કેમ કરવો, તે એ દવાની શીશી ઉપર જણાવેલો હોય છે.

પીવામા બારલીનું પાણી, સોડા, લિથિયા, યા પોટાશ વૉટર લેવો. દારૂ બંધ કરવો. તંબાકુ ફુકવો મુકી દેવો. ખોરાક હલકો લેવો. કાફી અને ચાહે વિગેરે પીણાં બંધ કરવાં, અને દરદીએ બિછાંનામાંજ પડી પોતાના પોશીદા બદનને જેમ બને તેમ હેઠલથી ટેકો આપી, આસાએશ લેવી.

મિત્ર, ગૅાનોરિયાની બિમારી માટેજ આ ઘરગથ્થુ ઇલાજો સુચવ્યા છે. એવા દરદીની સારવાર માટે જે સુચના કરી છે, તે ઉપર ખાસ ધ્યાંન ખેંચવાની જરૂર છે. આ વિષય અતરે કેવળ અધુરોજ રહ્યો છે, કેમકે એ વિશે હજી ઘણું જાણવા જોગ સાહિત્ય, અને નવી નવી જાતના ઇલાજો વૈદકશાસ્ત્રની છેલ્લાંમા છેલ્લી શોધોને આધારે જે પશ્ચીમ તરફ પ્રગટ થયાં છે. તે હું હવે પછી પ્રગટ કરવા ધારેલાં નવા પુસ્તકમાં રજુ કરવા તઇયાર કરૂં છું.

## ગૅાનોરિયાની બિમારીમાં વપરાતી દવાના લોશંનો.

૧. ઍસીડ બોરીક.
૨. નાઇટ્રૅટ–ઑફ–સિલ્વર.
૩. કલોરલ–હાઇડ્રેટ.
૪. ઝીંક–સલ્ફેટ.
૫. પોટાશ પરમૅન્ગનેટ.
૬. પ્લમ્બાઈ એસિટેટ.
૭. કિવનીન સલ્ફ.
૮. ઝીન્ક–કલોરાઇડ.
૯. મર્કયુરોલ. (પાર્ક ડેવીસ).
૧૦. બાઇકલોરાઈડ–ઑફ–મર્કયુરી. (પાર્ક ડેવીસ).
૧૧. પોટાશિયમ પરમેંન્ગનેટ.
૧૨. નાગૅાલ વિગેરે બીજા અનેક.

આ સઘળી જાણીતી દવાઇઓ, ગૅાનોરિયાની બિમારીમાં પિચકારી મારવાના લોશંન બનાવવા માટે વપરાય છે. પરંતુ તે કયારે અને કેવા સંજોગે વાપરવાં, કેવાં અને કેટલાં પ્રમાણમાં અને કેટલાં પાણીમાં એ દવાઓ મેળવવી, તે વિશેનો ખુલાસો હવે પછી કરવા ધાર્યો છે.

એ સઘલી દવાઓ જગજાહેર છે, પણ એ ઉપરાંત જે નવા ઇલાજો પશ્ચીમ તરફના વેદક વિદવાંનોએ શોધેલા છે, અને તેમા જે નવી નવી દવાઓ પ્રસીધ થઈ છે, તે ખચીત જાણવાજોગ અને જાહેર કરવા જોગ છે, જે ઉપર હવે પછી નર સુખસાગરમાં પ્રગટ થશે.

લા૦ દુવાગીર

D. M. P.

## પુસ્તક અસમાપ્ત.

(વધુ માટે જુવો નર–સુખ–સાગર.)



☞ તા૦ કુ૦:—ગરમીના ગલીચ દરદો માટે જે ખાસ સરકારી કમીશન હિન્દુસ્થાંનમાં બેઠું હતું, તે સમે તે કમીશન સનમુખ ગરમીના દરદો માટે અનેક જાણવા જોગ ઇશારાઓ થયા હતા, તે અતરે પ્રગટ કરવાની તક દલગીરી સાથે જગ્યાની કોટાઇને લીધે પડતી મુકવી પડી છે. ગરમીના બીજાં દરદો, તેમજ તેના ઇલાજો અને સારવારની રીત વિગેરે બીજી બાબદો, હવે પછીના પુસ્તકમાં રજુ કરવા માટે તઇયાર કરી છે.

D. M. P.

# MASCULINOLOGY.

## OR

## THE MYSTERIES OF MAN.



# પુરુષ—શાસ્ત્ર.



આ પુસ્તકમા સમાયલી અસંખ્ય બાબદો
માહેલી મુખ્ય બાબદોનું
સાંકળીઉં.



લખનાર અને પ્રગટ કરનાર, ડી. એન. પટેલ, ફોરાસ રોડ, મુંબઇ.

ધી ફોર્ટ પ્રિન્ટીંગ પ્રેસમાં, હોશંગ તેહમુરસ અંકલેસરીઆએ છાપ્યું છે.
ઠેકાણું-નંબર ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ-મુંબઇ.